પ્રકાશકો :
ગીરધરલાલ દામોદર દફતરી, ઘાટકોપર
નારણજી મોનજી વોરા, મુંબઈ

| પડતર કિંમત | પ્રથમ આવૃત્તિ | વેચાણ કિંમત : |
|---|---|---|
| રૂા. ૨-૦-૦ | ૨૦૦૦ નકલ | રૂા. ૨-૦-૦ |

વીર સંવત . ૨૪૭૭: વિક્રમ સંવત : ૨૦૦૭ : ઇસ્વીસન : ૧૯૫૧

મુદ્રક :
વસંતલાલ દલીચંદની કાં. વતી
છબીલદાસ કસ્તુરચંદ શાહ
જનતા લિ. પ્રિન્ટીંગ પ્રેસ
સુડા ઝાપા રોડ,
રાણપુર [સૌરાષ્ટ્ર]

ઉંડી છાપ પડી, તેમણે કહ્યું, 'કાયદાના આધારે હું આપને દીક્ષાની પરવાનગી આપી શકતો નથી, છતાં મને ખાતરી છે કે આપ યોગ્ય ઉમરે દીક્ષિત થશો અને ત્યાગી જીવન જ ગાળશો. તે એક જ જીવન એવું છે-જેમા કદી વૈધવ્ય પ્રાપ્ત થતું નથી. અજમેર સાધુ સંમેલન થઈ રહ્યુ છે, તેમાં દીક્ષાની વય જે ઠરાવવામાં આવે તે ઉમરે તમે ખુશીથી દીક્ષા લઈ શકશો.' સંમેલનમાં દીક્ષાર્થીની ઉમર ૧૬ વર્ષની ઓછામાં ઓછી નક્કી થઈ અને કરમાલા મુકામે અજ વાળી બેનને તે ઉમરે દીક્ષા આપવામાં આવી.

બાલ્યાવસ્થામાં અર્થાત્ ૧૬ વર્ષની અવસ્થામાં જેમણે દીક્ષા લીધી હોય અને પછી અવરિત શ્રમ અને પરિશ્રમ વડે સાહિત્ય સાધના અને જ્ઞાનની ઉપાસના કરવાનું જેમનું લક્ષ્ય રહ્યું હોય તેમની વાણીમાં પ્રતિભા, શબ્દોમાં ચેતના અને ભવ્યતા હોય તેમાં નવાઈ શી!

દીક્ષીત થયા બાદ પાંચ વર્ષે સુભાગ્યે, તેમને આત્માર્થી મુનિ શ્રી મોહનઋષિજી મ. જેવા વિચારક સંતગુરુનો સંપર્ક થયો-જેમણે પોતાની પારખ દૃષ્ટિ વડે, છુપાયેલા આ રત્નને પારખી લીધું અને સર્વાંગી વિકસીત કર્યું. આજે જે સ્વરૂપે મહાસતીજી જોવામાં આવે છે તેનું ઘણુંખરું શ્રેય આત્માર્થી મુનિ શ્રી મોહનઋષિજી મ. ને ફાળે જાય છે.

મહાસતીજીના ઉત્કર્ષમાં તેમના માતુશ્રી ચંદનબાળાજી મહાસતીજીનો ફાળો પણ નોંધપાત્ર છે. તેમના માતુશ્રીએ પોતાની સંસારાવસ્થાની પુત્રીને દિક્ષીત થવાની પ્રેરણા આપી, એટલું જ નહિ પણ મહાસતીજીના જ્ઞાન, ધ્યાન તથા ઉત્કર્ષ માટે પણ તેઓ સદા પ્રયત્નશીલ રહે છે. મહાસતીજી પોતાના જીવનમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરી શકયા છે તેમા તેમના સંસારાવસ્થાના માતુશ્રીનો સમ્યક્ પ્રયાસ પણ ઉલ્લેખનીય છે.

પ્રાકૃત અને સંસ્કૃત સાહિત્ય ઉપરાત અંગ્રેજી ભાષાનું સતીજીને

સરલ ઉકેલ પ્રાપ્ત થાય છે.

સતીજીમાં સૌથી મોટી વિશેષતા એ છે કે સામ્પ્રદાયિક બંધનોમાં રહેવા છતા પણ તેમનામાં વિશાલ દૃષ્ટિ છે જૈનત્વનો આદર્શ પણ તેજ છે-જેની ઝાખી સતીજીના પ્રવચનોમાં પણ સર્વત્ર જોવામાં આવે છે. સતીજીના કહેની મધુરતા અને ભાષાની લાવણ્યતા, આ વિશિષ્ટતામા ઉમેરો કરે છે અને તેથી શ્રોતાજનો સમયનું ભાન ભૂલી જાય છે અને તેમનું વ્યાખ્યાન પૂર્ણ થાય ત્યાં સુધી કોઇ પણ શ્રોતાજન ઉઠતુ માલૂમ પડતું નથી.

સતીજીની અવસ્થા હાલ ૩૦ વર્ષની છે; આટલી અલ્પાવસ્થામા. જ તેમણે જે યોગ્યતા પ્રાપ્ત કરી છે અને પ્રવચન કરવાની દક્ષતા કેળવી છે તે જૈન સમાજ માટે ખરેખર ગૌરવભર્યું છે. મહાસતી-જીના વ્યાખ્યાનોની વાંચક કે સાંભળનાર પર કેટલી ઉંડી છાપ પડે છે તેનો એક દાખલો અત્રે આપવો બસ થશે. મુંબઇ સરકારના સેન્સર ખાતાના હિંદી વિભાગના ઓફિસર શ્રી નારાયણપ્રસાદજી જૈન, એમ. એ. ને તમામ છાપાઓ તપાસવા પડતા-તેમા જૈન પ્રકાશ પણ તેમને જોવુ પડતું, જૈન પ્રકાશમા મહાસતીજીના વ્યાખ્યાનો વાંચવા, એ તેમને મન જીવનની ધન્ય ઘડી હતી. આ વ્યાખ્યાનો વાચીને સતીજીના દર્શન કરવાની તેમને ઉત્કંઠા થઈ અને તે એક સમયે સતીજીના દર્શને આવ્યા તેમણે સતીજીના વ્યાખ્યાનો દુનિ-યાની બધી ભાષામાં પ્રગટ કરવાની ઇચ્છા દર્શાવી. જૈન તેમ જ જૈનેતર વર્ગ પર પણ સતીજીના વ્યાખ્યાનોની કેટલીક અદ્ભુત અસર થાય છે તે આ ઉપરથી સમજી શકાશે મુંબઈ સરકારના પંતપ્રધાન બાળા સાહેબ ખેર, પં. લાલન, સ્વામી આનંદ, પં. સુખલાલજી, વગેરેએ સતીજીના વ્યાખ્યાનો સાભળીને જે ઉદ્ગારો કાઢ્યા છે તે આ પુસ્તકમાં છેલ્લે પાને આપેલા છે, એટલે તેનું અત્રે પુનરાવર્તન કરવું ઉચીત નથી; તે પરથી તેમના વ્યાખ્યાનોની પ્રતિભાનો યથાર્થ ખ્યાલ આવી શકે છે.

મહાસતીજીએ ૧૯૪૮માં મુંબઈના ચાતુર્માસ દરમ્યાન આપેલા વ્યાખ્યાનોનો સંગ્રહ ગત વર્ષે પુસ્તકાકારે પ્રગટ કરવામાં આવ્યો હતો તેને સમાજ તરફથી સારો આવકાર મળ્યો છે અને તે પુસ્તકની ૨૦૦૦ નકલો ત્રણ મહિનામાંજ ખપી જવા પામેલ છે; તે પુસ્તકની હજુ સતત માગણી હોવાને કારણે, તેની બીજી આવૃત્તિ પણ પ્રગટ કરવી પડી છે. ધાર્મિક પુસ્તકોની ૧૦૦૦ નકલ ખપતાં પણ સમય નીકળી જાય છે, ત્યા આટલા ટુંકા ગાળામા ૨૦૦૦ નકલો ખલાસ થઇ ગઇ તે જ વિદુષી મહાસતીજીના વ્યાખ્યાનોની લોકપ્રિયતા દર્શાવે છે.

વિદુષી મહાસતીજીએ ગત વર્ષે ઈ. સ. ૧૯૫૦માં વિલેપાર્લેમાં શ્રી કડવીબાઇ શામજી વેલજી વિરાણી જૈન ધર્મસ્થાનકમાં ચાતુર્માસ કર્યું હતુ ત્યારે શ્રાવકના બાર વ્રત અને એકવીસ ગુણ પરત્વે મનનીય વ્યાખ્યાનો આપ્યા હતા–જેનો જૈનો તેમજ જૈનેતર જનતાએ સારા પ્રમાણમા લાભ લીધો હતો, તે વ્યાખ્યાનો પુસ્તકાકારે પ્રગટ કરવાની જનતા તરફથી માગણી થયા કરતી હતી, તેથી આ વ્યાખ્યાનો સંપાદિત કરાવીને 'ઉજ્જવળ વાણી ભાગ બીજા' રૂપે પ્રગટ કર્યા છે.

આવા પ્રતિભાશાળી અને ઉત્કૃષ્ટ સયમી જીવન ગાળનાર સતીજીના વ્યાખ્યાનો પ્રગટ કરતા અમો ગર્વ અનુભવીએ છીએ. સૌ કોઇને આ વ્યાખ્યાનો આત્મોન્નતિના માર્ગમા પથદર્શક બનશે એવી આશા છે.

મુંબઈ
તા ૧ ૮-૫૧

લી સેવકો
ગીરધરલાલ દામોદર દફતરી
નારણજી મોનજી વોરા

# આવશ્યક નોંધ

બાળ બ્રહ્મચારિણી વિદુષી મહાસતી શ્રી ઉજ્જવળકુંવરજી મ. નું ચાતુર્માસ સને ૧૯૫૦માં વિલેપાર્લેમાં હતું, ત્યારે મહાસતીજીએ શ્રાવકના બાર વ્રત અને એકવીસ ગુણ અંગે આપેલ મનનીય પ્રવચનોની નોંધ લેવામા આવી હતી–તે પરથી સંપાદિત થયેલ આ વ્યાખ્યાનો વિલેપાર્લેની જનતામાં બહુ જ લોકપ્રિય થઇ પડયા હતાં અને વિલેપાર્લેની જૈન તેમ જ જૈનતર જનતાએ આ પ્રેરણાદાયી પ્રવચનોનો લાભ સારા પ્રમાણમાં ઉઠાવ્યો હતો, એટલું જ નહિ પરન્તુ આસપાસના પરાઓની જનતાએ પણ આ ચિંતનશીલ વાણીનો સારા પ્રમાણમાં લાભ લીધો હતો.

મહાસતીજીની વિદ્વતાપૂર્ણ અને ચિંતનશીલ, સ્પષ્ટ અને અસરકારક વ્યાખ્યાન શૈલીની લોકપ્રિયતાનો પરિચય 'ઉજ્જવળ વાણી ભાગ પહેલા'એ આપ્યો છે. ઉજ્જવળ ભાગ પહેલાંની ૨૦૦૦ નકલ ત્રણ મહિનામા જ ખપી ગઈ; એ બતાવે છે કે મહાસતીજીના વ્યાખ્યાનો જૈન તેમજ જૈનતર પ્રજામાં એક સરખી રીતે આવકારાયા છે. ઉજ્જવળ વાણી ભાગ પહેલાંની હજુ પણ સતત માગણી રહેવાને કારણે, ટુંક સમયમાં જ તેની બીજી આવૃત્તિ પ્રગટ કરવી પડી છે.

મહાસતીજીની વ્યાખ્યાન શૈલી અનેકાન્ત શૈલી છે અને તે શૈલીને કારણે જૈનોના ત્રણે ફિરકાઓ સતીજી પ્રતિ એક સરખું માન ધરાવે છે, એટલું જ નહિ પરન્તુ જૈનેતર સમાજમાં પણ તેમની લોકપ્રિયતા

નોંધ પાત્ર છે. આજ કારણે બૌદ્ધ સોસાયટી, થીઓસોફીકલ સોસાયટી, રામકૃષ્ણ સોસાયટી, વિવેકાનંદ સોસાયટી, સંસ્થાઓ અને સંઘો તરફથી સતીજીને વ્યાખ્યાનો આપવા માટેના આમંત્રણો મળે છે.

આ હકીકત જૈન સમાજ માટે ગૌરવભરી છે કે સતીજીના વ્યાખ્યાનો ગુજરાતી અને હિન્દી ભાષામાં પ્રગટ થયાં છે, એટલું જ નહિ પરન્તુ આ વ્યાખ્યાનોનો લાભ અંગ્રેજી જાણનાર પ્રજાને મળે તે માટે આપણા સ્થા જૈન સમાજના–જાણીતા ઉદ્યોગપતિ સતીજીના વ્યાખ્યાનો અંગ્રેજીમાં અનુવાદ કરાવી રહ્યા છે અને ટુંક સમયમાં જ તે ભાષામા પ્રગટ થશે. એક મહારાષ્ટ્રીય હસ્તસિદ્ધ લેખિકા મહાસતીજીના વ્યાખ્યાનો સાંભળવા આવેલા; મહાસતીજીના વ્યાખ્યાનો માટે તે બ્હેનને એટલું બધું આકર્ષણ થયું કે મરાઠી ભાષા જાણતી જનતાને સતીજીના વ્યાખ્યાનોનો લાભ આપવા માટે, તેમના વ્યાખ્યાનોનો મરાઠી ભાષામાં અનુવાદ કરવાનું કાર્ય તે બ્હેને સ્વયં ઉપાડી લીધેલ છે। આ રીતે સતીજીના વ્યાખ્યાનો સ્થાનકવાસી જૈન સમાજમાં જ મર્યાદિત બનવાને બદલે, માનવ જાતની મિલ્કત બની રહેલ છે. કુવાનું પાણી બનવાને બદલે મહાસાગરનું પાણી બની રહેલ છે અને આ અમૃતમય વાણીનો કોઇપણ જાતના ભેદભાવ વિના, સર્વત્ર લાભ ઉઠાવાઇ રહેલ છે.

શ્રાવકના બાર વ્રત અને એકવીસ ગુણ અંગેના મહાસતીજીના વ્યાખ્યાનો વાચીને, આદર્શ શ્રાવક બનવા પ્રતિ આપણે પ્રયાણ કરીશું તો મહાસતીજીનો પ્રયાસ સાર્થક થશે.

વ્યાખ્યાનમા ભાષા દોષ કે ભાવ દોષ માલૂમ પડે તો તે ખામી સમ્પાદકની સમજવી, એટલી આવશ્યક નોંધ સાથે,

જૈન પ્રકાશક કાર્યાલય
પાયધુની, મુંબઇ–૩
તા ૧–૮–૫૧

**મહાસુખલાલ જેઠાલાલ દેસાઈ**

—: અનુક્રમણિકા :—

# શ્રાવકના બાર વ્રત



# શ્રાવકના એકવીસ ગુણ

## અગાઉથી બનેલ ગ્રાહકોની શુભ નામાવલી

| | | |
|---|---|---|
| ૧૨૫ | શ્રી ખુશાલભાઈ ખેંગારભાઈ, | વિલેપાર્લે |
| ૧૨૫ | ,, રામજીભાઇ કરસનજી, | મુંબઇ |
| ૧૨૫ | ,, નાથાલાલ મદનજી, | ,, |
| ૧૦૦ | એક સદ્‌ગૃહસ્થ, | |
| ૧૦૦ | ,, રસિકલાલ પ્રભાશંકર શેઠ, | |
| ૧૦૦ | ,, મણિલાલ નરભેરામ પારેખ, | |
| ૫૦ | ,, રવિચંદ સુખલાલ, | કાંદીવલી |
| ૨૫ | મે. એચ. વાડીલાલની કાં. | વિલેપાર્લે |

૬૫૦) કુલ

# (૧) શ્રાવકના બાર વ્રત

## આગાર ધર્મ અને અણુગાર ધર્મ

### ધર્મના બે પ્રકાર

શ્રી મહાવીર પ્રભુએ સાધુનો ધર્મ અને ગૃહસ્થનો ધર્મ–એમ બે પ્રકારના ધર્મ ફરમાવ્યા છે. શાસ્ત્રીય ભાષામા "આગાર ધર્મ અને અણુગાર ધર્મ"ને નામે આ ઓળખાય છે.

સાધુને માટે ભગવાન મહાવીરે પાચ મહાવ્રતના પાલનનું વિધાન બતાવેલ છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ–એ પાચે વ્રતો સાધુએ પૂર્ણપણે પાળવાનાં હોય છે. ગૃહસ્થ માટે બારવ્રતના પાલનનો ધર્મ બતાવવામા આવેલ છે. બારવ્રતમાં સાધુના પાચ વ્રતનો સમાવેશ થઇ જાય છે, પરન્તુ તે વ્રતોનું પાલન સાધુઓએ પૂર્ણપણે કરવાનું હોય છે, જ્યારે ગૃહસ્થોએ અમુક અશે કરવાનું હોય છે. ગૃહસ્થો સસારી હોવાથી પાચ મહાવ્રતોનું પાલન પૂર્ણપણે તેમને માટે શકય નથી અને તેથી ગૃહસ્થો માટે આ વ્રતોના પાલનમાં આવશ્યક છૂટછાટ રાખવામાં આવેલ છે.

ગૃહસ્થો માટે જે બાર વ્રત દર્શાવવામાં આવેલ છે તે ત્રણ વિભાગમાં વ્હેંચી નાખવામાં આવેલ છેઃ પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત.

આ બારવ્રતો એટલાં ભવ્ય છે કે દરેક માનવ જો તેનું પાલન

કરે તો પોતે પોતાનું જીવન સુખરૂપ પસાર કરી શકે, એટલું જ નહિ પરન્તુ કૌટુંબિક, સામાજિક અને રાષ્ટ્રીય જીવન પણ સુખરૂપ બને અને વિશ્વના નાના મોટા તમામ સંઘર્ષણો અદશ્ય થઇ જાય.

આજે જ્યાં જુઓ ત્યાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે, વ્યક્તિ વ્યક્તિ વચ્ચે, નોકર અને શેઠ વચ્ચે, મજુર અને માલિક વચ્ચે, શોષક અને શોષિત વચ્ચે ઘર્ષણો ચાલી રહ્યાં છે. દુનિયામાંથી પ્રેમ અને મૈત્રીનું વાતાવરણ અદશ્ય થતું જાય છે. ઉંદર બિલાડી જેવો સંબંધ જયાં જુઓ ત્યાં દેખાય છે. આ વિસંવાદિતા દૂર કરવા માટે સામ્રાજ્યવાદ, શાહીવાદ, સમાજવાદ, કે સામ્યવાદ મથામણ કરી રહેલ છે, પરંતુ એક અનિષ્ટ દૂર કરવા જતાં તેને સ્થાને બીજું અનિષ્ટ પ્રવેશી રહેલ છે. બીજું વિશ્વયુદ્ધ હજી હમણાં જ પૂરૂ થયું ત્યાં ત્રીજા વિશ્વયુદ્ધના ભણકારા વાગી રહેલ છે. આ બધા અનિષ્ટ તત્ત્વોનું મૂળ તપાસવામાં આવશે તો લાગશે કે આજે ગૃહસ્થાશ્રમી જીવન આ બાર વ્રતોના પાલનથી વેગળું થતું જાય છે. આ બધા અનિષ્ટ તત્ત્વો દૂર કરવાનો એક જ રામબાણ ઉપાય છે. સૌ કોઈ આ બાર વ્રત અંગીકાર કરે અને તે મુજબ જીવન જીવે તો આ બધા ઘર્ષણોનો ક્ષણભરમાં અંત આવે અને આ દુનિયા સ્વર્ગસમ બની જાય.

## વ્રત અંગીકાર કોણ કરી શકે ?

અત્રે એક વાત કહેવી જરૂરી છે. આ વ્રતો ધારણ કરવા માટે એક શરત રાખવામાં આવી છે. આ વ્રત કોણ અંગીકાર કરી શકે ? એ બાબતની સ્પષ્ટતા અત્રે કરવાની છે.

આ વ્રત અંગીકાર કરવા માટે કોઇ જાતિભેદ છે નહિ. બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય, વૈશ્ય હોય કે શૂદ્ર, પૂર્વના દેશનો વતની હોય કે પશ્ચિમના દેશનો, કાળો હોય કે ગોરો, યુવાન હોય કે વૃદ્ધ, પુરૂષ હોય કે સ્ત્રી, ગમે તે આ વ્રત અંગીકાર કરી શકે છે. વ્રત

અંગીકાર કરવામા વય, લીંગ, દેશ કે જાતિ નડતરરૂપ નથી. માત્ર એક શરત વ્રત ધારણ કરવા માટે દર્શાવવામાં આવી છે અને તે છે 'શલ્ય રહિતતા.' જે કોઈ વ્યક્તિ 'શલ્ય રહિત' હોય તે આ વ્રત અંગીકાર કરી શકે છે.

આચાર્ય ઉમાસ્વામી તત્ત્વાર્થ સૂત્રમાં કહે છે કે, 'નિ:શલ્યો વ્રતી' અર્થાત્ શલ્ય વિનાનો જ વ્રતી બની શકે છે.

શલ્ય ત્રણ છે માયા શલ્ય, નિદાન શલ્ય અને મિથ્યા દર્શન શલ્ય. દંભ, ઢોંગ, ધતીંગ, કપટ, છળ કે કોઇને ઠગવાની વૃત્તિ તે માયાશલ્ય છે. ભોગોની લાલસા તે નિદાન શલ્ય છે સત્ય ધર્મ ઉપર શ્રદ્ધા ન રાખવી અને અસત્યનો આગ્રહ રાખવો એ મિથ્યા-દર્શન શલ્ય છે. આ ત્રણે માનસિક દોષ છે.

શલ્ય એટલે કાંટો. જેમ શરીરમા કાંટો લાગ્યો હોય અને તે દૂર ન થાય ત્યા સુધી ચેન નથી પડતું તેમ જયા સુધી આ શલ્ય દૂર ન થાય ત્યાં સુધી વ્રતના પાલનમા સ્થિરતા આવતી નથી. આ શલ્ય શરીર અને મનને કોતરી ખાય છે અને આત્માને સ્વસ્થ થવા દેતા નથી, તેથી વ્રતના પાલન માટે સૌથી પ્રથમ શલ્ય રહિત બનવાની જરૂર છે, શલ્ય રહિત બનીને, વ્રતો અંગીકાર કરવા અને પૂર્ણપણે પાળવા એ પરમ શ્રેય સાધવાનો ગૃહસ્થો માટે ઉત્તમ માર્ગ છે.



# બાર વ્રતની વિચારધારાની પ્રાથમિક ભૂમિકા

મહાત્મા ગાંધીજી સાથે અમારે એક વખત વાર્તાલાપ થયેલો, ત્યારે જૈનોની અહિંસા અંગે તેમણે ટાંકેલ એક દૃષ્ટાંત અમારા હૃદયમાં કોતરાઇ ગયેલ છે. જૈનોની આજની અહિંસા માટે સમાજમાં શું સમજણ છે તેનું પ્રતિબિંબ તે દૃષ્ટાંતમાં દૃષ્ટિગોચર થાય છે.

મહાત્માજીએ કહ્યું, 'હું અમદાવાદ હતો ત્યારની આ વાત છે. કાંકરીયા તળાવનું પાણી સુકાઇ જતું ત્યારે તળાવમાં રહેલાં માછલા પાણી વિના મરી ન જાય તે માટે જૈનો પાણીના ઘડા ને ઘડા તળાવમાં નાખી જતાં; આ રીતે તેઓ માછલાંઓની દયા પાળતા હતા, પરન્તુ બીજી બાજુ તેઓ વધુ વ્યાજ લઇને કે વધુ નફો લઇને માણસોનું શોષણ કરવામાં જરા પણ અચકાતા ન હતાં !'

આ દૃષ્ટાંત આપીને મહાત્માજીએ ટકોર કરતાં ઉમેર્યું', 'જૈનોની આ તે કેવી અહિંસા ?'

મહાત્માજી જેવા તટસ્થ વિચારક અને વિશાળ અનુભવીને પણ જૈનોની અહિંસા માટે કેવો ખ્યાલ છે તે આ પરથી સમજાશે; અને તેમાં યથાર્થતા પણ રહેલી છે.

મહાત્માજીની આ ટકોરનો જવાબ આપતા અમે કહ્યું કે જૈનોની અહિંસા ગમે તેવી હોય, પરન્તુ ભગવાન મહાવીર પ્રરૂપીત અહિંસા વ્યાપક છે અને નાનામાં નાના જંતુથી માંડીને પચેન્દ્રિય

સુધીના જીવો પરત્વે અહિંસક વર્તન રાખવાનુ તેમા વિધાન છે.' શાસ્ત્રમા દર્શાવેલ અહિંસાનું સ્વરૂપ અમારી પાસેથી વિગતવાર સાભળીને, જૈન ધર્મના સિદ્ધાતોની વિશાળતા અને સૂક્ષ્મતા માટે મહાત્માજીએ સંતોષ અનુભવ્યો હતો.

મહાત્માજી સાથે પ્રથમ વ્રત અંગે વિસ્તૃત વિવેચન થયું હતું. સમયના અભાવે અન્ય વ્રતોનું વિવેચન થઈ શકયું ન હતું, છતા તે સમયે બાર વ્રત અગે કરેલ વિચારધારા આ ચાતુર્માસ દરમ્યાન આપની સમક્ષ રજુ કરવા ધારી છે. બાર વ્રતના નામથી આપ સૌ જાણીતા છો જ, પરન્તુ તેના મહત્ત્વ અંગે બહુ ઓછાએ વિચારવાની દરકાર કરી છે અને તેથી જ આજે સાંસારિક સુખોની પ્રાપ્તિમાં બાર વ્રતની અવગણના થઈ રહેલ છે. બાર વ્રતની જીવનમા અનિવાર્ય આવશ્યકતા સૌ કોઈ સમજે અને તેને અંગીકાર કરી, આદર્શ શ્રાવકત્વ પ્રાપ્ત કરે એ જ આ વિવેચન પાછળનો ધ્યેય છે. તે ધ્યેય પાર પાડવાનો આધાર તમારા પર છે, આશા છે કે આ ધ્યેય પૂર્ણ થવામા નિષ્ફળતા નહિ મળે.



## ૧. પ્રાણાતિપાત વિરમણ વ્રત

### વ્રતોની આવશ્યકતા

નદીના સતત વહેતા પ્રવાહને સારૂ બે કાંઠાઓની જરૂર રહે છે, તેમ જ જીવન પ્રવાહ નિરંતર સરળ વહ્યા કરે એ માટે વ્રતોની આવશ્યકતા છે. નદી જો એમ કહે કે, 'મને કાંઠાનું બંધન ન જોઇએ, હું તો મને ફાવે તેમ વહીશ' તો નદીનું પાણી વેરણ છેરણ થઈ જાય, તેવું જ માનવ-જીવનનું છે, માનવ જો વ્રતોના બંધન વગર રહે તો તેની જીવન શક્તિ પણ વેર વિખેર થઇ જશે, તેથી જીવનશક્તિ કેન્દ્રિત કરવા માટે અને યોગ્ય દિશામા જ તેનો ઉપયોગ કરવા માટે વ્રતોની જરૂર છે.

### પ્રાણી વધનો કોઇને અધિકાર નથી

ભગવાન મહાવીરે બાર વ્રત બતાવ્યા છે, તેમા પહેલું વ્રત અહિંસાનું છે. દશ વૈકાલિક સૂત્રમા કહ્યું છે કે,

सव्वे जीवा वि इच्छन्ति जीविउं न मरिज्जिउं ।
तम्हा पाणीवह घोरं निग्गंथा वज्जयंतिणं ॥

અર્થાત્ જીવ માત્રને જીવન પ્રિય છે અને મરણ અપ્રિય છે, તેથી પ્રાણીવધ એ ભયંકર પાપ છે, સાધક પુરુષો માટે એ ત્યાજ્ય છે.

હિંસાની વ્યાખ્યા કરતાં આચાર્ય ઉમાસ્વામી કહે છે કે, **प्रमत्त योगात् प्राणव्यपरोपणं हिंसा।** પ્રમત્ત યોગથી પ્રાણોનો નાશ કરવો તે હિંસા છે, પ્રાણોનો વિનાશ પ્રમત્ત યોગથી થયો હોય તો

તે હિંસા કહેવાય; જે પ્રાણોનો વિનાશ પ્રમત્ત યોગથી એટલે રાગ દ્વેષ રૂપ પ્રવૃત્તિના કારણથી થાય છે તે હિંસા છે.

સર્વ પ્રાણીઓને પોત પોતાની રક્ષા માટે નખ, ખાવા દાંત અને દાઢ, જોવા માટે નેત્ર, સાંભળવા માટે કાન, સુંઘવા માટે નાક, ચાખવા માટે જીભ, વગેરે અંગોપાંગ પોત પોતાના કર્માનુસાર મળ્યા છે; તે અંગોપાંગ છીનવી લેવાનો મનુષ્યને કોઈ પણ પ્રકારનો અધિકાર નથી. જે માણસ માખીની પાંખ પણ બનાવી શકતો નથી તેનો નાશ કરવાનો તેને શો અધિકાર છે ?

## માંસાહારીની દલીલ

પણ સ્વાર્થવશ માનવી કશું વિચારી શકતો નથી. માંસાહાર કરનારા લોકો ઘણીવાર એમ દલીલ કરે છે કે, 'આ બધા પશુ-પક્ષીઓ કોના માટે ઉત્પન્ન કરવામાં આવ્યા છે? આ બધું માણસો માટે જ ઈશ્વરે ઉત્પન્ન કર્યું છે.' પણ આમ કહેનારને સિંહ મનુષ્યની ભાષા કહે કે 'મનુષ્યને મારા ખોરાક માટે જ ઈશ્વરે ઉત્પન્ન કરેલ છે' તો મનુષ્ય શું જવાબ આપશે ?

આ દલીલમા માત્ર સ્વાર્થ છે, સ્વાદલોલુપતા છે. માનવમાં જેમ જીવ છે તેમ પશુ-પક્ષીઓમાં પણ જીવ છે; એટલે સિંહ કે વાઘ જેમ મનુષ્યને ખાય તે મનુષ્યને પસંદ નથી તેમ મનુષ્યે પણ પશુ-પક્ષીઓનો ખાવા માટે ઉપયોગ કરવો જોઈએ નહિ.

અલબત્ત માનવમા બુધ્ધિ રહેલી છે; તેટલી પશુ-પક્ષી કરતાં તેમનામા વિશેષતા રહેલી છે, પરન્તુ તેનો ઉપયોગ તેમણે પશુ-પક્ષી પર અધિકાર ભોગવવામા કે તેમને પકડવામા, મારવામા અને ખાવામાં કરવો જોઈએ નહિ; તે તો બુદ્ધિનો ગેર ઉપયોગ છે. સર્વનું રક્ષણ કરવામાં તેમણે તેનો ઉપયોગ કરવો ઘટે છે.

## અહિંસા : આધ્યાત્મિક જીવનનો પાયો

જેમ માનવને પોતાનું જીવન પ્રિય છે તેમ પશુ-પંખીથી માંડીને નાનામાં નાના જીવને પોતાનુ જીવન પ્રિય છે. એમ સમજી હિંસાથી દૂર રહેવું ઘટે છે. અહિંસા આધ્યાત્મિક જીવનનો પાયો છે, તેથી બાર વ્રતોમા પ્રથમ સ્થાન 'અહિંસા'ને આપવામાં આવેલ છે. ભગવાન મહાવીરના શબ્દોમાં કહીએ તો અહિંસા ભગવતી છે અને ભગવતીનું શરણુ લીધા વિના સાધક વિકાસ સાધી શકે નહિ.

અહિંસાવ્રત બધા વ્રતોમાં અગ્રત્યનું છે; તેટલું જ તેનું પાલન પણ દુષ્કર છે. મહાત્માજીના શબ્દોમાં કહીએ તો 'અહિંસાનો માર્ગ જેટલો સીધો છે એટલો જ સાકડો છે. ખાંડાની ધારે ચાલવા જેવો છે. બજાણિયા જે દોરી ઉપર એક નજર કરી ચાલે છે, તેના કરતાં પણ સત્ય-અહિંસાની દોરી પાતળી છે. જરા અસાવધાની આવી કે હેઠે પડીએ. પ્રતિક્ષણુ તેની સાધના કરવાથી જ, તેના દર્શન થઈ શકે.

કોઈને ન જ મારવું એનો અહિંસામાં સમાવેશ થાય છે જ, પણ કુવિચાર માત્ર હિંસા છે. કોઈનું બુરું ઇચ્છવું હિંસા છે. જે વસ્તુ જગતને જોઈએ તેનો કબજો રાખવો એ પણ હિંસા છે.'

## અહિંસા : શાશ્વત શાંતિનો શ્રેષ્ઠ ઉપાય

આવી અહિંસાના પાલનથી જ સાચી શાન્તિ પ્રાપ્ત થઇ શકે છે. હિંસાથી કદી શાન્તિ મળી શકે નહિ. અંગ્રેજ લેખક લ્યુથરે કહ્યું છે કે Nothing good ever comes of violence અર્થાત્ હિંસામાંથી કંઇ સારૂં પરિણામ નીપજતું નથી. એક અનુ-
1 લખે છે કે The violence done to us by others is

often less painful than that which we do to others. આપણે બીજાને કષ્ટ આપીએ છીએ તેના કરતા બીજા આપણને કષ્ટ આપે છે તે ઘણું કરીને ઓછુ દુ:ખદાયક હોય છે. તેનો કહેવાનો ભાવાર્થ એ છે કે આપણે બીજાને વધુ કષ્ટ આપતા હોઇએ છીએ, જ્યારે બીજા તરફથી થતુ કષ્ટ બહુ ઓછું હોય છે. આ કટાક્ષમા કહેવામા આવેલ છે અને તેમાં ગર્ભિત સૂચન રહેલું છે કે આપણા તરફથી બીજાને દુ:ખ ન થાય તેની આપણે કાળજી રાખવી જોઇએ. બીજા શબ્દોમા કહીએ તો પોતે સહન કરવું અને બીજાને ન સતાવવું-તે જ દરેકનો ધ્યેય હોવો જોઇએ. આનું નામ જ અહિંસા છે.

## અહિંસાના વિવિધ સ્વરૂપો

દયા, કરૂણા, અનુકમ્પા, સેવા, પ્રેમ, મૈત્રી, વગેરે સર્વ અહિંસાના જ સ્વરૂપો છે. દયાળુ હૃદય એ નંદનવન છે. કહ્યું છે કે- Paradise is open to all kind hearts. દયાળુ હૃદય માટે સ્વર્ગના બારણા હંમેશ ખુલ્લા જ છે. નિષ્ઠુર હૃદયના બાદશાહ કરતાં દયાળુ હૃદયનો કંગાલ માણસ વધારે ચડીઆતો છે. ટેનીસને એ જ વાત કહી છે કે Kind hearts are more than Coronets. બીજા એક વિદ્વાન કહે છે કે Kindness is the golden chain by which society is bound together. સમાજને સંગઠીત રાખવા માટે દયા એ સોનેરી સાંકળી છે. બાયરનના શબ્દોમાં કહીએ તો The drying up a single tear has more of honest fame than shedding seas of gore. યુદ્ધમા લોહીની નદીઓ વહેવડાવનાર વિજેતા કરતા અનાથનું એક આસુ લૂછનાર વધારે પ્રશંસાને પાત્ર

છે; તેથી અહિંસા સાથે દયા અને મૈત્રીની પણ આરાધના કરવી જોઇએ.

## હાથીની આદર્શ અનુકમ્પા

દયાથી જીવનને ઉન્નત બનાવી શકાય છે, એક સમયે એક જંગલમાં દાવાનલ પ્રગટી રહ્યો હતો; બધા પશુ-પક્ષીઓ દાવાનલથી બચવા માટે આમ તેમ દોડાદોડી કરી રહ્યા હતા; તે સમયે એક હાથીએ દાવાનલથી બચવા માટે અને પોતાના સમુદાયને બચાવવા માટે એક યોજન એટલે ચાર ગાઉનો માંડલો કર્યો. માંડલો એટલે સ્વચ્છ મેદાન–જ્યાં એક પણ વૃક્ષ, પાંદડુ કે સુકા લીલા ઘાસની સળી પણ ન હોય, આવા સ્થળે આગ લાગવાની કે પ્રવેશવાની શકયતા ન હોવાથી, જંગલના પ્રાણીઓ આશ્રય માટે એ માંડલામા ભરાયા; હાથીએ પોતાના હાથીના જુથના સંરક્ષણ માટે આ માડલો બનાવ્યો હતો, પણ ઉદાર ભાવે તેણે અન્ય પ્રાણીઓને આશ્રય આપ્યો. માંડલો ઠસાઠસ ભરાઇ ગયો હતો, છતાં પશુઓનો સંરક્ષણ માટે ધસારો ચાલુ હતો. એક સસલું તેમાં પ્રવેશ્યું, પણ કયાંય જગ્યા ન મળે! તેવામાં જુથના નાયક હાથીએ ખણવા માટે એક પગ ઉંચો કર્યો કે તરત જ ખાલી પડેલી જગ્યાએ સસલું બેસી ગયુ! હાથી નીચે પગ મૂકવા જાય છે, ત્યાં પગ નીચે કોઇ પ્રાણી લાગવાથી, તેણે પગ પાછો ઉંચો લઇ લીધો; એક પગ અદ્ધર રાખ્યો અને ત્રણ પગે જ તે ઉભો રહ્યો.

જંગલનો દાવાગ્નિ ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ બાદ શાંત થયો; ત્યાં સુધી હાથીએ સસલું ચગદાઇ ન જાય તે માટે દયાભાવે પગ ઉંચો જ રાખ્યો હતો. દાવાગ્નિ શાંત થયો, ત્યારે સર્વ પ્રાણીઓ નીકળવા લાગ્યા; પેલું સસલું પણ બહાર નીકળ્યું, ત્યારે

હાથી નીચે પગ મૂકવા ગયો, પરન્તુ નસો અકડાઇ જવાથી તે જમીન પર પડયો અને તુરત પ્રાણ મૂકત થયો.

આ હાથીનો જીવ મગધાધિપતિ શ્રેણિકને ત્યાં મેઘકુમાર નામના રાજકુમાર તરીકે જન્મ્યો. થોડા સમય પહેલાંનો એક હાથી રાજકુમાર બન્યો તે અનુકમ્પા, કરુણા, દયા કે અહિંસાનો જ પ્રતાપ છે.

એક હાથી જેવું પ્રાણી પોતાના જીવના જોખમે આટલી દયા પાળે તો સંસ્કારી માનવ પાસેથી વિશેષ આશા રહે તે સ્વાભાવિક છે.

## અનુકરણીય દષ્ટાંત

હાથીએ ત્રણ પગે ઉભા રહી, પોતાના શરીરના ભોગે સસલાંની દયા પાળી—એ પ્રસંગ આજના શ્રીમન્તોએ સોનેરી અક્ષરે પોતાના હૃદયમાં કોતરી રાખવા જેવો છે. હાથી જેવા પશુ પાસે અન્યને સહાયભૂત થવા માટે બાહ્ય કોઇ પણ સાધન ન હતું, છતાં પોતાના શરીરનો ઉપયોગ કરી ચાર ગાઉ જેટલી જમીન, પશુ તથા પક્ષીઓના રક્ષણ માટે અગ્નિના ઉપદ્રવ રહિત બનાવી; તો આજના શ્રીમન્તો—જેમની પાસે અઢળક દ્રવ્ય છે અને જેમની પાસે આવકના પણ પુષ્કળ સાધનો છે તેઓ પોતાના તન, મન, ધન, તેમજ પ્રાપ્ત સાધન સામગ્રીનો ધારે તો કેટલો સદુપયોગ કરી શકે!

હાથી જેટલો કરુણાભાવ આજના શ્રીમન્તોમાં આવે તો સંસારની વિષમતા દૂર થતાં વાર ન લાગે. વિષમતા દૂર થાય તો સર્વ મનુષ્યો પોતાનું જીવન સુખે વિતાવી શકે અને જીવન નિર્વાહ માટે કોઇને અસત્ય, અનીતિ, શોષણ, આદિ પાપોનું સેવન કરવું પડે નહિ. આમ કરવામાં શ્રીમન્તો અને ગરાબો બંનેનું શ્રેય છે.

વિશેષ ભોગ આપવાની વાત બાજુએ મૂકીએ; શ્રીમન્તો પોતાના મકાનની છાયાનો ઉપયોગ ગરીબોને કરવા દે અર્થાત ખાતાં વધેલ

અનાજ ગરીબોને આપે, જીર્ણ વસ્ત્રો અને કામમાં ન આવતી વધારાની વસ્તુઓ જો ગરીબોને આપવામાં આવે તો સહરાના રણમાં પાણીના પરબ જેવી ગરીબોને રાહત મળે. શ્રીમન્તો માટે તો આ વધેલાં નખ તથા વાળ કાપી નાખવા જેવું છે.

કોઇ કોઈ ઠેકાણે તો વિપરીત સ્થિતિ માલૂમ પડે છે. પોતાના કુવામાં કોઇ ગરીબ પાણી ભરવા આવે તો ભૈયા, ગુરખા કે શીખ ચોકીદાર દ્વારા તેમને અટકાવવામાં આવે છે કુવાના પાણી માટે બંદોબસ્ત રાખવામાં આવે છે, ત્યાં નળના પાણીની તો વાત જ કયાં કરવી ? આવી સંકુચિત મનોદશાવાળા માટે મેઘકુમારના હાથીના ભવની અનુકમ્પા, ઉદારતા અને સ્વાર્થત્યાગની ભાવના શિક્ષાપ્રદ છે.

## અહિંસાની વ્યાપક વ્યાખ્યા

અમારા પૂજય ગુરુદેવ આ સર્વ વ્રતોની ઘણી વ્યાપક અને સુન્દર વ્યાખ્યા ફરમાવે છે. તેઓશ્રી ફરમાવે છે કે મન-વચન અને કાયાની કોઈ પણ પ્રવૃત્તિ કરતા પહેલા તે પ્રવૃત્તિના પારણામનો વિવેકમય વિચાર કરવો તેનું નામ અહિંસા છે વ્યાપાર દેશને કે ગરીબ પ્રજાને શોષક છે કે પોષક ? તેનો પણ અહિંસાનો ઉપાસક પ્રથમ વિચાર કરે. જે વેપારમા બીજાની આજીવિકા છિનવાઇ જતી હોય, હિંસાનો આધાર લેવો પડતો હોય તે વેપારથી અહિંસક અળગો રહે. જીવનની દરેક પ્રવૃત્તિને તે આ કસોટીએ જ કસે. અહિંસામય જ તેના આચાર, વિચાર અને ઉચ્ચાર હોય.

## જૈનોની અહિંસા તેજહીન કેમ ?

જનો છાણાં લાકડાં ચારણેથી ચાળીને વાપરે છે; ચુલો, સગડી, ખાંડણીઓ, ઘંટી, વગેરે પુંજીને વાપરે છે. શાકભાજી પણ ચાળીને વાપરે છે. કંથવા, ઇયળ વગેરે બચાવવા માટે આટલી કાળજી ખે છે. વનસ્પતિના જીવોને બચાવવા માટે અમુક અમુક લીલો-

તરીનો પણ ત્યાગ કરે છે એક કંથવો મારવા માટે પાચ લાખ રુપિયા જૈનને મળતા હોય તો તે પાંચ લાખ રૂપયા જતા કરશે, પણ કંથવાને મારવા તત્પર નહિ થાય જૈનો અહિંસાના પાલનમાં આટલી ઝીણવટભરી કાળજી રાખે છે, છતા પ્રશ્ન એ છે કે તેમની અહિંસામા તેજસ્વિતા કેમ નથી?

## અહિંસાના બે પ્રકાર

જૈનો અહિંસાની બાબતમાં આટલી બધી ઝીણવટભરી કાળજી રાખવા છતા, તેમની અહિસા નિસ્તેજ હોવાનું કારણ એ છે કે તેઓ અહિંસાનો વ્યાપક અર્થ સમજ્યા નથી. અહિસાના બે પ્રકાર છે નિષેધાત્મક અહિંસા અને વિધેયાત્મક અહિસા. કોઇ જીવને કષ્ટ ન આપવું તે નિષેધાત્મક અહિંસા છે અને પીડિતોનું કષ્ટ દૂર કરવું તે વિધેયાત્મક અહિસા છે. જેમ કોઇને કષ્ટ ન આપવુ તે હિંસા છે તેમ શકિત હોવા છતા પીડિતોનું દુઃખ દૂર ન કરવુ તે પણ હિસા છે. એક માણસ ભૂખથી ટળવળી રહ્યો હોય અને તમારી પાસે વધારાનુ ભોજન હોય, છતાં તમે તેની ક્ષુધા ન નિવારો તો અહિસાનું પાલન કેવી રીતે થઇ શકે? એક માણસ કપડા વિના ઠંડીથી થરથર્ ધ્રૂજે છે, તમારી પાસે કબાટો ભરીને વસ્ત્રો છે, તમે તેને વસ્ત્રો આપીને, તેનુ કષ્ટ દૂર કરી શકો તેમ છો, છતાં તમોં તેમના પ્રતિ ઉપેક્ષા સેવો તો તમો અહિંસક છો એમ કેમ કહી શકાય? એક માંદા માણસની સુશ્રુષા કરવાની તમારા શરીરમાં તાકાત છે અને તમારી પાસે સમય પણ છે, છતાં તેની સુશ્રુષા કરવાની ભાવના તમોને ન થાય તો સમજવુ કે તમારા જીવનમા અહિંસા પૂર્ણપણે પ્રગટી નથી. તમારી પાસે જ્ઞાન હોય, છતાં અજ્ઞાનના અંધારામા અટવાતા જીવો માટે તે જ્ઞાન માર્ગદર્શનરૂપ ન બને તો સમજવુ કે અહિંસાની વિધેયાત્મક બાજુ તમારામાં પ્રગટી નથી.

વિજળીના બે તારો હોય છે: નેગેટીવ અને પોઝીટીવ. તે બે ભેગા થાય ત્યારે જ વિજળી ઉત્પન્ન થાય છે અને પ્રકાશ આપી શકે છે. તેવી જ રીતે જીવનમાં નિષેધાત્મક અને વિધેયાત્મક બંને પ્રકારની અહિંસાનો સંગમ થાય ત્યારે જ અહિંસા તેજસ્વી બની શકે છે.

## અહિંસાનું વિધેયાત્મક સ્વરૂપ

મૈત્રી અહિંસાનુ વિધેયાત્મક સ્વરૂપ છે. મૈત્રી સુખમૂલક છે, દ્વેષ દુઃખમૂલક છે. માણુસોના પરસ્પરના વ્યવહારમા મૈત્રીનો અભાવ હોય તો દુનિયામાં દુ.ખ વધે છે. એક ચોર પોતાના ઘરને ચાહે છે અને બીજાના ઘરને ચાહતો નથી, તેથી પોતાના ઘરના લાભ ખાતર બીજાના ઘરમાંથી તે ચોરી કરવા પ્રેરાય છે. એક ખૂની પોતાના શરીરને ચાહે છે અને બીજાના શરીરને ચાહતો નથી તેથી તે બીજાનું ખૂન કરવા તત્પર બને છે, એક અધિકારી પોતાના કુટુમ્બને ચાહે છે તે બીજાના કુટુમ્બને ચાહતો નથી તેથી તે પોતાના કુટુમ્બના હિત ખાતર, બીજાના કુટુમ્બનુ શોષણ કરે છે. રાજા પોતાના દેશને ચાહે છે અને બીજાના દેશને ચાહતો નથી, તેથી પોતાના દેશના હિત ખાતર બીજા દેશો પર તે ચડાઈ કરે છે પોતાના ઘર જેટલી જ ચાહના બીજાના ઘર પર રાખવામા આવે તો કોણ કોને ત્યા ચોરી કરે? સૌ કોઈ બીજાના શરીરને પોતાના શરીર જેટલું જ કિંમતી ગણે તો કોણ કોનું ખૂન કરે? સૌ કોઈ પોતાના કુટુમ્બ જેમ જ બીજાના કુટુમ્બોને ચાહે તો કોણ કોનું શોષણ કરે? સૌ પોતાના દેશની જેમ બીજાના દેશને ચાહે તો કોણ કોના પર ચડાઈ કરે? આ દૃષ્ટિએ લાંબો વિચાર કરવામા આવે તો લાગશે કે મૈત્રી એ એક જ સર્વ દુઃખો માટે દિવ્ય ઔષધિ છે.

અહિંસક પુરુષમાં સેવા ભારોભાર ભરેલી હોય. મૈત્રીના સાધકે સેવાની શરૂઆત ઘેરથી કરીને ક્રમે ક્રમે વિશ્વ સુધી પોતાની સેવાનું

ક્ષેત્ર વિકસાવવુ જોઈએ. અહિંસાપ્રેમી ઘરના વૃદ્ધ અને અશક્તોની પ્રેમભાવે સેવા કરે, પાડોશી અને કુટુમ્બની સેવા કરે; આગળ વધીને તે જાતિ, સંઘ, માનવ સમાજ અને છેવટે પશુ તેમ જ નાના મોટા સર્વે જીવો સુધી પોતાની સેવા લંબાવે. આ સર્વ સેવામાં નિષ્કામભાવને પ્રથમ સ્થાન હોવું જોઈએ, નહિતર સેવા, સેવા મટી જાય અને સ્વાર્થની ગંધ વડે તે સેવા કોહવા મંડી જાય. સેવાના ક્ષેત્રમાં ઉચ્ચ-નીચનો ભેદભાવ, ગરીબ શ્રીમન્તનો ભેદભાવ કે સ્વજન અને પરજનનો ભેદભાવ ન હોઈ શકે.

## નિઃસ્વાર્થ અહિંસાનો પ્રભાવ

આવી નિઃસ્વાર્થ અહિંસાનો પ્રભાવ પોતાના સહવાસમાં આવતાં સો કોઇ પર પડે સેવાનો જેટલો વિકાસ થયો હોય તેટલે દૂર તેનો પ્રભાવ પડે. અહિંસાના ઉપાસક પાસે ક્રૂર પ્રાણી પણ પોતાનો હિંસક સ્વભાવ ભૂલીને નમ્ર બની જાય. કહ્યું છે કે, **अहिंसा प्रतिष्ठायां तत्सन्निधा वैर त्याग** । અહિંસાની પાસે સર્વ પ્રાણીઓ પોતાનું વેર પણ છોડી દે છે.

કોઇ પણ ક્રૂર, દુષ્ટ કે હિંસક માણસને સુધારવો હશે તો તમે તેને હિંસા કે ક્રોધથી નહિ, પણ અહિંસાથી, પ્રેમ અને મૈત્રીથી સુધારી શકશો. તમારા નોકરને સુધારવો હશે તો પણ તમો ક્રોધથી, હુકમથી કે દબાણથી તેમ નહી કરી શકો, તમારા લાગણીભર્યા વર્તનથી જ તમો તેને સુધારી શકશો.

કેટલાક લોકો કહે છે કે દયાનો બદલો ઘણીવાર ઉલ્ટો મળે છે-ને દયા બતાવવા જતા, નોકર પણ માથે ચડી જાય છે. આ દલીલ બરાબર નથી. જે નોકર લાગણીભર્યા વર્તન તરફ બેદરકારી બતાવે છે તેના તરફ તમો સખ્ત થશો તો તો તે વળી વધારે ખારીલો બનશે. ઉદાર દિલના શેઠ તરફ જે નોકર અપ્રમાણિકતા દાખવે છે તે નોકર સખ્ત શેઠને વધુ નુકશાન પહોંચાડે છે. સખ્તાઇથી તેનામાં સુધારો

થવાની શકયતા ઓછી રહે છે, લાગણીહીન બનવાની વધુ. તેથી એકંદરે તેવા સંજોગોમાં પણ મૈત્રી અને પ્રેમભર્યું વર્તન જ સારૂં પરિણામ લાવી શકે છે.

કોઇ માણુસ ચંડકૌષિક સર્પ જેટલો તો ભયંકર નહિ હોય ને? ચંડકૌષિક સર્પની વિષારી ફેણ ગાઉના ગાઉ સુધી ઝેરની અસર પહોંચાડી શકતી હતી અને કોઇ પણ માણસ ત્યાં ફરકી શકતો ન હોતો. આવા ઝેરીલા સર્પને પણ ભગવાને પોતાની મૈત્રીથી સુધાર્યો હતો. ભગવાન મહાવીરે પોતાના આજીવન વ્યવહારથી બીજાને સુધારવાનો જે માર્ગ બતાવ્યો તે જ રાજમાર્ગ છે.

ગાળો દઈ કોઇનું મન દુભાવવું, કોઈનું અપમાન કરવું, કોઈની નિંદા કરવી, મનથી કોઇનું બુરૂં ચિંતવવું, કોઇને લડવા ઝગડવાની સલાહ દેવી, વગેરે હિંસાના ભિન્ન ભિન્ન પ્રકારો છે અને અહિંસાના ઉપાસક માટે ત્યાજ્ય છે.

જેટલે અંશે સમભાવ તેટલે અંશે અહિંસા, જેટલે અંશે વિષમભાવ તેટલે અંશે હિંસા સમભાવી પુરુષ પત્થરનો જવાબ ગુલાબના પુષ્પથી આપે વિષય-કષાય પર વિજય તે જ અહિંસા, અને તે જ તપ, અહંતાનો સર્વથા નાશ તેનું નામ જ અહિંસા. આવી વીરતાભરી અહિંસાનું પાલન વીર પુરુષથી જ થઈ શકે, કાયરનું કામ નહિ. આવી વ્યાપક અહિંસાના પાલન અંગે અમારા પૂજ્ય ગુરુદેવ ફરમાવે છે કે,

'ખેડુત જેમ ખેતીની પ્રગતિ માટે વર્ષાના પાણીના પ્રહારને હર્ષભેર ઝીલે છે તેમ અહિંસકે પોતાની અહિંસાની ખેતીની પ્રગતિ માટે તમામ પ્રકારના કષ્ટો અને આપત્તિઓ સહર્ષ ઝીલવા જોઇએ'

**પહેલા વ્રતના અતિચારો :**

પહેલા વ્રતના પાંચ અતિચાર કહેવામાં આવ્યા છે. તે **અતિ-**

ચારે વ્રતપાલકે જાણવા યોગ્ય છે, પણ આદરવા યોગ્ય નથી. આ પાંચ અતિચારો આ પ્રમાણે છે: बन्धवधच्छविच्छेदातिभारारोपणान्नपाननिरोधाः

બંધ

આ પાંચ અાતચારોમાં પહેલો અતિચાર છે બંધ. બંધ એટલે કોઇ પણ ત્રસ જીવને ગાઢ બંધનથી બાંધવા; કોઇ પણ પ્રાણીને તેના ઇષ્ટ સ્થાનમાં જતાં અટકાવવું કે બાંધી રાખવું, તે પણ 'બંધ'નો અતિચાર છે. કેટલાક લોકો 'બંધ'નો બહુ જ મર્યાદિત અર્થ ઘટાવે છે અને પશુ પુરતો જ તેનો અર્થ સમજે છે, માનવને અનેક રીતે બાંધી લેવામાં તેઓ વ્રતભંગ સમજતા નથી. 'બંધ'નો આટલો ટુંકો અર્થ પર્યાપ્ત નથી. 'બંધ'નો અર્થ માનવ સાથેના વ્યવહારમાં પણ લાગુ પડે છે.

નોકરોને વધુ વખત સુધી રોકી રાખવા, તેમને ઇષ્ટ સ્થાને જવામાં અંતરાય નાખવી, નોકરીના સમય ઉપરાંત તેમની પાસેથી ઇચ્છા વિરુદ્ધ કામ લેવું-આ બધાનો પણ 'બંધ'ના અતિચારમાં સમાવેશ થાય છે. એક માણસ ગરીબીને કારણે, લાચાર બનીને નોકરી કરે છે, પરન્તુ તેની લાચારી કે ગરીબાઇનો ગેરલાભ ઉઠાવવો અને તેની પાસેથી વધારે કામ લેવું, તે અધર્મ છે. તેમ કરવાથી 'બંધ'નો અતિચાર લાગે અને વ્રતભંગ પણ થાય.

વહે

આ વ્રતનો બીજો અતિચાર છે 'વહે' વહે એટલે વધ અર્થાત્ કોઇ પણ ત્રસ જીવને માર મારવો તમારામાં અહિંસાના સંસ્કાર એટલા પ્રમાણમાં તો અવશ્ય છે કે તમો કોઇનો વધ સીધી રીતે તો કરશો જ નહિ, પરન્તુ આજનો જીવન વ્યવહાર એવો થઇ ગયો છે કે તેમાં આડકતરી રીતે 'વધ'ના અતિચારનો દોષ લાગ-

પરોણા, ચાબુક, આદિ વડે ફટકા મારવા તે વધ છે. દયા-ધર્મી પોતાને હાથે ફટકા મારતાં અચકાતા હશે એમ માનવામા વાધો નથી, પરન્તુ બળદગાડી કે ઘોડાગાડીમા બેસીને મુસાફરી કરતી વખતે બળદગાડી કે ઘોડાગાડી હાંકનાર બળદ કે ઘોડાને ચાબુક લગાવે છે ત્યારે તેને ના પાડે છે ખરા? કે વ્હેલા પહોંચવાની ઇચ્છાએ, તેમાં મુંગી સંમતિ દાખવે છે? બળદ કે ઘોડાને ચાબુક લાગવાનું નિમિત્ત તેમાં બેસનાર છે અને મુંગી સમતિ દાખવના-રને પણ (ચાબુક મારનાર તો દોષીત છે જ) પહેલા વ્રતનો 'વધે'નો અતિચાર લાગે છે.

મોટા ભાગની ચામડાની વસ્તુઓ, પશુઓની હિંસા કરીને મેળવેલ ચામડાં વડે બનાવવામા આવે છે. સુકોમળ ચામડાની વસ્તુઓ શેમાથી બને છે તે આપને ખબર છે? તરતના જન્મેલા અથવા ગર્ભમાથી કાઢીને પશુના જીવતી ચામડી ઉતારી લેવામા આવે છે અને તે ચામડીમાથી ચકચકીત અને સુંવાળી વસ્તુઓ બનાવવામા આવે છે! આ વસ્તુઓ વાપરનાર પણ આડકતરી રીતે 'વધ'નો ભાગીદાર બને છે.

તેવી જ રીતે ચરબીવાળા અને રેશમી વસ્ત્ર પહેરનાર કે મોતીના દાગીના વાપરનાર પણ ત્રસ અને પચેન્દ્રિય જીવના 'વધ'ના ભાગીદાર બને છે.

વૃત્તિચ્છેદનું પાપ પણ વધના પાપ જેવું છે. આર્યધર્મ શાસ્ત્રોમા કહેવામા આવ્યું છે કે કોઇની વૃત્તિચ્છેદ કરનારને પણ 'વધ'નું જ પાપ લાગે છે. 'વધ'મા સીધી રીતે પ્રાણીનો વધ થાય છે અને વૃત્તિચ્છેદમાં આડકતરી રીતે પ્રાણીનો વધ થાય છે, માટે વધના અતિચારનો વિચાર કરતી વખતે તમારે એ પણ વિચારવું જોઇએ કે તમારી કોઇ પણ પ્રવૃત્તિ બીજાનો વૃત્તિચ્છેદ કરનારી તો નથી

ને? ગૃહોદ્યોગને મારી નાખનારા જે ધંધાઓ છે તે ધંધાઓથી પશુઓનો વધ નહિ, પણ ઘણા ગરીબો અને વિધવાઓનો વૃત્તિચ્છેદ–આજીવિકાનો છેદ થાય છે. જેઓ કારખાના, મીલો અને યંત્રોને સીધી યા આડકતરીરીતે પોષે છે અને ઉત્તેજન આપે છે તેઓ બધા વૃત્તિચ્છેદ માટે જવાબદાર છે.

પહેલાંની ગરીબ વિધવાઓ દરણાં દળીને પોતાનું ભરણ પોષણ કરતી; બાળકોને મોટા કરતી અને ભણાવતી, પરન્તુ જ્યારથી અનાજ દળવાની મીલ આવી ત્યારથી વિધવાઓનો ધંધો છીનવાઈ ગયો; તેમની આજીવિકા છીનવાઇ ગઇ આમા સૂક્ષ્મ રીતે વધનું પાપ રહેલું છે. કાપડની મીલો આવી અને રેંટિયો કાતનાર તથા વણનાર વણકરોનો ધંધો ભાંગી પડ્યો. મીલ માલિકો અને તમામ શેરહોલ્ડરો આ વૃત્તિચ્છેદના પાપના ભાગીદાર ગણાય. આ રીતે ગૃહોદ્યોગો બંધ પાડનાર જેટલા યંત્રોદ્યોગો છે તેમા બનેલી વસ્તુઓ વાપરવાથી પણ વૃત્તિચ્છેદ અને વધના ભાગીદાર બનવું પડે છે.

કોઈ કોઈ દલીલ કરે છે કે, 'અમે તો મીલના તૈયાર કપડાં કે યંત્રની તૈયાર વસ્તુઓ વાપરીએ છીએ; અમો થોડા બનાવીએ છીએ? આ પાપ તો મીલ ચલાવનારાઓને જ લાગે; અમારે શું?' પણ જરા ઉંડા ઉતરીને વિચારશો તો તમોને લાગશે કે વૃત્તિચ્છેદના પાપ સાથે મીલ કારખાનામા બનેલી વસ્તુ વાપરનાર પણ સંકળાયેલ છે. મીલો કે કારખાનાઓમા માલ શા માટે તૈયાર કરવામા આવે છે? ખરીદનાર અને વાપરનાર છે માટે જ. જો એ માલનો ખરીદનાર કે વાપરનાર કોઇ ન હોય તો? તો મીલો અને કારખાના આપોઆપ જ બંધ થાય.

ચીનના અમુક સંપ્રદાયના બૌદ્ધો શુદ્ધ શાકાહારી છે, પણ જાપાન,

સોલોન, બર્મા આદિના બૌદ્ધો માસાહારી છે. તેઓ અહિંસાના સિદ્ધાન્તોને માને છે, છતાં ય માસાહારી છે તેમને પૂછવામા આવે કે તમે અહિંસાને માનવા છતાં માંસાહાર કેમ કરો છો? આ પ્રશ્નના જવાબમાં તેઓ કહેશે કે અમે પશુઓને અમારા હાથે મારતા નથી, બજારમાં માસ મળે છે તે ખરાદી લાવીએ છીએ. તેથી તેની હિંસા અમને લાગતી નથી! ત્યા માસ વેચનારાઓના દુકાને પણ તેવા બોર્ડો લગાડવામા આવેલા હોય છે કે, 'Not killed for you ! !'

આ દલીલમા તમોને વજુદ લાગે છે? તમો કહેશો કે કસાઇ પશુઓ મારે છે તે માસ ખાનારને માટે જ મારે છે, તેથી માસ ખાનાર હિંસાના પાપમાથી કેમ બચી શકે?

જેવી રીતે બૌદ્ધોની આ દલીલ નિઃસાર છે તેમ મીલો અને કારખાનાઓની મહારંભી વસ્તુઓ વાપરનારની દલીલ પણ વજુદ વિનાની છે, વાપરનાર 'વધ'ના ભાગીદાર અવશ્ય બને છે. 'વધ'ના અતિચારમાથી બચવા માટે અહિંસાના ઉપાસકે ઉપરની તમામ પ્રવૃત્તિઓ અને વસ્તુઓથી દૂર રહેવું ઘટે છે

સોય, ટાંકણી, સીવવાનો દોરો કે સાધારણ વસ્ત્ર, આદિ તમામ નાની મોટી આવશ્યક વસ્તુઓ મહારંભી મહાહિંસાથી બને છે અને તે વસ્તુઓ વાપરનાર તેવા મહારંભના પાપને ઉત્તેજન આપે છે

શ્રી ઠાણુાંગ સૂત્રમાં ફરમાન છે કે, મહારંભની પ્રવૃત્તિ નરક ગતિમા પ્રવેશ કરવાની પ્રવૃત્તિ સમાન છે ને તેવી પ્રવૃત્તિવાળો આયુષ્ય પૂર્ણ કરીને નરક ગતિમા જાય છે, માટે પ્રથમ વ્રતના આરાધકો કોઇ પણ વસ્તુ વાપરતા પહેલા, તે અલ્પારંભથી બનેલ ... કે મહારંભથી બનેલ છે તેનો વિવેકપૂર્ણ વિચાર કરીને, તે ...ના ઉપયોગનો નિર્ણય કરે તો તેઓ મહારંભના પાપથી બચી

શકે છે અને નરક, આદિ ગતિથી પણ બચી શકે છે

ત્રસ જીવની હિંસા કરવી નહિ તથા કરાવવી નહિ–મન, વચન અને કાયાથી. આટલી અહિંસાની ઝીણવટ શાસ્ત્રકારોએ શ્રાવકો માટે પણ ફરમાવેલ છે જીવનની કોઇ પણ પ્રવૃત્તિ સમયે, આ ફરમાન હંમેશા નજર સમક્ષ રાખવું જોઇએ.

છવ્વીચ્છેદ

પહેલા વ્રતનો ત્રીજો અતિચાર છે 'છવ્વીચ્છેદ.' તેનો અર્થ એ છે કે કોઈ પણ પ્રાણીના નાક, કાન, આદિ છેદવા, ચામડી ભેદવી કે કોઈના અંગોપાંગ છેદવા–તેને છવ્વીચ્છેદ કહે છે.

પશુઓની બાબતમા આ અતિચાર છે એટલું જ નહિ મનુષ્ય પ્રતિના વ્યવહારમા પણ આ અતિચાર લાગુ પડે છે. આજે માણસને અંગોપાંગ જેટલો જ ઉપયોગી પસો છે નોકર, ચાકર કે મજુરને ઓછો પગાર આપવો અથવા પગાર કે મજુરીમા કાપ મૂકવો તે પણ 'છવ્વીચ્છેદ' છે પોતાની સ્ત્રી, બાલબચ્ચાં કે મા–બાપ માંદા પડયા હોય તે સમયે નોકર ગેરહાજર રહ્યો હોય ત્યારે તેનો પગાર કાપવો–એ તેના અંગોપાંગ છેદવા જેટલું જ આકરું નોકરને લાગે છે, મનુષ્યો પ્રતિના વ્યવહારમા પણ 'છવ્વીચ્છેદ'નો આવો વિશાળ અર્થ કરવો જોઇએ

અતિભાર

ચોથો અતિચાર અતિભારનો છે મજુરો, બળદગાડી, ઘોડાગાડી, ઊંટ, વગેરે ઉપર તેના ગજા ઉપરાંત ભાર ભરવો તે અતિભાર છે. શક્તિ ઉપરાંત નોકરો પાસેથી કામ લેવું તે પણ અતિભાર છે. શક્તિ હોવા છતા પોતે પોતાનુ કામ ન કરવુ અને બીજા પાસે કરાવવુ તે પણ અતિભાર છે. મહાત્માજી પણ કહેતા હતા કે શક્તિ અને સમય હોય ત્યા સુધી દરેકે પોતાનું કામ

પોતાની મેળે જ કરવુ જોઇએ, બીજા પાસે કરાવવુ ન જોઇએ. કામ વધારે પડતું હોય અને નોકર રાખવામાં આવે તો પણ વધારા પડતુ કામ જ તેને સોંપવુ જોઇએ.

ગાધીજીના અનુયાયી ગંગાબેન વૈદ્ય બોચાસણ વિદ્યાનયમા રહે છે. તેમની ઉમર ૭૦ વર્ષની છે. તેમણે મહાત્માજીનો ગોપાલનનો ઉપદેશ સાભળ્યો, ત્યારે એક ગાય પાળી, પછી બીજી થોડી ગાયો વધારી. ગાયો વધતા ત્રીસની સંખ્યાએ પહોચી ત્યારે એકલે હાથે ત્રીસ ગાયોનું કામ તેમનાથી થઈ શકયું નહિ; એટલે તેમણે નોકર રાખ્યો. છતાં પણ જ્યા સુધી કામ કરતાં પોતે ન થાકે ત્યા સુધી કામ કર્યા કરે અને નોકરને ગંગાબેન બેસાડી રાખે, જ્યારે પોતે થાકી જાય અને વધુ કામ આપવાની શરીર ના પાડે ત્યારે જ તે બાકીનું કામ નોકર પાસે કરાવે !

આ રીતે માણુસ સ્વાવલંબી થાય તો અતિભારના અતિચારમાંથી બચી શકે. શક્તિ હોવા છતાં જે કામ કરે, ખાઇ-પીને બેસી રહે, જરાયે હાથ પગ ન હલાવે અને પાણી જોઇતું હોય તો પણ રામા પાસે મંગાવે તે અતિભારના પાપમાંથી કેમ બચી શકે ? આજે તો નોકર પાસે ઘરનું બધું કામ કરાવવામાં આવે છે અને તે થાકી ગયો ગયો હોય તો પણ તેની દરકાર રાખવામાં આવતી નથી ! આજના નોકરોની સ્થિતિ પશુ કરતાં પણ વધુ ખરાબ છે. ઘેર ઘોડાગાડીનો ઘોડો હોય તો તેને રહેવા માટે જુદી વ્યવસ્થા હોય છે. તેની સંભાળ માટે ખાસ માણુસ રાખવામા આવે છે. ઘોડો માંદો પડે તો ઘેર ડાક્તરને બોલાવી, તેનો ઉપચાર કરવામાં આવે છે. આ રીતે ઘોડા પાછળ માસિક રૂા. ૨૦૦) નું ખર્ચ થાય છે, જ્યારે બીજી બાજુ રૂા ૨૦૦) મા ચાર ગ્રેજ્યુએટો શોધાય છે ! ઘોડાની આટલી સારવાર થાય છે. પરન્તુ પોતાનો નોકર માંદો પડે તો તેના ખર્ચનો પ્રબંધ કરનારા અને માંદગીમા પગાર ન કાપનાર

કેટલા ધનવાનો મળી આવશે ! ઘોડાને તો પૂરતો આરામ પણ આપવામા આવે છે, જ્યારે માણસ પાસેથી જેમ બને તેમ વધુ કામ લેવામા આવે છે. અરે, કામ ન હોય તો કામ ઉભું કરવામા આવે છે, પણ માણસ જરા વાર નવરો બેસે તે આજના શેઠ જોઈ શકતા નથી ! સાઈકલ, મોટર, રેડીઓ, ઘડિયાળ, વગેરે ખરાબ થઇ જાય તો તેને રિપેર કરાવવામા આવે છે, પણ નોકરની બિમારીના ઇલાજ તરફ બહુ ઓછું ધ્યાન અપાય છે. શું મનુષ્યની કિંમત ઘોડા કે જડ યંત્ર કરતાં પણ ઓછી છે? જેની પાસેથી તમે કામ લ્યો છો તેની આવશ્યક સંભાળ રાખવી તે તમારી ફરજ થઈ પડે છે.

નોકર અને શેઠની આ વાત થઇ; સાસુ અને વહુ વચ્ચેના વ્યવહારમા પણ આ નિયમ લાગુ પડે છે. સાસુ છતી શક્તિએ બેસી રહે અને વહુ ઉપર આખાએ ઘરનો બોજો નાખે તે પણ અતિભાર ગણાય. ઘરમા વિધવા કે ત્યકતા હોય તેની પાસેથી વધારે કામ લેવું, રસોડાનો કે ઘરનો બોજો તેના પર નાખી દેવો અને બીજાઓએ હરવા ફરવામા સમય પસાર કરવો– એ પણ એક જાતનો અતિભાર જ છે.

દરેક માણસને ખાવા માટે અનાજ જોઇએ છે, પહેરવા કપડાં જોઈએ છે, રહેવા મકાન જોઇએ છે, વાસણ, આદિ અનેક વસ્તુઓ તમો વાપરો છો. તમો અન્ન ખાવ છે, પરન્તુ ખેતીની કળા શિખ્યા નથી. વસ્ત્ર પહેરો છો, પણ કાંતવાની કે વણાટ કામની કળા તમને ભાગ્યે જ આવડતી હશે મકાનમા તમો રહો છો. પણ ચણતરકામ કે બાંધકામ કેમ થાય છે તેનો વિચાર કદી કર્યો છે ખરો ? બીજી અનેક ચીજો તમો વાપરો છો, પણ તેનું ઉત્પાદન તો બીજા માણસો જ કરતા હોય છે ! કાંઇ પણ નવસર્જન કર્યા વિના આ વસ્તુઓ ભોગવવી, તેમાં પણ સૂક્ષ્મરીતે શું આ અતિચારોનું સેવન નથી થતું ? અતિભારના અતિચારમાંથી બચવા માટે સ્વાવલંબી જીવન બનાવવાની જરૂર છે.

## ભત્તપાણ વોચ્છેએ

પાંચમો અતિચાર 'ભત્તપાણ વોચ્છેએ' છે, તેનો અર્થ છે અન્ન પાનનો નિરોધ કરવો, કોઈના ખાનપાનમાં અટકાયત કરવી. જમવાના સમયે, નોકરને જમવા જવા ન દેવા હોય તો 'અન્નપાણ નિરોધ'નો દોષ લાગે છે કોઈની આજીવિકાનો નાશ કર્યો હોય, કોઈની નોકરી તોડાવી નાખી હોય તો પણ 'અન્નપાણ નિરોધ'ને અતિચાર લાગે છે. ગરીબો ભૂખમરાથી મરતા હોય અને વ્યાપારીઓ લોભવશ અનાજનો સંગ્રહ કરે અથવા વધારે પૈસા મેળવવા માટે બીજા દેશમાં મોકલી દે-તે પણ 'અન્નપાણ નિરોધ'ના અતિચારમાં આવે છે. અનાજની તંગીના દિવસોમાં લોકોમાં વાહવાહ કહેવરાવવા ખાતર, લગ્નાદિ પ્રયંગોએ કે ધાર્મિક ઉત્સવોમાં જમણવારો કરી અનાજ વેડફી દેવામાં આવે, તેને લીધે બીજાને અનાજની તંગી પડે કે ભૂખે મરવું પડે તે પણ આ અતિચારનો જ દોષ છે

પહેલા વ્રતના આ પાંચ અતિચારોમાંથી અહિંસા વ્રતના આરાધકોએ દૂર રહેવું જોઈએ

પશુને દુઃખ થાય તેમ બાંધવા નહિ, તેને માર મારવો નહિ, તેના અંગોપાંગ છેદવા નહિ, તેના ઉપર વિશેષ ભાર ભરવો નહિ, પશુના ખાનપાનની સુવ્યવસ્થામાં ઉપેક્ષા સેવવી નહિ-આ અતિચારો ઉપરાંત ઉપરના અતિચારોમાંથી બચવા માટે પણ જાગૃતિ સેવવાથી પ્રથમ વ્રતની સમ્યક્‌રીતે આરાધના થઈ શકે છે.

## અતિચારોનો વ્યાપક અર્થ

પહેલા વ્રતના અતિચારો પશુ અને માનવ સાથેના વ્યવહારમાં લાગુ પડે છે, એટલું જ નહિ પરન્તુ કૌટુમ્બિક, સામાજિક અને આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ તે અતિચારો એક વિચારકે ઘટાવ્યા છે. અત્યાર સુધી અતિચારોનો બહુ જ મર્યાદિત અર્થ થઈ રહેલ છે,

એટલે આ વિચારણસરણી નહી લાગે, પરન્તુ વિચારક વર્ગ માટે, વિકાસ સાધવા ઈચ્છનાર માટે વ્યાપક અર્થ ઘટાવવો જરૂરી છે.

પતિના મરી ગયા પછી ફરજીઆત રોવું, કુટવું, કાળા કપડાં પહેરવા, ખુણો પાળવો એ બંધ છે, તે રિવાજો ન પાળનારની નિંદા કરવી તે વધ છે, તે રિવાજ ન પાળનારની પ્રતિષ્ટામાં કાપ મૂકવો તે છે છવ્વીચ્છેદ. સ્ત્રીની યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા વિના સ્ત્રીઓનો ભાર બીજા પર લાદવો તે છે ભારારોપણ. ગરીબ બહેન કામ કરીને પેટ ભરતી હોય, 'ખુણા'માં હોવાને કારણે બહાર ન નીકળી શકે,તેથી તેની આજીવિકા અને બાલબચ્ચાંના ભરણપોષણમાં અંતરાય પડે તે છે ભત્તપાણનિરોધ. આમ અયોગ્ય સ્ત્રીઓને પણ આ અતિચારો સ્પર્શે છે

સંતાનને ધર્મજ્ઞાન ન આપવું, સંસારાભિમુખ કરવા પ્રયત્ન કરવો ને સંસારાવસ્થામાં બાંધી રાખવા, તેનો પણ 'બંધે' નામના અતિચારમાં સમાવેશ થાય છે પિતાની આજીવિકાનું સાધન અલ્પારંભી કે આર્યધર્મને શોભે તેવું ન હોય, તેમાં અસત્ય અને અનીતિનુ સેવન કરવું પડતું હોય; તે સંસ્કાર સંતાનમાં ઉતરે; અથવા પિતા વ્યસની હોય તો તે સસ્કાર સ્વાભાવિકરીતે જ સંતાનમાં ઉતરે. આથી પિતાને તથા સંતાનને કર્મબંધ થાય, એટલે આવું જીવન પણ એક પ્રકારનો 'બધ' જ ગણાય.

સંતાન માટે વિશેષ સપત્તિ મૂકી જવાની ભાવના તે પણ છે પરિગ્રહનો બંધ. પોતાની હોંશ પૂરી કરવા. બાલ્યાવસ્થામા પુત્ર પુત્રીઓને લગ્નગ્રંથીથી બાંધી દેવા, તે પણ બધ જ છે. આથી સંતાનનો વિકાસ અટકે છે, અર્થાત્ વિકાસનો બધ' થાય છે; વિષય-કષાયનું સેવન થતા. આત્મગુણનો પણ વધ થાય છે. પરિગ્રહથી વિષય. કષાય ને આરંભની વૃત્તિ જન્મે તે પણ 'વધ' જ છે ને!

પ્રમાદવશ થઈ જ્ઞાન-દર્શન-ચારિત્રના આત્મગુણો પર કાપ મૂકવો તે છે છવ્વીચ્છેદ અજ્ઞાન, સ્વાર્થવૃત્તિ, મોહ, મમતા ને અહંતાનો ભાવ સંતાનોના હૃદયમાં ઉદ્ભવે તેવા સંસ્કાર રેડવા પ્રયત્ન કરવો

તે છે અતિભાર. સમતા, શાન્તિ, સંતોષ, આદિ ગુણોથી તેમને વિમુખ રાખવા તે આત્મિક ભોજનની અંતરાય છે.

લગ્ન પ્રસંગે ઘરેણાં, વસ્ત્રાદિ ચડાવવાનો રિવાજ પણ એક પ્રકારનો 'બંધ' જ ગણાય. મરણ પ્રસંગે જમણવારનો રિવાજ; અઠાઈ, વરસીતપ કે બીજા કોઈ પ્રસંગે પ્રભાવના, લ્હાણી, જમણવાર કે વરઘોડો કાઢવાનો રિવાજ પણ બંધન છે. તે રિવાજ ન પાળનારનું અપમાન અથવા નિંદા કરવી તે છે વધ. તેવા રિવાજનું પાલન ન કરનાર ઢોરલાંઘણ કરે છે, કંજુસાઈ કરે છે, વગેરે શબ્દો વડે તેની પ્રતિષ્ઠા પર કાપ મૂકવો, તેનું નામ છે છવ્વીચ્છેદ. સમાજમાં આર્થિક દષ્ટિયે બધા સમાન હોતા નથી, છતાં જ્ઞાતિમાં ખર્ચીલા રિવાજોને પોષવા અને ગરીબોને કરજ કરીને પણ પ્રસંગો ઉજવવા પડે તેવી સ્થિતિ પેદા કરવી, તેનું નામ છે અતિભાર. આવા રિવાજોને કારણે, ગરીબોને આજીવિકા ચલાવવી મુશ્કેલ થઈ પડે તેવી સ્થિતિમાં મૂકાવું પડે તેનું નામ છે 'ભત્તપાણ વોચ્છેએ.'

આજનો યુગ કહે છે કે અતિચારોનો આ રીતે વ્યાપક અર્થ ઘટાવવામાં આવશે તો જ વ્યક્તિગત, સામાજિક અને રાષ્ટ્રીય વિકાસ સાધી શકાશે. આવા કુરિવાજોનો આગ્રહ પકડી રાખનાર સમાજની હરેક વ્યક્તિ, આ પાપોમાં ભાગીદાર બને છે.

આ અતિચારોનો અર્થ સર્વદેશીય રીતે કરીને, આ પાપોમાંથી ગૃહસ્થોએ બચવું જોઈએ અને આ અતિ અગત્યના 'અહિંસા' વ્રતની સમ્યક્ આરાધના કરવી જોઈએ.

પ્રભુ મહાવીરે ઉપદેશેલ આ એક જ વ્રતને માનવ સ્વીકારે અને વ્યાપકરીતે અનુસરે તો દુનિયામાંથી ઘણા અનર્થો અને દુઃખો ઘટી જવા પામે.



# ૨. મૃષાવાદ વિરમણ વ્રત

## થુલાઓ મુસાવાયાઓ વેરમણં

બીજું વ્રત 'થુલાઓ મુસાવાયાઓ વેરમણું' વ્રતનું છે. મૃષા-વાદ–ખોટું બોલવાથી વિરમવું–અટકવું એ આ વ્રતનો ઉદ્દેશ છે. ખોટું બોલવાથી અટકવું એ આ વ્રતની નિષેધાત્મક બાજુ છે અને સત્યની આરાધના કરવી એ વિધેયાત્મક બાજુ છે. સત્યની સાધના એ જીવનની સર્વશ્રેષ્ટ સાધના છે.

## સત્ય એ જ પરમેશ્વર

પ્રશ્ન વ્યાકરણ સુત્રમાં અહિંસાદિ પાંચ વ્રતોનું વર્ણન આવે છે; તેમાં બીજા કોઇ વ્રતને નહિ પણ સત્યને જ ભગવાનની ઉપમા આપવામાં આવી છે. તેમાં કહ્યું છે કે, 'सच्चं खलु भगवयं'–સત્ય એ જ ભગવાન છે.

વૈદિક ધર્મમાં 'સત્ય નારાયણ' શબ્દ પ્રચલિત છે. તેનો અર્થ એ જ છે કે સત્ય એ જ નારાયણ છે. આ રીતે દરેક ધર્મોમાં સત્યને મહત્વનું ગણવાગા આવેલ છે.

## સત્ય જ સર્વસ્વ છે

આવતી કાલે સૂર્ય ઉગવાનો જ છે તે વિષે કોઇને કશી ચિંતા હતી નથી તેમ સત્યનો અચૂક વિજય થવાનો છે તે માટે પણ શંકા

રહિત રહેવું જોઈએ. શાસ્ત્રકારો સત્યની મહત્તા સમજાવતા ફરમાવે છે કે, सच्चं लोगंमि सारभूयं, સત્ય એ જ લોકોની અંદર સારભૂત વસ્તુ છે. તે સિવાય વસ્તુ માત્ર નિ:સાર છે.

## વાણી અને વર્તનમાં સત્ય જોઇએ

આ વ્રતના આરાધકની વાણીમાં કઠોરતા કે કટુતાનો અંશ પણ ન હોય, તેની વાણી તામસી કે અપ્રિય પણ ન હોય; ભાષાના ખોટા આડમ્બર તેમા ન હોય, તેની વાણીમા મધુરતા, મૃદુતા હોય, સાત્વિકતા અને નમ્રતા હોય; મિત્ત અને હિતકર તેની વાણી હોય.

સત્યના આરાધકના વિચાર અને વાણી સત્યમય હોય, એટલું બસ નથી, તેનું વર્તન પણ સત્યમય જ હોય. ઇમર્સનના શબ્દોમા કહીએ તો, 'The greatest homage we pay to truth is to use it.' સત્યનું ઉચામા ઉચુ સન્માન એ જ છે કે સત્યને જીવનમાં ઉતારવું.

ઠાણાંગ સૂત્રના ચોથા ઠાણામા ચાર પ્રકારનું સત્ય બતાવવામાં આવેલ છે:

**चउव्विहे सच्चेपण्ण-ते त जहा काउज्जुयया भासुज्जुयया भावुज्जुयदा अविसंवादणाजोगे ।** કાયાની સરળતા, ભાષાની સરળતા, ભાવોની સરળતા તથા એ ત્રણે યોગોની અવિસંવાદિતા, તે સત્યના ચાર પ્રકાર છે.

વિશ્વના ધર્મો ભિન્ન ભિન્ન છે, પણ સર્વ ધર્મોનું સત્ય તો માત્ર એક જ છે: સર્વે જીવોના હિતની ભાવના તે માનસિક સત્ય છે; વિવેકમય બોલવું તે વાચિક સત્ય, કોઇનું અહિત થાય તેવી પ્રવૃત્તિ ન કરવી તે કાયિક સત્ય. સત્યની આ વ્યાખ્યાને તો સર્વે ધર્મો એક સરખીરીતે અપનાવે છે.

## સત્ય વ્રતના આરાધકે ધ્યાનમાં રાખવા યોગ્ય બાબતો

સત્ય વ્રતની આરાધના માટે જેમ બને તેમ ઓછું બોલવાની ટેવ પાડવી જોઈએ. હિત, મિત, સત્ય અને પથ્ય વચન સિવાય બીજું કશું વધારે બોલવાની ટેવ દૂર કરવી જોઈએ. બોલતા પહેલાં સાંભળનારને શી અસર થશે તે વિચારી લેવું જોઈએ. કોઈને વચન આપતાં પહેલા, પોતાની શક્તિનુ માપ કાઢી લેવુ જોઈએ.

## સત્યની આરાધના . શીશ તણું સાટુ

મહાત્માજી 'મંગળ પ્રભાત' મા લખે છે કે, 'સત્યની આરાધનાની પાછળ તપશ્ચર્યા હોય, તેની પાછળ દુઃખ કે કષ્ટ સહન કરવાની તત્પરતા હોય; અને કેટલીક વાર તો મરણને ભેટવાનું પણ હોય. તેમા સ્વાર્થની ગંધ સરખીયે ન હોય સત્યની આરાધના એ શીશ તણું સાટુ છે મરીને જીવવાનો મંત્ર છે. એ સત્યરૂપ પરમેશ્વર રત્નચિંતામણી સમાન છે.' આ રત્નચિંતામણીની પ્રાપ્તિથી જીવન તેજસ્વી અને પ્રતાપી બનવા પામે છે.

સત્ય એ માનવના હૃદયમાં રહેલી ઈશ્વરની મૂર્તિ છે માણસને સત્યની દિશા સૂઝવી, તે તેના પર ઈશ્વરના આશીર્વાદ ઉતરવા જેવું છે. સત્ય વિના માણસ આંધળો છે. સત્ય એ અન્તર્ ચક્ષુ છે.

## સત્યની આરાધના · ખરી આરાધના

તમે સત્યને જ દૃષ્ટિમાં રાખો અને સત્યને જ અનુસરો, ત્યારે તમને કોઈ વખતે પણ લાગશે કે સત્ય તમને લોકસમુદાયથી દૂર લઈ જઈ રહ્યું છે, તે સમયે પણ તમો જરા ભય પામતા નહિ. તમે ખાત્રીથી સમજજો કે એ તમને ઈશ્વરના સિંહાસનની નજીક લઈ જઈ રહ્યું છે.

દરેક માણસ ઇચ્છે છે કે સત્ય એના પક્ષમાં રહે, પણ એવા માણસ વિરલ જ દેખાય. જેઓ સાચા દિલથી સત્યના પક્ષમાં

રહેવા તત્પર હોય; એટલે કે દુનિયાની દષ્ટિએ સાચા ઠરવાનું સૌ કોઇ ઇચ્છે છે, પણ સાચા બનવાની ઇચ્છા કરનારા બહુ જ ઓછા મળી આવશે. સોક્રેટીસનો શિષ્ય પ્લેટો કહે છે કે, 'There is nothing so delightful as the hearing or the speaking of the truth.' સત્ય સાભળવા કે કહેવા જેવી મઝા બીજા કશામા નથી.

**સત્ય: સર્વ સદ્‌ગુણોનો સાર**

હજારો સૂર્યના પ્રકાશ કરતાં સત્યનો પ્રકાશ વિશેષ છે. લાખો રાહુ કરતા અસત્યનો અંધકાર વિશેષ છે. સર્વ સદ્‌ગુણોનો સત્યમાં અને સર્વ દોષોનો અસત્યમાં સમાવેશ થાય છે. સત્યનો આરાધક દિવસે દિવસે નમ્ર બનતો જાય છે અને પોતાની ખામીઓ વધુ ને વધુ સમજતો જાય છે ને સુધારતો જાય છે. સત્ય સ્વયંભૂ છે, સર્વ શકિતમાન છે અને સ્વવીર્ય ગુપ્ત એટલે સ્વવીર્ય રક્ષિત છે. ઇન્દ્રિયજન્ય સુખ અને સામર્થ્યજન્ય સત્તા—આ બે સાથે સત્યને બારમો ચંદ્રમા છે. સત્યના પાલનથી ઉત્પન્ન થતું સામર્થ્ય તદ્દન જુદા જ પ્રકારનું હોય છે. સત્યના પાલનથી બે પ્રકારના સામર્થ્યો પ્રાપ્ત થાય છે: તેની વાણીમાં તેજ આવે છે, તેની વાણીનો સર્વત્ર પ્રભાવ પડે છે. બીજું, દરેક વસ્તુનું રહસ્ય તેને આપોઆપ સમજાવા લાગે છે.

**સત્યની આરાધના નૈતિક બળ આપે છે**

અસત્યમાં કંઈ બળ નથી; અસત્ય નિર્બળ છે અને નિર્બળનો આશ્રય લેવાથી નિર્ભયતા તો આવે જ કયાંથી? સત્ય બળવાન છે અને સત્યનો જે આશ્રય લે છે તેનામા સત્યનું બળ પ્રગટ થાય છે, નિર્ભયતા ઉદ્દ્ભવે છે. જે તોપો અને મશીનગનોના નામથી માણસો કંપી ઉઠે છે, જેના અવાજથી લોકોના રૂંવાડાં ઉભા થઇ જાય છે તે જ તોપો ને મશીનગનો, સત્યનું બળ જેનામા પ્રગટ

ચૂં છે તેનું એક રૂંવાડું પણ ફરકાવી શકતી નથી; તેની પાસે તોપો અને મશીનગનો શાકભાજી ભરવાના ટોપલાની માફક નકામી બની જાય છે.

### કુદરત પણ સત્યને અનુસરે છે

કુદરત પણ સત્યનું પાલન કરે છે. સમયાનુસાર ઋતુઓનું પરિવર્તન, સમયાનુસાર સમુદ્રમાં ભરતી અને ઓટ, સમયાનુસાર સૂર્યનો ઉદય અને અસ્ત, સમયાનુસાર ચંદ્રનો ઉદય અને અસ્ત, ગ્રહ-ઉપગ્રહાદિનું નિયત ગતિ અનુસાર પરિભ્રમણ : આ બધી કુદરતી સત્યની સાક્ષીઓ છે. જો કુદરત આ રીતે સત્યને ન અનુસરે તો વિશ્વમાં કેટલી અવ્યવસ્થા ફેલાય ! ગરમીની ઋતુના સમયે વર્ષાની ઋતુ આવે અને વર્ષાઋતુના સમયે ઠંડીની ઋતુ આવે તો કેટલી ગડબડ થાય ! તેમ માણસ પણ જો સત્યનું ઉલ્લંઘન કરે તો અવ્યવસ્થા પેદા થાય. આજે ઉભી થયેલી સામાજિક અવ્યવસ્થા વધતા જતા અસત્યમય આચરણને જ આભારી છે. સામાજિક કે રાષ્ટ્રીય, આર્થિક કે કૌટુમ્બિક, કોઈ પણ પ્રકારની વ્યવસ્થા જાળવવા માટે સત્યની નિતાંત આવશ્યકતા છે; સત્ય જ તે માટે રાજમાર્ગ છે.

### સત્ય : સ્વાભાવિક ગુણ

સત્યનો ગુણ તો કુદરતીરીતે જ માણસમાં જન્મેલો હોય છે; સત્યનું આચરણ કરવા માટે પ્રયાસ કરવાની જરૂર રહેતી નથી. જો માણસ કુસંગમાં પડીને અથવા અસત્યના વાતાવરણમાં રહીને, અસત્ય ગ્રહણ ન કરે તો સત્યનું આચરણ તેના માટે સ્વાભાવિક જ બને છે. જો કોઈ જન્મથી જ સત્યના વાતાવરણમાં ઉછરે તો તેને કદી અસત્યનો વિચાર આવવાનો અવકાશ જ ન રહે. નાના બાળકને સત્યનો ઉપદેશ દેવાની જરૂર નથી; તેની સામે જરૂર છે સત્યમય આચરણ અને સત્યમય વાતાવરણની. જો સત્યમય વાતાવરણમાં જ તે ઉછરે તો તે સત્યવાદી અવશ્ય બને છે.

આમ સત્ય એ એક સ્વાભાવિક ગુણ છે, ત્યારે અસત્ય તો માણુસમાં બહારના સંગથી આવે છે.

**સત્ય વિના વ્યવહાર અશક્ય થઇ જાય**

જીવનમાં હિંસાનો કદાચ પૂર્ણ ત્યાગ ન થઇ શકે, પણ અસત્ય માટે એવું નથી, ખાનપાન, શ્વાસોશ્વાસ, હલનચલનમાં થતી સૂક્ષ્મ હિંસા માણુસ ન નિવારી શકે, પણ માણુસ અસત્યને તો પૂર્ણપણે નિવારી શકે છે.

લોકો કહે છે કે વ્યવહારમાં જુઠું બોલ્યા વિના ન ચાલે, પણ ખરી વાત તો એમ છે કે વ્યવહારમાં સત્ય વિના ચાલતું નથી કોઇ માણુસ એક દિવસ માટે પણ સત્ય બોલવાનો ત્યાગ કરે તો તેનો વ્યવહાર ચાલવો મુશ્કેલ બની જશે! બોરીબંદર સ્ટેશને ઉતરી તેને કાલબાદેવી જવું હશે તો ગાડીવાળાને સાચું કહેવું જ પડશે. કાલબાદેવી જવું હશે તો તેને તે મુજબ કહ્યા વિના ચાલશે ખરું? તેને તરસ લાગી હશે અને કોઇની પાસે પાણી માગવું હશે તો સાચું બોલ્યા વિના તેને ચાલશે? બજારમાં જઈ કોઇ વસ્તુ ખરીદવી હશે તો દુકાનદારને જોઇતી વસ્તુનું સાચું નામ આપ્યા વિના કેમ ચાલશે? નોકરને ક્યાંક મોકલવાનો હોય તો તેમને સાચું ઠેકાણું આપ્યા વિના તમારૂં કામ સરશે નહિ. બેંકમાંથી રૂપિયા લાવવા હશે તો સાચી સહી વગર તમોને રૂપીઆ મળશે નહિ. આમ દરેક પ્રવૃત્તિમાં સત્ય વિના વ્યવહાર ચાલવો મુશ્કેલ બની જશે. આ ઉપરથી તમોને લાગશે કે જીવનમાં જુઠું બોલ્યા વિના ચાલતું નથી, એમ નથી, સાચું બોલ્યા વિના ચાલે તેમ નથી; જીવનમાં હર પળે સાચું બોલવાની જ જરૂર પડે છે. તેથી સત્ય સ્વાભાવિક છે અને અસત્ય અસ્વાભાવિક છે એમ ફલિત થાય છે; માટે અસત્યને મહારોગ સમજી, તેને દૂર કરવા પ્રયાસ કરવો જોઈએ. ઝેરી ગેસ કરતાં પણ 'અસત્ય' વધુ ઝેરી છે, તેથી

ભગવાન મહાવીરે 'મૃષાવાદ' થી વિરમવાનો ઉપદેશ કર્યો છે.

આ વ્રતના અતિચારો

આ વ્રતના પાંચ અતિચાર છે, તે શ્રાવકોએ આચરવા જોઈએ નહિ 'मिथ्योपदेश रहस्याभ्याख्यान कूटलेख क्रिया न्यासापहार साकार मंत्रभेदाः' અર્થાત્ સાચું ખોટું સમજાવીને, કોઈને ખોટા રસ્તે દોરવો તે 'મિથ્યા ઉપદેશ'નો પ્રથમ અતિચાર છે.

બીજો અતિચાર 'રહસ્યાભ્યાખ્યાન' નો છે. રહસ્યાભ્યાખ્યાન એટલે કોઈની છાની વાત પ્રગટ કરવી. રાગથી પ્રેરાઈને કે વિનોદ ખાતર કોઈ પતિ-પત્ની કે બીજા સ્નેહીઓને છૂટા પાડવા કે કોઈની સામે ખોટા આરોપ મૂકવા તે પણ 'રહસ્યાભ્યાખ્યાન' છે. કોઈની છાની વાત ઉઘાડી પાડવાથી, કેટલીક વાર આગ્રહને લીધે માણસ આત્મઘાત કરી નાખે છે, તેથી કોઈનું રહસ્ય પ્રગટ કરવું ન જોઈએ.

ખોટા લખાણો લખવા એ 'કૂટલેખ ક્રિયા' છે. ખોટા દસ્તાવેજ કરવા, ખોટા સિક્કા ચલાવવા કે કરવેરા ભરવા માટે ખોટા ચોપડા લખવા તે બધું 'કૂટલેખ' માં આવી જાય છે.

થાપણ મૂકનાર કોઈ વસ્તુ ભૂલી જાય તો તેની ભૂલનો લાભ લઈ, તે પચાવી પાડવી તેનું નામ 'ન્યાસાપહાર' છે.

અંદરો અંદર કોઈની પ્રીતિ તૂટે એવી ચાડી ખાવી અથવા કોઈની છાની વાત પ્રગટ કરવી તે 'સાકાર મંત્રભેદ' નામનો પાંચમો અતિચાર છે.

કન્યા માટે, ગાય માટે તથા ભૂમિ માટે અસત્ય ન બોલવું, બીજા પાસે ન બોલાવવું-મન, વચન અને કાયાથી, આટલું ઝીણવટભર્યું શાસ્ત્રકારોનું ફરમાન છે. કન્યા અને ગાય માટે અસત્ય ન બોલવાના ફરમાનમાં તમામ માનવોનો અને તમામ પ્રકારના પશુઓનો પણ સમાવેશ થઈ જાય છે.

આ રીતે છ કોટીએ મૃષાવાદથી વિરમવું જોઈએ.

## સ્વાર્થ માટે અસત્યને અવકાશ ન હોઈ શકે

આ વ્રતમાં વેપાર માટે, પૈસાની લેણદેણ માટે, જમીન માટે, અસત્ય બોલવાનો નિષેધ છે, તેવી જ રીતે પોતાના સંતાન-પુત્ર કે પુત્રીના સ્વાર્થ માટે પણ અસત્ય બોલી શકાય નહિ; પોતાના સંતાનના હિત માટે પણ અસત્ય ન બોલી શકાય તો પછી સાધારણ લાભ માટે તો અસત્ય કેમ જ બોલી શકાય? સત્યનો આરાધક ક્રોધાવેશ થઇને કે રાગ-માયા કે લોભને વશ થઇને કે રાગ-દ્વેષાદિ આવેશમાં આવી જઈને વચન ઉચ્ચારે નહિ; તેની વાણી કોઇને નુકશાન કરે, કોઈ વચ્ચે કજીઆ કંકાસ કરાવે કે વેરઝેર વધારે તેવી હોય નહિ, જે વાતની પૂરી ખબર ન હોય તેવી વાત સત્યનો આરાધક બોલે નહિ.

## છૂટછાટનો ગેર ઉપયોગ!

ગૃહસ્થોને પૃથ્વી, પાણી, અગ્નિ, હવા, ને વનસ્પતિ આદિના જીવોની હિંસા થાય તેવું વચન સંસાર વ્યવહાર ચલાવવા માટે બોલવું પડે છે, તેવા વચનને શાસ્ત્રકારોએ નાનું જુઠ માનેલ છે. તેવા જુઠનો શ્રાવકને આગાર હોય છે.

આ છૂટનો કેટલાક શ્રાવકો વિસ્તૃત ઉપયોગ કરે છે અને ઘણી બાબતોનો 'નાના જુઠ' માં ઉમેરો કરી દે છે. વ્યાપારમા ખોટું બોલીને હજારો રૂપીઆ કમાવાની પ્રવૃત્તિને 'નાના અસત્ય' મા આજે કેટલાંયે શ્રાવકો ગણાવે છે! જ્યા જ્યાં ખોટું બોલીને પણ પોતાનો સ્વાર્થ સધાતો હોય ત્યા ખોટું બોલવામા શ્રાવકો મોટે ભાગે અચકાતા નથી અને સ્વાર્થ સાધવા માટે બોલાયેલ અસત્યનો 'નાના અસત્ય'માં સમાવેશ કરી દે છે! પરન્તુ આ તેમની ગેરસમજ છે.

એક વખત વપરાઈ ગયેલ એક પૈસાની ટપાલની ટીકીટ ફરી વાપરવી તે ગુન્હો ગણાય છે, પિતાનો રેલ્વેનો પાસ પુત્ર વાપરે

અને જહાજમાં બેઠેલા અનેક માનવીઓનું જીવનધન હતું અને બીજી બાજુ સત્ય હતુ. પોતાના જીવનને જોખમે, અનેક માનવીઓના જીવતના જોખમે તથા કરોડોના દ્રવ્યના વિનાશના જોખમે પણ તેઓ સત્યને વળગી રહેવામા દૃઢ રહ્યા, પોતાની પ્રતિજ્ઞામા ડગ્યા નહિ. આખરે દેવ તેમની દૃઢતા જોઇને પ્રસન્ન થયો અને ચાલ્યો ગયો

અરણક શ્રાવક જેવી સત્ય પરની શ્રદ્ધા મનુષ્ય માત્રમા હોવી જોઇએ, પરન્તુ આજે તો તદ્દન વિપરિત સ્થિતિ છે. ક્યા કરોડોનું ધન જતું કરીને પણ સત્યને સાચવવાની વૃત્તિ અને ક્યાં સત્ય વેચીને બે પૈસા મેળવવાની તુચ્છ વૃત્તિ ! બે પૈસા માટે સત્ય વેચવાની વૃત્તિ ત્યાગવા યોગ્ય છે અને પ્રાણ પણ ભોગે સત્યને વળગી રહેવાની વૃત્તિ શ્રેયસ્કર છે તે ભૂલવુ જોઈએ નહિ

ગાંધીજી જેવા મહા પુરુષો સત્ય માટે અમેરિકાની વિપુલ ધનરાશીને પણ ઠોકરે મારી શકે છે, ત્યારે પોતાને શ્રાવક કહેવડાવનાર આઠ આના માટે આઠ વાર જુઠું બોલતા ન હોય તો કેવુ સારૂં ! ભીલો માટે કહેવાય છે કે શપથ લીધા પછી તેઓ મૃત્યુમાથી છુટવા માટે પણ જુઠું બોલતા નથી. આવી કોમ પણ જયારે જીવનમા આટલા પ્રમાણમા આચરણ કરે છે, ત્યારે શ્રાવક તરીકે ઓળખાવનાર તુચ્છ વસ્તુ માટે પણ જુઠ્ઠ બોલતા હોય તો તે કેટલું અનુચિત ગણાય ! !

અમદાવાદના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થનો સત્ય માટેના આગ્રહનો એક પ્રસંગ જાણવા જેવો છે. એક વાર તે ભાઇને, પોતાના ધર્મપત્નિ સાથે કંઈક વિચાર ભેદ થયો, વિચાર ભેદ આગળ વધ્યો અને કલેશના રૂપમા પરિણમ્યો, એક સમયે તે ગૃહસ્થ ખૂબ આવેશમા આવી ગયો અને આવેશમા ને આવેશમાં પોતાની પાસે પડેલી વસ્તુ તેણે પોતાની ધર્મપત્નિ તરફ ફેંકી; તે ઘાથી બ્હેન મૂર્છિત થઇ ગઇ અને તેનો દેહાંત થયો.

એક કોળીએ કર્યું; પોલીસ, ફોજદાર, વગેરે ત્યાં આવી પહોચ્યા, ફોજદારે કેસ તૈયાર કર્યો અને નાયબ સુબાને વ ચાવ્યો, ત્યારે નાયબ સુબાએ પૂછયું કે, 'દાર્શનિક પુરાવામાં કોણ છે ? ' મણિભાઈ પટેલના મુનિમ ગોપાળભાઈ પટેલ દાર્શનિક પુરાવામાં હતા અને ખૂન તેમણે જાતે જોયેલું. નાયબ સુબાએ બીજો પ્રશ્ન પૂછયો: 'ખૂનીને લોહીવાળું ધારીયું લઈ ખડકી બહાર નીકળતો કોઈએ જોયાનો પુરાવો છે ? ' રાવજીભાઇને આ ખબર ન હતી, તેથી તેણે કહ્યુ કે, ' તેનો પુરાવો મળશે તો રજુ કરીશું.' સુબાને રાવજીભાઇનો આ જવાબ ન ગમ્યો, તેણે કહ્યું, ' પુરાવો ન હોય તો ઉભો કરવો જોઈએ, આવા પુરાવા સિવાય કેસ લૂલો ગણાય.' રાવજીભાઈએ જવાબ આપ્યો, ' સાહેબ, એવો જુઠો પુરાવો ઉભો કરવાનું હુ પસંદ કરતો નથી.' સુબાએ કહ્યુ, 'જુઠો શાનો ? ખૂન લખાએ કર્યું તે દેખીતું છે; જોનાર માણુસ સ્વેચ્છાથી સાક્ષી તરીકે બહાર ન આવે તો બીજાને ઉભો કરવો જ જોઇએ; તેમ ન થાય તો સાચો કેસ માર્યો જાય અને ગુન્હેગાર છૂટી જાય. ' રાવજીભાઇએ આપેલો જવાબ દરેકે યાદ રાખવા જેવો છે. રાવજીભાઇએ કહ્યું ખુન તો મારા પિતાશ્રીનું થયું છે ને તેથી મને જેટલું દુ:ખ થાય તેટલું બીજાને ન થાય તે સ્વાભાવિક છે, પરન્તુ મારા પિતાશ્રીના ખૂન કરનારનું ખૂન કરાવવા માટે ખોટા પુરાવા ઉભા કરી હું સત્યનુ ખૂન કરવા માગતો નથી, ખોટો પુરાવો ઉભો કરવામા મને રસ નથી; માનવીના ખૂન કરતાં હું સત્યનું ખૂન વિશેષ ભયકર ગણું છું. માટે મારાથી ખોટો પુરાવો ઉભો નહિ થઇ શકે.' આ જવાબથી નાયબ સુબો સ્તબ્ધ જ થઈ ગયો.

વાંદરાને ઉન્નમાર્ગમાંથી બચાવીં, તેના રક્ષણ ખાતર પીંજરામા પુરવામાં આવે તો તેને અટપટુ લાગે છે. તેમ સ્વચ્છંદી વૃત્તિવાળાને સત્યનુ સેવન પીંજરાના બંધનની જેમ અટપટુ લાગે છે. જો બધા

જ સત્યભાષી બને તો દુનિયામાં વકીલો, બેરીસ્ટરો, સોલીસીટરો, જજો-કોઇની જરૂર ન રહે. કાયદા-કાનુન કે કોર્ટની પણ આવશ્યકતા ન રહે. સત્યના પાલનથી દંભ, ઇર્ષા, દ્વેષ આદિનો સમુળો નાશ થાય છે.

## સત્ય ગયું તો બધું ગયું

સત્ય વિનાનો માનવી લાકડા યા પત્થરના ટુકડા સમાન છે. અન્ય પાપો ચણોઠી સમાન છે, ત્યારે અસત્યનુ પાપ પર્વત સમાન છે. અસત્યના આચરણ માટે અન્તરનો અવાજ ના જ પાડે છે. અન્ય પ્રકારના પાપ કરનાર શુદ્ધ થઇને સાધુ અથવા આચાર્ય પણ બની શકે છે, પરન્તુ અસત્યનું સેવન કરનાર માનવ કહેવડાવવાને યોગ્ય પણ ગણાતો નથી.

અસત્ય આચરણ મનુષ્યને ઈશ્વરથી દૂર કરે છે અને માનવ સમાજને હાનિ પહોચાડે છે. ઈમર્સને કેવું સુંદર કહ્યુ છે Every violation of truth is a stab at the health of human society. સત્યનું ઉલ્લંઘન દરેક વખતે માનવ સમાજના આરોગ્યને જખમી બનાવે છે.

## અસત્ય ભાષીને સુધરવાનો અવકાશ જ નથી

અન્ય પાપ કરનાર પોતાના પાપનો સ્વીકાર કરે છે, તેથી તે તેટલા જ પાપનો ભાગીદાર બને છે; પણ અસત્ય બોલનાર હજારો પાપ કરીને પણ તે કબુલતો નથી; આથી અન્ય વ્રતોનો ભંગ કરનારને સુધરવાનો અવકાશ છે, પણ અસત્ય બોલનારને જરા પણ અવકાશ રહેતો નથી. પાપની કબુલાત વિના શુદ્ધિ કેવી રીતે હોઈ શકે ! આથી અન્ય વ્રતોનો ભંગ કરનાર ફરી ધર્મનો આરાધક અને અધિકારી પણ બની શકે છે, પરન્તુ અસત્ય બોલનાર ધર્મને લાયક માનવામાં આવ્યો નથી.

## અસત્યનું કડવુ પરિણામ

અસત્ય અને અનીતિનો આધ્યાત્મિક રોગ ફેલાવનાર મરણ પામીને માખી તથા મચ્છરાદિ યોનિમાં જન્મ ધારણ કરે છે. તે જીવાયોનિમા અસત્ય અને અનીતિ દ્વારા આધ્યાત્મિક ભાવ રોગ ફેલાવવાની શક્તિ ન હોવાથી, તેઓ શારીરિક દ્રવ્ય રોગ પોતાના ઝેર વડે ફેલાવી માનવના સ્વાસ્થ્યને નુકશાન કરે છે, તેથી તેનો નાશ થાય છે. અસત્યનું આવુ કડવું પરિણામ આવે છે

ઠાણાંગ સૂત્રમા ફરમાન છે કે અસત્ય બોલનાર માનવ પોતાના મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયોનો દુરૂપયોગ કરવાથી મરણ પામીને વિચાર, બુદ્ધિ અને વાણી વિનાની નીચ યોનિ એટલે કે પશુ યોનિમાં ઉત્પન્ન થાય છે, તેથી ઉલટું, જો તે પોતાના મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોનો સત્ય માટે ઉપયોગ કરે તો તે મરણ પામીને ઉચ્ચ યોનિમા જન્મ ધારણ કરે છે.

કોઇ માણુસને કોઇ કાગડા–કુતરા, બળદ, ઘોડા અથવા ગધેડા જેવો કહે તો તેને દુઃખ થાય છે, કોઇના કહેવા માત્રથી કોઇ મનુષ્ય, કાગડો અથવા કુતરો બની જતો નથી ! છતાં તેવી ઉપમાથી માનવને ખેદ થાય છે, તો પછી અધમ જીવયોનિમાં ઉત્પન્ન થવું પડે તેવાં વચન અને કર્તવ્યો માટે તેથી કેટલુ અનંતગણું દુઃખ થવુ જોઈએ ! !

શાસ્ત્રકારો અસત્ય બોલનારને ભાવમાં પશુ માને છે, નિશ્ચયમા પશુ માને છે અને વ્યવહારમા સ્થૂલ શરીરરૂપે માનવાની બાહ્ય આકૃતિવાળો તેને માને છે. જો મનુષ્યને પશુ યોનિની દિશામાંથી પાછા ફરવું હોય તો તેમણે સત્યનુ આરાધન કરવું જોઈએ.

અસત્ય જેવું જ ચોરીનું પાપ ભયંકર છે ને તે પાપનું ફળ ભોગવવા માટે પણુ તેને પશુયોનિમા જન્મ ધારણુ કરવો પડે છે,

## ૩. અદત્તાદાન વિરમણ વ્રત

### અચૌર્ય વ્રત

તેલ વિના દીપકનું તેજ ક્ષીણ થાય છે; ચાવી આપ્યા વિના ઘડીઆળની ગતિ મંદ પડે છે, ગરમી આપ્યા વિના વરાળ યંત્ર ચાલી શકે નહિ, ખોરાક વિના શરીર ટકે નહિ, તેમ વ્રત, નિયમન કે સંયમન વિના જીવનનું તેજ ઝાંખુ પડે છે, જીવનની ગતિ મંદ થાય છે અને જીવન પ્રગતિશીલ બનવાને બદલે પતનશીલ બને છે. ગૃહસ્થના જીવનને પ્રગતિશીલ બનાવવા માટે ભગવાન મહાવીરે બાર વ્રતની યોજના કરીને જગત પર મહાન ઉપકાર કરેલ છે. આ પૈકી આજે આપણે ત્રીજુ અચૌર્યનું વ્રત વિચારવાના છીએ.

શાસ્ત્રકારોએ ફરમાવેલ છે કે,

चित्तमन्तमचित्तं वा अप्पं वा जइ वा बहु ।
दंत सोहणमेत्तंपि उग्गहंसि अजाइया ॥

અજીવ વસ્તુ હોય કે નિર્જીવ હોય, થોડી હોય કે ઘણી, પણ માલિકની રજા સિવાય કોઈ પણ વસ્તુ લેવી નહિ દાંત ખોતરવાની સળી પણ રજા વિના લઈ શકાય નહિ. આ વ્રતને યથાર્થરીતે વિચારીએ તો લાગશે કે અચૌર્ય વ્રતનો પાલક જ અહિંસા ને સત્ય વ્રતનો પાલક બની શકે છે.

## અચૌર્યની વ્યાપક વ્યાખ્યા

આ વ્રત કહે છે કે પોતાની માલિકી સિવાયની બીજી કોઇ પણ વસ્તુને હાથ લગાડવો તે ચોરી છે. બીજાની વસ્તુને, તેની અનુમતિ મેળવ્યા સિવાય ઉપયોગમા લેવી તે અદત્તાદાન, તેનો ત્યાગ તે અચૌર્ય. ઘણી વાર છાપામાં વાચવામાં આવે છે કે 'કોઈનો સોનાનો દાગીનો, ઝવેરાતનું પાકીટ, નોટોનું બંડલ, આદિ અમુક ભાઈને મળેલ છે; તે જેનું હોય તેણે નિશાની આપીને લઈ જવુ.' આવા કળિયુગમાં, આ અર્થયુગમાં પણ આવા સેંકડો દાખલાઓ જાણવા–સાંભળવાના મળે છે. તે પ્રમાણે શાસ્ત્રકારો કહે છે કે, રસ્તામા પડેલ પારકી વસ્તુને પોતાની માનવી, એ પણ ચોરી છે. આ જાતની ચોરી જૈનથી તો કદી થઇ શકે જ નહિ. મન, વચન અને કાયાથી આવી ચોરીમાંથી વિરમવું અને બીજા પાસે પણ આવી ચોરી ન કરાવવી, તે આ વ્રતનો આશય છે. આ વ્રતનો ચુસ્ત આરાધક તો પોતાના સ્નેહીને ત્યાં ગયેલ હોય ત્યારે તેમની પાસેથી લખવા માટે કાગળ- પેન્શીલ અથવા ખાવા માટે સોપારીનો ટૂકડો પણ પૂછ્યા સિવાય વાપરે નહિ.

## અચૌર્યની સૂક્ષ્મ વ્યાખ્યા

કોઈની વસ્તુ રજા વિના ન લેવાનો નિયમ આ વ્રતમાં દર્શાવવામાં આવેલ છે મહાત્માજી અસ્તેય વ્રત વિષે લખે છે કે, 'જે વસ્તુની આપણને આવશ્યકતા ન હોય તે વસ્તુ જેના કબજામાં હોય તેમની પાસેથી લેવી એ ચોરી છે– પછી ભલે ને તે વસ્તુ રજા મેળવીને લીધી હોય; છતા આવશ્યકતા વિના વસ્તુ લેવી તે ચોરી છે. આપણને જે વસ્તુની જરૂર ન હોય તે લેવી ન જોઈએ. અમુક ફળ ખાવાની માણસને જરૂર ન હોય, છતાં તે ખાય તો તે પણ ચોરી છે. પોતાની હાજત માણસ સમજતો નથી, તેથી અજાણપણે આવી ચોરી થાય છે.' આ વ્રતના આરાધકે 'અચૌર્ય' નો આ રીતે વ્યાપક અર્થ ઘટાવવો જોઈએ. જેમ જેમ તે વિશાળરીતે આ

## ૩. અદત્તાદાન વિરમણ વ્રત

### અચૌર્ય વ્રત

તેલ વિના દીપકનું તેજ ક્ષીણ થાય છે, ચાવી આપ્યા વિના ઘડીઆળની ગતિ મંદ પડે છે, ગરમી આપ્યા વિના વરાળ-યંત્ર ચાલી શકે નહિ, ખોરાક વિના શરીર ટકે નહિ, તેમ વ્રત, નિયમન કે સંયમન વિના જીવનનું તેજ ઝાંખુ પડે છે, જીવનની ગતિ મંદ થાય છે અને જીવન પ્રગતિશીલ બનવાને બદલે પતનશીલ બને છે. ગૃહસ્થના જીવનને પ્રગતિશીલ બનાવવા માટે ભગવાન મહાવીરે બાર વ્રતની યોજના કરીને જગત પર મહાન ઉપકાર કરેલ છે. આ પૈકી આજે આપણે ત્રીજું અચૌર્યનું વ્રત વિચારવાના છીએ.

શાસ્ત્રકારોએ ફરમાવેલ છે કે,

> चित्तमन्तमचित्तं वा अप्पं वा जइ वा बहु ।
> दंत सोहणमेत्तंपि उग्गहंसि अजाइया ॥

સજીવ વસ્તુ હોય કે નિર્જીવ હોય, થોડી હોય કે ઘણી, પણ માલિકની રજા સિવાય કોઈ પણ વસ્તુ લેવી નહિ દાંત ખોતરવાની સળી પણ રજા વિના લઈ શકાય નહિ. આ વ્રતને યથાર્થરીતે વિચારીએ તો લાગશે કે અચૌર્ય વ્રતનો પાલક જ અહિંસા ને સત્ય વ્રતનો પાલક બની શકે છે.

## અચૌર્યની વ્યાપક વ્યાખ્યા

આ વ્રત કહે છે કે પોતાની માલિકી સિવાયની બીજી કોઇ પણ વસ્તુને હાથ લગાડવો તે ચોરી છે. બીજાની વસ્તુને, તેની અનુમતિ મેળવ્યા સિવાય ઉપયોગમાં લેવી તે અદત્તાદાન, તેનો ત્યાગ તે અચૌર્ય. ઘણી વાર છાપામાં વાચવામાં આવે છે કે 'કોઈનો સોનાનો દાગીનો, ઝવેરાતનું પાકીટ, નોટોનું બંડલ, આદિ અમુક ભાઈને મળેલ છે; તે જેનું હોય તેણે નિશાની આપીને લઈ જવું.' આવા કળિયુગમાં, આ અર્થયુગમાં પણ આવા સેકડો દાખલાઓ જાણવા–સાંભળવાના મળે છે તે પ્રમાણે શાસ્ત્રકારો કહે છે કે, રસ્તામા પડેલ પારકી વસ્તુને પોતાની માનવી, એ પણ ચોરી છે. આ જાતની ચોરી જૈનથી તો કદી થઇ શકે જ નહિ. મન, વચન અને કાયાથી આવી ચોરીમાંથી વિરમવું અને બીજા પાસે પણ આવી ચોરી ન કરાવવી, તે આ વ્રતનો આશય છે. આ વ્રતનો ચુસ્ત આરાધક તો પોતાના સ્નેહીને ત્યાં ગયેલ હોય ત્યારે તેમની પાસેથી લખવા માટે કાગળ- પેન્શીલ અથવા ખાવા માટે સોપારીનો ટૂકડો પણ પૂછ્યા સિવાય વાપરે નહિ.

## અચૌર્યની સૂક્ષ્મ વ્યાખ્યા

કોઈની વસ્તુ રજા વિના ન લેવાનો નિયમ આ વ્રતમાં દર્શાવવામાં આવેલ છે. મહાત્માજી અસ્તેય વ્રત વિષે લખે છે કે, 'જે વસ્તુની આપણને આવશ્યકતા ન હોય તે વસ્તુ જેના કબજામા હોય તેમની પાસેથી લેવી એ ચોરી છે– પછી ભલે ને તે વસ્તુ રજા મેળવીને લીધી હોય; છતા આવશ્યકતા વિના વસ્તુ લેવી તે ચોરી છે. આપણને જે વસ્તુની જરૂર ન હોય તે લેવી ન જોઈએ. અમુક ફળ ખાવાની માણસને જરૂર ન હોય, છતાં તે ખાય તો તે પણ ચોરી છે. પોતાની હાજત માણસ સમજતો નથી, તેથી અજાણપણે આવી ચોરી થાય છે.' આ વ્રતના આરાધકે 'અચૌર્ય' નો આ રીતે વ્યાપક અર્થ ઘટાવવો જોઈએ. જેમ જેમ તે વિશાળરીતે આ

વ્રતનું પાલન કરશે તેમ તેમ તેને આ વ્રતની મહત્તા અને તેનું રહસ્ય સમજાતાં જશે

અસ્તેયનો એથી વધુ ઉંડો અર્થ વિચારવામાં આવે તો લાગશે કે પેટ ભરવા અને શરીર ઢાંકવા માટે આવશ્યકતા હોય તેથી વધુ સંગ્રહવું તે પણ ચોરી જ છે. એક માણુસ આવશ્યકતાથી વધુ રાખે, એટલે બીજાને આવશ્યકતા પુરતું પણ ન મળે બે જોડી કપડાંને બદલે એક માણુસ દશ-વીસ જોડી કપડા રાખે. તો તેથી બીજા પાંચ દશ માણુસોને નવસ્ત્રા ફરવું પડે. કોઇ પણ વસ્તુનો વધુ પડતો સંગ્રહ ચોરી છે; પણ આજે તો નાના ચોરો દંડાય છે અને મોટો સંગ્રહ કરનારને કોઈ પૂછતું નથી. કેન્ટોએ કડક શબ્દોમાં કહ્યું છે કે, 'નાના ચોરો અને નાના ખૂનીઓ કારાગૃહના સળીઆ પાછળ સડયા કરે છે, ત્યારે મોટા ચોરો અને મોટા ખૂનીઓ સોના રૂપા પહેરીને કુકડાની પેઠે મ્હાલે છે ! ' આમ વાસ્તવિકરીતે જોઇએ તો વધુ સંગ્રહ કરવો, તે પણ એક પ્રકારની ચોરી છે.

જે વસ્તુ જે ઉપયોગ માટે મળી હોય તેથી જુદો ઉપયોગ કરવો. તે પણ ચોરી છે. શરીર, ઈન્દ્રિય, બુદ્ધિ, શક્તિ, વગેરે આત્મારાધના માટે મળેલ છે, તેનો ઉપયોગ તે મુજબ કરવાને બદલે-આત્મારાધના માટે કરવાને બદલે ભોગોપભોગમા કરવો, તે પણ સૂક્ષ્મ દૃષ્ટિયે ચોરી કહી શકાય. શરીરાદિનો ઉપયોગ પરમાર્થ માટે ન કરતા, માત્ર સ્વાર્થ માટે કરવો તે પણ ચોરી જ કહેવાય.

## ચોર અને કૃપણનો સમાન દરજ્જો !

આજના આપણા વિચારકો કહે છે કે, જેમ ચોર લોકમતને માન્ય નથી તેમ કૃપણ પણ અમાન્ય થવો જોઇએ, એટલે કે ચોરની જેમ કૃપણ પણ કાયદાથી શાસિત હોવો જોઇએ. જેમ માગ્યા વિના કે પૂછ્યા વિના લેવું તે એક ભારે ગુન્હો છે તેમ જરૂરીઆતવાળો માગવા આવે ત્યારે વસ્તુ હોવા છતાં ના પાડવી, તે પણ નૈતિક

દંડ મનાવો જોઇએ. ઉપનિષદમા અશ્વપતિ રાજા પોતાના રાજ્યની મહત્તા એક વાક્યમાં જણાવે છે કે-**नमेस्तेनो जनपदे न कदर्य ।** ચોરને તથા કૃપણને તે એક હરોળમા બેસાડે છે. ઉડો વિચાર કરવામા આવશે તો લાગશે કે કૃપણો જ ચોરના જનક હોય છે, તેથી જ સમાજમાં 'અસ્તેય'ની પ્રતિષ્ઠા કરવા માટે કૃપણોએ પોતાની કૃપણુતા ત્યાગવી જોઇએ અને ઉદારતા કેળવવી જોઈએ.

## ચોરીના ચાર પ્રકારો

ચોરીના એકન્દરે ચાર પ્રકાર બતાવવામા આવ્યા છે દ્રવ્ય, ક્ષત્ર, કાળ અને ભાવ. દ્રવ્યથી ચોરી એટલે વસ્તુની ચોરી. સજીવ અને નિર્જીવ-એ બને પ્રકારની ચોરી, દ્રવ્યથી ચોરી કહેવાય. કોઇના પશુ ચોરી લેવા કે કોઈની સ્ત્રીનું અપહરણ કરવું, કોઇના બાળકને ઉપાડી જવું કે કોઇના ફળ-ફૂળ તોડવા, તે સજીવ ચોરી કહેવાય. સોનુ, ચાદી, હીરા, માણેક, મોતી, વગેરે વસ્તુઓની ચોરી નિર્જીવ ચોરી છે દાણુ કે મહેસુલની ચોરીનો પણ નિર્જીવ ચોરીમા સમાવેશ થાય છે. અગાઉ કહ્યું તેમ રસ્તા પર પડેલી આવી કોઇ નિર્જીવ વસ્તુ-જેનો કોઇ માલિક ન હોય તે લેવી, તે પણ ચોરી છે. કોઇના ઘર, ખેતર, ખોટી રીતે લખાવી લેવા અને પચાવી પાડવા તે ક્ષેત્રની ચોરી કહેવાય. પગાર, ભાડું, વ્યાજ, વગેરે દેવા લેવામા સમયની ન્યુનાધિકતા બતાવવી તે કાળની ચોરી છે. કોઇ કવિ લેખક કે વક્તાના ભાવો લઈ, પોતાને નામે લખવા તે ભાવ ચોરી છે.

માલિકની ગેરહાજરીમા તાળું તોડીને કે તેનુ ખીસ્સું કાતરીને તેની વસ્તુ લેવી તે જેમ ચોરી છે તેમ તેની હાજરીમા પણ યુક્તિ વાપરી, તેની વસ્તુ છીનવી લેવી તે પણ ચોરી છે. ચોરી કરવાની પ્રથમ રીત અસભ્ય ગણાય છે, જ્યારે બીજી પદ્ધતિ જરા સભ્ય છે ! આજે અસભ્ય ચોરી કરતા મોટો ભાગ અચકાય છે, પરન્તુ સભ્ય

ચોરીના પ્રકારમાંથી તો ભાગ્યે જ કોઈ બચેલું હશે! પોતાની બુદ્ધિની ચાલાકીથી બીજાના હક્કની વસ્તુ ઉપર અધિકાર જમાવવો, શોષણ કરવું, તેનો સભ્ય પ્રકારની ચોરીમા સમાવેશ થાય છે. કોઈના ખીસ્સામાંથી કોઈએ બે પૈસા લીધા હોય તો તે દંડાય છે, પણ કરોડો માણસોનું શોષણ કરી, કરોડો રૂપિયા કોઈ ભેગા કરે તો તેને શિક્ષા કરવાની કોઈ કલમ પીનલ કોડમાં ભલે ન હોય, પરન્તુ ધાર્મિક શાસ્ત્ર તો કહે છે કે તે ચોરી નહિ, પણ મહાચોરી છે.

## ચોરીના વિવિધ સ્વરૂપો

ઠગાઈ માત્ર ચોરી છે, એક લેખક કહે છે કે, 'He who purposely cheats his friend, would cheat his God' અર્થાત્ જે મિત્રને ઠગે છે તે કોઈ વખતે ઇશ્વરને પણ ઠગશે બીજો એક લેખક કહે છે કે Dishonesty is a forsaking of permanent for temperary advantages—અપ્રમાણિકતા દાખવવી કે ચોરી કરવી, એ ક્ષણિક લાભ ખાતર શાશ્વત શ્રેયને ગુમાવવા જેવુ છે.

પોતાના હક્ક સિવાયની વસ્તુ ગમે તે પ્રકારે લેવી તે ચોરી છે કોઈ સરકારી નોકર કોઈનું કામ કરી આપે, તે બદલ પગાર ઉપરાન્ત લાચ, ઈનામ કે ભેટ લે, તે પણ ચોરી છે આડત, દલાલી, મકાનનું ભાડુ, નફો, રૂપિયાનુ વ્યાજ મર્યાદાથી વિશેષ લેવાં અથવા બીજી કોઈ રીતે શોષણ કરવું અથવા અભણ માણસો પાસેથી તેમના ઘર, ખેતર કે જમીન લખાવી લેવા તે પણ ચોરી છે. સામો માણસ ભૂલથી વધારે આપી જાય તે રાખી લેવુ, તે પણ ચોરી છે. ભાગીદારના અજાણતા પોતાનો સ્વતંત્ર ધંધો કરવો, તે પણ ચોરી જ કહેવાય. કોઈની રકમનુ, પોતાને નામે દાન જાહેર કરવુ તે પણ ચોરી ગણાય. માણસ પોતાનો અસાધ્ય રોગ જાણતો હોય, છતા વીમો ઉતરાવવા જાય તે પણ એક પ્રકારની ચોરી કહેવાય. પોતાનો રોગ છુપાવી

તે વીમાવાળાને ઠગે છે, દાકતરને લાચી- આપી, ખોટું પ્રમાણપત્ર મેળવે છે, આવી ચોરીમાથી પણ બચવુ જોઇએ. બંગાળના એક ગૃહસ્થનો પ્રસંગ છે એક વાર તેમણે પોતાનો વીમો ઉતરાવ્યો અને એક વખતનું પ્રિમીઅમ પણ ભર્યું, ત્યાર બાદ તેમને ખબર પડી કે પોતાને મધુપ્રમેહનું દર્દ છે. તે જાણતાં જ તેમણે વીમા કંપનીને કાગળ લખ્યો કે, 'મને મધુપ્રમેહનું દર્દ છે એટલે મારો વીમો રદ કરશો.' મિત્રોએ કાગળ ન લખવા ઘણું સમજાવ્યુ, પરન્તુ તે ગૃહસ્થે માન્યું નહિ તેમણે કહ્યુ કે, 'જો હું વીમા કંપનીને ન જણાવુ તો હું વીમા કંપનીનો ચોર ગણાઉં અને એવી ચોરીનું ધન મારા સંતાનોને મળે, તે કરતાં મારા સંતાનો મજુરી કરીને પેટ ભરે તે વધારે ઇષ્ટ છે.' આ સાંભળીને, મિત્રો તેના ત્યાગ તરફ નમી પડયા.

## ચોર અને શાહુકાર અંગે અયોગ્ય સમજણ!

અમે વિહારમાં હતા તે સમયે એક તદ્દન નાના ને ગરીબ ગામડામા રાત્રે ચોર આવ્યા, તે ચોરો થોડું ધાન્ય ચોરવા આવ્યા હતા. ચોરોના પગના અવાજથી આખુ ગામ જાગી ગયુ લાકડીઓ તથા બંદુકો લઈને, લોકો ચોરોની પાછળ પડયા, એક ચોર પકડાયો, તેને અમારી પાસેના મંદીરની ઓરડીમાં હાથ તથા પગ બાંધીને લોકોએ પૂર્યો ને ઉપરથી તાળુ માર્યું. આટલું બંધન હોવા છતાં, પાચ. સાત માણુસો લાકડીઓ સાથે ચોકી કરવા બેઠા, મજબૂત બધન ચોરથી સહન થયા નહિ, તે ચીસો પાડવા લાગ્યો. 'દયા કરીને આ બધન ઢીલા કરો, મને તલવારથી મારવો હોય તો મારી નાખો, પણ આ દુ:ખ મારાથી સહન થતું નથી.' આખી રાત તેણે બૂમો માર્યા કરી, પણ કોઇએ ધ્યાન આપ્યું નહિ, સવાર થયે તે ચોરને પોલીસને સ્વાધીન કરવામા આવ્યો.

થોડું અનાજ ચોરવા આવેલ ચોરની નમાજે આ દશા કરી, સમાજમા ચોર ઘૃણા પાત્ર ગણાય છે અને તેથી તેને સજા થાય છે, પરન્તુ જેઓ દળનાર, ભરડનાર, પાણી ભરનાર, આદિ ગરીબોની આજીવિકાની ચોરી, યંત્રની મદદથી કરે છે તેમને સમાજ શાહુકાર કેમ ગણે છે? યંત્રો વડે હજારો ગરીબોની આજીવિકા લૂટનાર માટે કચેરી, ન્યાયાધિશ, વકીલ, શિક્ષા કે કેદ કશું રાખવામાં આવેલ નથી તે કેળવાયેલા ગણાતા સમાજ માટે શરમ ભર્યું છે પાનાથી એક પાઇનો જુગાર રમનાર જુગારી ગણાય છે, જ્યારે બજારમા લાખોની હારજીત કરનાર શાહુકારમા ગણાય છે! ખરે જોતા આજે સમાજમા 'ચોર અને શાહુકાર'ને ઓળખવાની યોગ્ય સમજણનો અભાવ જોવામા આવે છે.

## ચોરી માટે કોણ જવાબદાર ?

આજકાલ સમાજમાં ચોરીઓ વધતી જાય છે, તે ચોરીનું પાપ, ચોરી કરનારને ફાળે તો જાય જ છે, પરન્તુ તે ઉપરાંત સમાજની પરિસ્થિતિ તરફ ધ્યાન ન આપનારાઅન્ય મનુષ્યો પણ પરોક્ષરીતે તે ચોરીના પાપના અમુક અંશે ભાગીદાર ગણાય છે. આજે એક બાજુ કારખાનાઓ ઢગલાબંધ માલ ઉત્પન્ન કરી રહેલ છે, ત્યારે બીજી બાજુ ઉદ્યોગપતિઓ અને શ્રીમંતોની શોષણનીતિ અને સંગ્રહખોરી દરરોજ નવા નવા ઢગલાબંધ ચોરો ઉત્પન્ન કરી રહેલ છે.

માલવાનુ એક પ્રસિદ્ધ ઉદાહરણ છે. ધારાનગરીના જીનદાસ શેઠ એક વાર ધર્મસ્થાનકમા સામાયિક કરવા ગયા. ધર્મસ્થાનકમાં જઇને તેણે વસ્ત્રો ઉતાર્યા તેની સાથે એક મૂલ્યવાન હાર પણ કાઢીને વસ્ત્રમા મૂકયો અને પછી સામાયિક કરવા બેઠા. તેટલામાં એક ગરીબ વણિક આવ્યો. શેઠના બારીક કપડામાથી સોનાનો હાર તેના જોવામાં આવ્યો; આ વણિકની સ્ત્રી અને બાળકોને કેટલાંયે

દિવસ થયા ખાવાને મળ્યું ન હોતું, એટલે આ હાર જોઇને તે વિચારવા લાગ્યો 'જો હું આ હાર લઈ લઉં તો તેના પર કોઈ મને રૂપીઆ ધીરશે અને તે રૂપીઆથી હુ ધધો કરી, આજીવિકા સુખેથી ચલાવી શકીશ, સારા દિવસો આવ્યે હાર છોડાવી શેઠને પાછો આપી શકાશે. સરોવરમાંથી પક્ષીઓ પાણી પી જાય તો સરોવરનુ પાણી કંઇ ઘટી જતુ નથી તેમ શેઠની અખૂટ સિદ્ધમાથી હુ આ હાર લઈ લઇશ તો તેમને કાંઇ ઓછું થવાનુ નથી; વળી મારે તો તે વ્યાજ સહિત પાછો આપી દેવો છે ને?' એમ વિચારી, મનનુ સમાધાન કરી, તેણે શેઠના કપડામાંથી હાર કાઢ્યો અને ચાલતો થયો. ઘેર ગયા પછી, તેણે પોતાની સ્ત્રીને વાત કરી અને તેની સલાહ મુજબ તે હાર તેણે જીનદાસ શેઠને ત્યા જ ગીરવી મૂકવાનો નિર્ણય કર્યો.

બીજી બાજુ શેઠ સામાયિકમાંથી ઉઠયા અને કપડા પહેરવા માંડયા ત્યારે હાર માલ્યો નહિ, શેઠને થયું કે કદાચ ઘેર રહી ગયો હશે, પરન્તુ ઘેર આવીને તપાસ કરી તો તેની દીકરીએ કહ્યું કે તે તો તમે પહેરીને જ ગયા હતા. શેઠ વિચારમા પડયા ઉપાશ્રયમા એક વણિક સિવાય તો કોઇ હતું જ નહિ. શુ તે હાર લઇ ગયેલ હશે?

આ પ્રમાણે શેઠ વિચારી રહ્યા હતા તેટલામાં તો પેલો વણિક હાર લઇને શેઠને ત્યા આવ્યો અને હાર ગીરો રાખીને, રૂપીઆ વ્યાજે ધીરવાની શેઠને વિનતિ કરી. શેઠ આખી પરિસ્થિતિ સમજી ગયા. શેઠે કહ્યું, 'ભાઇ, હારની કાંઇ જરૂર નથી, રૂપિયા જો'તા હોય તો અમ ઉધાર લઈ જાઓ.' પેલા ભાઇએ એમ ને એમ રૂપિયા લઇ જવાની ના પાડી, એટલે આખરે શેઠે હાર રાખીને રૂપીઆ આપ્યા.

તેના ગયા પછી શેઠ વિચારવા લાગ્યા : 'તેણે હાર ચોર્યો તેમા તેનો દોષ નથી, દોષ તો મારો જ ગણાય. હું જ્ઞાતિનો શેઠ કહેવાઉ છું, તો દરેક જ્ઞાતિ બંધુની પરિસ્થિતિથી મારે જ્ઞાન રહેવું જોઇએ, કામ ધંધા વિનાનાને કોઇ પણ જાતનું કામ આપવા માટે મારે કાળજી રાખવી જોઇએ.' શેઠને પોતાની ફરજ ચૂકવા બદલ પશ્ચાતાપ થવા લાગ્યો.

પેલા વણિકે આવેલ પૈસાથી પ્રમાણિકતાપૂર્વક અને જાત મહેનતથી વ્યાપાર કર્યો, વેપાર સારો ચાલવા માંડ્યો અને થોડો પૈસો પણ મેળવ્યો. હાર પર લીધેલી રકમ વ્યાજ સહિત પાછી આપી દેવાનો તેણે વિચાર કર્યો અને તે જીનદાસ શેઠને ત્યા ગયો. શેઠે રકમ લઇ હાર પાછો આપ્યો.

તે વણિકે કહ્યું, 'શેઠ, આ હાર તો આપનો જ છે, મારી વિષમ સ્થિતિમા હું કર્તવ્ય-અકર્તવ્યનુ ભાન ભૂલી ગયો હતો અને આપનો હાર લઇ લીધો હતો, તે મને પાછો આપવાનો નથી.'

શેઠે કહ્યું, 'ભાઇ, એ હાર હવે મારો રહ્યો નથી, કેમ કે હું સામાયિકમાં હતો તે સમયે તેં આ હાર લીધો હતો, ત્યારે હું બધી વસ્તુનો ત્યાગ કરીને બેઠો હતો, આ હાર પર પણ મારૂ સ્વામીત્વ હતુ નહિ, એટલે આ હાર મારો ન કહેવાય.'

છેવટે બેમાંથી કોઇ તે રાખવા તેયાર ન થયુ, ત્યારે માનવ સેવાના કાર્યમાં તે હારનુ દાન કરવામા આવ્યું.

એક વાર એક જ્ઞાની મુનિનું વ્યાખ્યાન શ્રવણ કરવા ધારાનગરીની મોટી માનવ મેદની એકત્રિત થઇ હતી. મહારાજશ્રીએ ઉપદેશ આપતા ફરમાવ્યુ કે 'દરેક મનુષ્ય ભૂલને પાત્ર છે, પણ કરેલી

ભૂલનો પશ્ચાત્તાપ કરવાથી અને પાપનું પ્રાયશ્ચિત કરવાથી, મનુષ્ય પાપના ભારને હલકો કરી શુદ્ધ બની શકે છે.'

આ શબ્દો સાંભળી હાર લઇ જનાર વણીક ઉભો થયો અને હાથ જોડી મુનિરાજને વિનંતિ કરી કે, 'હે પૂજ્ય ગુરુદેવ ! મારાથી એક પાપ થયું છે અને તેનું પ્રાયશ્ચિત મારે આપની પાસેથી લેવું છે મેં મારી વિષમ સ્થિતિને કારણે અને સ્ત્રી બાળકોને કેટલાંય દિવસો સુધી ભોજન ન મળવાથી, જીનદાસ શેઠનો સોનાનો હાર તેમની આજ્ઞા સિવાય લીધો હતો, માટે મને તેનું પ્રાયશ્ચિત, કૃપાળુદેવ, આપો.'

આ સાંભળતાં તેની પત્નિ ઉભી થઇ અને વિનંતિ કરી કે, 'ગુરુદેવ ! મારા પતિને પ્રાયશ્ચિત આપતાં પહેલાં મને પ્રાયશ્ચિત આપો, કેમ કે એ પાપનું કારણ હું જ છું; મેં વિલાસી વસ્ત્રાભૂષણ પાછળ ખોટું ખર્ચ કર્યું ન હોત, સામાજિક ખર્ચાળ રૂઢિઓને અનુસરવાનો ખોટો આગ્રહ રાખ્યો ન હોત તો મારા પતિદેવ માટે આવો પ્રસંગ જ ઉભો ન થાત માટે, પાપની ખરી અધિકારીણી હું છું, મને પ્રાયશ્ચિત આપી શુદ્ધ બનાવો.'

એટલામાં જીનદાસ શેઠ ઉભા થઈ વિનંતિ કરી 'મહારાજ ! મને પણ પ્રાયશ્ચિત આપો, કારણ કે એ પાપમા મારી પણ જવાબદારી કાંઈ ઓછી નથી, સંઘપતિ તરીકે મારી ફરજ સર્વ જ્ઞાતિબંધુઓનું ધ્યાન રાખવાની છે, હું એ ફરજ અદા કરવામાં ચૂક્યો ત્યારે જ આ ભાઇને પરાધિનતાથી આ પ્રમાણે કરવું પડ્યું; ખર્ચાળ રૂઢીઓ માટે પણ શ્રીમન્તો જવાબદાર છે; અમે શ્રીમન્તો પહેલ કરીએ અને ખર્ચાળ રૂઢીઓ કાઢી નાખીએ તો ગરીબોને તણાવું ખેંચાવું પડે નહિ અને આવી કફોડી સ્થિતિમા

મૂકાવુ પડે નહિ; માટે ગુરુદેવ, મને પણ આ માટે પ્રાયશ્ચિત આપો.'

ધારાનગરીના નરેશ પણ વ્યાખ્યા પરિષદમા હાજર હતા, આ બધું સાંભળીને તેમને થયું કે આ રાજ્યમાં થતાં અનેક પાપોનો જવાબદાર હું જ છું; પ્રજાને સંસ્કારી અને શિક્ષીત ન બનાવવાને લીધે, ખર્ચાળ રૂઢીઓને તોડવાના પ્રજાહિતના નિયમો ન બનાવવાને કારણે અને કોઇ પણ પ્રજાજન કામધંધા વગરનો ન રહે તે પ્રતિ બેદરકારી સેવવાના પરિણામે જ સમાજમાં આવા પાપો વધતાં જ જાય છે. તે માટે હું જ જવાબદાર ગણાઉં, એટલે આ પાપનું પ્રાયશ્ચિત આપી, મને શુદ્ધ બનાવો.'

છેવટે મુનિરાજે ફરમાવ્યું, 'ભાઇઓ, તમારા બધાના અપરાધ કરતાં મારો અપરાધ મોટો ગણાય; કેમ કે સાચી પરિસ્થિતિ જાણવાનો અને તેને સુધારવાનો મેં કદી પ્રયાસ કર્યો જ નથી, મારી પોતાની માન પ્રતિષ્ઠા વધારવા માટે ખોટા આડંબરી અને આશ્રવી ઉત્સવો ઉભા કરવામા જ મેં મારાં સમય અને શક્તિનો દુરૂપયોગ જ કર્યો છે; તે માટે હું પ્રાયશ્ચિતનો સાચો અધિકારી છું.'

મુનિરાજ, ધારાનરેશ, જીનદાસ શેઠ, વણિકની ધર્મપત્ની નેઅ વણિક ક્રમશ · પોતપોતાની ભૂલ માટે પ્રાયશ્ચિત લઈ શુદ્ધ બન્યા.

## કુદરતી વસ્તુઓ પર અધિકાર!

વહેતી હવા બધા માટે છે; બધા તેનો ઉપયોગ કરી શકે છે; તેના પર કોઈ અધિકાર જમાવી, બીજાને શ્વાસ લેવા ન દે તો કેટલી અવ્યવસ્થા ફેલાય? નદીના વહેતા નીર સર્વની તૃષા શાન્ત

કરે છે; પશુ, પક્ષી, માનવ, સર્વ કોઈ પોત પોતાની ઇચ્છાનુસાર અપ્રતિબંધપણે નદીના નિર્મળ નીરનો ઉપયોગ કરે છે. આમ છતા કોઈ એક માનવી તેના પર અધિકાર જમાવે અને પશુ, પક્ષી કે માનવીને તેમાથી પાણી ન પીવા દે તો? વનના ફળ-ફૂળ અને ઘાસને પશુ-પક્ષીઓ પોત પોતાની ક્ષુધા મુજબ આરોગે છે. તેમા કોઇ જાતનો પ્રતિબંધ નથી, વૃક્ષની છાયાનો ઉપયોગ સૌ કોઇ એક સરખી રીતે જ કરે છે, તેના પર કોઇ તાળું મારતું નથી. આ રીતે જેમ હવા, પાણી, વગેરે કુદરતી વસ્તુઓ પર કોઇ અધિકાર જમાવે તો દુનિયામા અવ્યવસ્થા ફેલાય, જીવવું અશક્ય થઇ પડે તેવી જ રીતે ધન, ધાન્ય, આદિ કોઇ વસ્તુ પર પણ કોઇનો વિશિષ્ટ અધિકાર ન હોવો જોઇએ; તેના ઉપયોગનો સૌનો સમાન અધિકાર હોવો જોઇએ જ્યારથી માનવીએ કુદરતી આ વસ્તુઓ પર માલિકી હક્ક જમાવ્યો, ત્યાથી દુનિયામાં અવ્યવસ્થા ઉદ્ભવી છે. જે વસ્તુ કુદરત ઉત્પન્ન કરે છે તેના પર પોતાનો અધિકાર, માલિકી હક્ક ઠોકાડી બેસાડવો તે ચોરી ન કહેવાય તો બીજું શુ કહેવાય? આજે તમો 'માલિકી હક્ક અને અધિકાર' ની દુનિયામા રહો છો, એટલે કદાચ તમોને આ કથન જરા ભારે લાગશે, પરન્તુ પશુ પક્ષીની જેમ તમારૂં જીવન કુદરતી અને માલિકી હક્ક વિનાનુ બનશે ત્યારે કુદરતી વસ્તુ પર અધિકાર જમાવવાની વાતો પર હસવું આવ્યા વિના નહિ રહે.

## ચોરીનું અંતરંગ કારણ

શરીરનું દર્દ મટાડવા માટે ચિકિત્સકે દર્દના કારણો પ્રથમ વિચારવા પડે છે; કારણો જાણ્યા વિના નિદાન બરાબર થઇ શકતું નથી તેમ જ રોગ મટાડી શકાતો નથી; તેવી જ રીતે આજે સમાજમા ચોરીનો રોગ વધી ગયો છે તે દૂર કરવો હોય તો સૌથી પ્રથમ ચોરી

કરવાની વધતી જતી મનોવૃત્તિનું મૂળ તપાસવાની જરૂર છે. ચોરીનું અન્તરંગ કારણ તપાસશો તો તમોને લાગશે કે તેનું મૂળ આજે વધતી જતી દ્રવ્ય લોલુપતામાં રહેલું છે. આજે જેમની પાસે ૫૦ રૂપીઆ છે તેને ૧૦૦ મેળવવાની લાલસા છે; ૧૦૦ છે તેને ૧૦૦૦ એકઠા કરવાની તાલાવેલી લાગી છે, ૧૦૦૦ છે તેને ૧૦,૦૦૦ અને ૧૦,૦૦૦ છે તેને લાખ એકઠા કરવાની તમન્ના છે. આ તાલાવેલી અને તમન્નામાં નીતિ, પ્રમાણિકતા બધું તે ભૂલી જાય છે અને 'યેન કેન પ્રકારેણ' ધન એકઠું કરવામાં તે રચ્યોપચ્યો રહે છે. આ રીતે 'દ્રવ્ય લોલુપતા' જ ચોરીનું અંતરંગ કારણ છે.

## ચોરીના બાહ્ય કારણો

ચોરી થવાના બાહ્ય કારણો મુખ્યત્વે ચાર છે. બેકારી એ ચોરીનું એક કારણ છે. ધંધો રોજગાર ન મળવાથી, બેકાર બની જવાથી અને આજીવિકા ચલાવી ન શકવાથી, કેટલાંયે માણસો ચોરીને માર્ગે વળે છે. જો કે પ્રમાણિક અને ખાનદાન માણસો મરવુ પસંદ કરે છે, પરન્તુ ચોરીનો માર્ગ ગ્રહણ કરતા નથી. પણ આ સંખ્યા બહુ જુજ છે અને ઘણોખરો વર્ગ બેકારીથી કંટાળી, કામધંધો કરવાની ઇચ્છા છતાં કામ ન મળવાથી, આખરે 'ચોરી' કરીને પેટનો ખાડો પૂરો કરવા પ્રેરાય છે.

ઉડાઉપણું પણ 'ચોરી' કરવાનું શીખવે છે. મોટે ભાગે શ્રીમન્તાઇમાં માનવી ઉડાઉ બને છે. એક વખત હાથ છૂટો થઇ ગયા પછી, તેને સંકોચવો મુશ્કેલ થઇ પડે છે. ઉડાઉ પાસે પૈસો ટકતો નથી અને જ્યારે નિર્ધન બને છે, ત્યારે તે પોતાની ઉડાઉપણાની ટેવને લીધે ચોરી કરવા લાગે છે. કેટલાંક માણસો જુગાર, સટ્ટો, ફીચર, વગેરેમાં ધન ગુમાવી બેસે છે, ત્યારે તેઓ કફોડી સ્થિતિમાં મૂકાય છે. આવા માણસોને કામધંધો કરવો ગમતો નથી અને

તેથી છેવટે ચોરી કરવી શરૂ કરે છે. કેટલાક માણુસો કુવ્યસનમાં ધન બધું વેડફી દે છે અને પછી કુવ્યસનની પૂર્તિ માટે તેને ચોરી કરવી પડે છે. દારૂ-ભાગનું વ્યસન કે અસદાચારી જીવન, વગેરે ખોટા વ્યસનો છે કેટલાક માણુસો લગ્નાદિ પ્રસંગોમાં પોતાના ગજા ઉપરાંત કરજ કરીને ખર્ચ કરે છે અને પછી કરજ ભરપાઇ કરવા અને ચાલુ ખર્ચને પહોચી વળવા તે ચોરીનો માર્ગ ગ્રહણુ કરે છે. આ રીતે કોઈ પણુ પ્રકારનું ઉડાઉપણું કે નિરર્થક ખર્ચ માણુસને અનૈતિક માર્ગે દોરી જાય છે. દુનિયાની નજરમા જે ચોરી ગણાય છે તે જાતની ચોરી તેઓ ન કરે તો પણુ શોષણુની અને અનીતિની સભ્ય ચોરીના માર્ગે તો તેઓ વળે છે જ.

ચોરીનું ત્રીજું કારણુ છે માન-પ્રતિષ્ટા. માણુસો માન મેળવવા કે મોટા ભા કહેવડાવવા લગ્નાદિ પ્રસંગોમા પુષ્કળ ખર્ચ કરે છે; દાનમાં મોટી મોટી રકમો નોંધાવે છે, પરન્તુ આ બધું ધન તેઓ મેળવે છે કેવી રીતે ? શું તેઓ શરીરે પરસેવો ઉતારીને એટલું બધુ ધન કમાય છે? તેઓ ખોટા ધંધા કરીને અને પ્રજાનું શોષણ કરીને જ તેટલું ધન કમાયેલા હોય છે.

ચોરીનું ચોથું કારણુ છે સ્વભાવ. અશિક્ષા અને કુસંગતિને લીધે કોઇ કોઇ માણુસોને ચોરીની ટેવ પડી જાય છે.

ચોરીના આ કારણો પૂ. જવાહરલાલજી મહારાજે પોતાના અસ્તેય વ્રતમાં ફરમાવેલ છે. સુવ્યવસ્થિત રાજ્ય આ તમામ પ્રકારની ચોરીને અટકાવી શકે છે. બેકારી, કુવ્યવસન, સામાજિક કુરુઢીઓને દૂરી કરી, પ્રજાને બાલ્યાવસ્થાથી જ સારૂં શિક્ષણ આપી, સરકાર પોતાની પ્રજાનું નૈતિક ધોરણ ઉંચુ લાવી શકે છે.

## સંતોષ વૃત્તિ કેળવો

ચોરીનું અંતરંગ કારણુ દ્રવ્ય લોલુપતા છે અને તે 'સંતોષ-

વૃત્તિ' કેળવવાથી દૂર થઇ શકે છે. 'સંતોષવૃત્તિ' કેળવવાનું શીખવે છે ધર્મ અને તેથી ધર્મે પ્રરૂપેલ સિદ્ધાન્તોના પ્રચાર અને આચરણ વડે જ આ અનિષ્ટ દૂર થઇ શકશે.

'ચોરી' એ આજે પ્રગતિશાળી ગણાતા યુગનુ મોટામા મોટું કલંક છે. તે અટકાવવા માટેનો ઉપર કહ્યો તે જ એક ઉપાય છે. જેલ કે સજા ચોરને કષ્ટ આપી શકશે, પરન્તુ તેથી તેની 'ચોરવૃત્તિ' દૂર નહિ કરી શકાય તે દૂર કરવાનો ખરો માર્ગ તો 'ધર્મ' જ બતાવે છે.

## અચૌર્યવૃત્તિનું અનુકરણીય દષ્ટાંત

આજે પણ અચૌર્ય વ્રતના આદર્શને સાચવી રાખનારાઓના જ્વલંત દાખલા આપણને મળી આવે છે, થોડા મહિના પહેલાની આ વાત છે. અમરાવતીના એક શ્રીમન્ત ગૃહસ્થ મુંબઈ પોતાના કામકાજ અંગે આવેલ, તેમણે આખા દિવસ માટે ટેકસી ભાડે કરી અને મલાડ વગેરે પરાઓમા અને મુંબઇના બજારોમાં ફરી, તે સાંજે પોતાના નિવાસસ્થાને–માધવાશ્રમમાં પાછા આવ્યા.

મોટર ચાલી ગયા પછી તેમને યાદ આવ્યું કે પાકીટ તો મોટરમા જ રહી ગયું ! પાકીટમા લગભગ ૧૦ હજારની નોટો અને બીજા કેટલાક જરૂરી કાગળો હતા. ટેકસીનો નંબર કે ડ્રાઈવરનુ નામ તે જાણુતા નહોતા, એટલે તપાસ થઈ શકે તેમ હતુ નહિ.

ટેકસીવાળો પણ સીધો ઘેર જવા માટે ઉપડયો, તેણે મોટર રેજમાં મૂકી અને ઘેર ગયો, સવારમા મોટર ગેરેજમાંથી ટેકસી વા માટે કાઢતા, પાકીટ જોવામાં આવ્યું, તરત જ પાકીટ લઇને

તેણે પોતાના ઘરમા રાખેલી ઈષ્ટદેવની મૂર્તિ પાસે મૂકયુ અને માધવાશ્રમમા ટેલીફોન કરી, પેલા ગૃહસ્થને જણાવ્યું કે, 'પાકીટ ટેકસીમા રાત્રે રહી ગયુ હતુ, તે મેં અત્યારે જ જોયુ છે તમને આખી રાત પાકીટની ચિતામા ઉંઘ પણ નહિ આવી હોય, હવે ચિંતા કરશો નહિ અને હુ અત્યારે જ તે પાકીટ લઇને આવું છું.'

તે ગૃહસ્થના આનદનો પાર ન રહ્યો, તેણે કહ્યુ, 'મને તમારૂ ઠેકાણુ આપો, એટલે હું જ તમારે ત્યા આવુ છુ'

તે ગૃહસ્થ મોટર ડ્રાઇવરને ત્યા ગયા અને પાકીટ લીધું ટેકસી વાળાને રૂપીઆ પાચસો આપવા માડયા.

ટેકસીવાળાએ કહ્યુ, 'આમા મે આપના ઉપર ઉપકાર નથી કર્યો, મે તો માત્ર મારી ફરજ બજાવી છે, તેમા પાચસો રૂપીઆ કયાંય લેવાતા હશે!'

ટેકસીવાળાએ રૂપીઆ પાછા આપ્યા, છેવટે તે ગૃહસ્થે અત્યાગ્રહ કરીને રૂપીઆ સોની નોટ આપી અને ચાલતા થયા.

ટેકસીવાળાની અચૌર્યવૃત્તિ ધ્યાન ખેચે તેવી છે, પારકાની વસ્તુ થોડા સમય માટે પણ પોતાના અધિકારમા ન રાખવાની વૃત્તિથી જ, ટેકસીવાળાએ પાકીટનો માલિક આવે ત્યા સુધી તે પાકીટ પોતાના ઈષ્ટદેવના ચરણમાં રાખી મૂકયું! અચૌર્યવૃત્તિનો કેટલો ઉચ્ચ આદર્શ!!

ચોરો પણ સુધરી જાય છે, તો શ્રીમન્તો શું પોતાની મનો-વૃત્તિ ન પલટી શકે? જર્મનીનો એક ચોર કોઈ ધનાઢય શ્રીમન્તને ત્યાં ચોરી કરવા ગયો, પણ ઘરમા દાખલ થતા જ તેને સદ્બુદ્ધિ સૂઝી, તેને થયુ કે આ મારો ધંધો નીચ ધંધો છે, માટે તેની શિક્ષા ભોગવીને તે ધંધો ત્યજી દેવો જોઇએ.

તેણે પોલીસ સ્ટેશને ટેલીફોન કર્યો કે 'હું અહીં ચોરી કરવા આવ્યો છું, માટે તમે આવીને મને પકડી જાઓ.'

આમ એક ચોરને પણ ચોરીના સ્થાને સદ્‌બુદ્ધિ સૂઝે છે તો શાહુકારોને પોતાની પેઢી પર, પોતાના ધર્મસ્થાનોમાં, સદ્‌બુદ્ધિ સૂઝે તો કેવું સારું! વર્તમાનમાં કાળા બજાર, ઈન્કમ ટેક્સ, સેલ ટેક્સની ચોરી પકડવા માટે કરોડોનું ખર્ચ સરકારને કરવું પડે છે, તેમાં ખર્ચાતાં સમય અને શક્તિનો દેશોદ્ધાર માટે ઉપયોગ થઇ શકે તો પ્રજા સાચી સ્વતંત્રતાનો શ્વાસ લઈ શકે.

શ્રી નાથજીએ આ બધી અપ્રમાણિકતાનો અંત લાવવા માટે મુંબઈમાં વ્યવહાર શુદ્ધિ મંડળની સ્થાપના કરી છે; તે મંડળના અમુક નિયમો બનાવ્યા છે અને તે નિયમોનું પાલન કરનાર તે સંસ્થાનો સભાસદ બની શકે છે, પણ મુંબઈની ૪૦ લાખની જનતામાં ભાગ્યેજ ૪૦ સભ્યો વ્યવહાર શુદ્ધિ મંડળના બન્યા હશે!

**આ વ્રતના અતિચારો**

આ વ્રતના પાંચ અતિચાર છે **'स्तेन प्रयोग तदाहृतादान विरुद्ध राज्यातिक्रम हीनाधिक मानोन्मान प्रतिरूपक व्यवहाराः'**

**स्तेन प्रयोग:** કોઇને ચોરી કરવામાં પ્રેરણા આપવી અથવા બીજી કોઇ રીતે ચોરીના કામમાં સંમત થવું, તે આ અતિચારનો દોષ છે. કાળા બજારનું ચોરીનું અનાજ લઇ, કોઇએ જમણવાર કર્યો હોય, તેમાં જમવા જવું તે ચોરીમાં સંમત થવા બરાબર છે. કેટલાક માણસો લગ્નાદિ પ્રસંગે રૂઢીને આધિન થઈ અથવા 'મારું મોટું ઘર અને તેથી અમારાથી જમાડયા વિના કેમ ચાલે?' એમ વિચારી જમણવાર કરે છે અને અજ્ઞાન માણસોની વાહવાહ

સાંભળવા માટે કાળાબજાર કરે છે. કાળાબજારની વસ્તુ ખરીદનાર પોતે પાપનો ભાગીદાર બને છે અને સાથે સાથે કાળાબજાર કરનારને આથી ઉત્તેજન મળે છે. ચોરી એક માણસે કરી હોય, છતાં તે કામમાં સીધી કે આડકતરીરીતે ભાગ લેનાર સૌ કોઈ ગુન્હેગાર ગણાય છે. આ રીતે શાસ્ત્રકારોએ અઢાર પ્રકારના ચોરો કહ્યા છે: કાળાબજારથી વસ્તુઓ વેચનાર, ખરીદનાર, રસોઇ કરનાર, પીરસનાર, વ્યવસ્થા કરનાર, જમનાર, તે કામની પ્રશંસા કરનાર, એ દરેક વધતે ઓછે અંશે ચોરીના પાપના ભાગીદાર ગણાય છે.

**तदाहृतादान :** ચોરની ચોરી કરેલી વસ્તુ લેવી તે 'તદાહૃતાદાન' છે ચોરેલી વસ્તુ હંમેશા સસ્તામા જ વેચાય છે અને તેથી તે વસ્તુ લેવા માણસો લલચાય છે. કોઇ ખાંડ, ચોખા કે બીજી રેશનની વસ્તુ ચોરી લાવેલ હોય અને તે તમો ખરીદો, તો તેથી આ અતિચાર લાગે છે.

**विरुद्ध राज्यातिक्रमः** પ્રજાના હિત માટે સરકારે જે કાયદા કાનુન બનાવ્યા હોય તેનો ભંગ કરવો તે 'વિરુદ્ધ રાજ્યાતિક્રમ' છે. જો પ્રજા આ અતિચારમાંથી મૂક્ત બને તો પ્રજાહિતના કાર્યો કરવાનું સરકાર માટે સરળ બને.

**हिनाधिक मानोन्मानः** ઓછા વત્તા તોલ રાખવા કે ઓછું વત્તું આપવું તે આ અતિચારમા આવે છે. તમારી દુકાને સમજુ કે અણસમજુ, ચાલાક કે બાળક ગમે તે કોઇ પણ વસ્તુ ખરીદવા આવે તો તમારે દરેકની સાથે પ્રમાણિકતા દાખવવી જોઇએ. અપ્રમાણિકતા શાહુકારી ચોરી છે. અજાણ્યા માણસો પાસેથી વધારે ભાવ લેવો તે શાહુકારી ઠગાઇ છે. આવી ચોરી- દિવસની ચોરી છે! ચોરી દિવસની હોય કે રાતની, પણ ચોરી જ કહેવાય. ઉજળા ચોર હોય કે મેલા, કાળા હોય કે ધોળા, પરન્તુ જેઓ એક ય

બીજા પ્રકારની ચોરી કરે છે તે ચોર જ ગણાય.

**પ્રતિરૂપક વ્યવહાર**' વસ્તુમાં સેળભેળ કરવી કે અસલી માલને બદલે નકલી વસ્તુ બનાવીને વ્હેંચવી તે 'પ્રતિરૂપક વ્યવહાર' નામનો પાચમો અતિચાર છે. આજે લગભગ દરેક ચીજોમાં સેળભેળ થતી જોવામા આવે છે. ઘીના વ્યાપારીઓ ઘીમા કહેવાતા વનસ્પતિ ઘીની સેળભેળ કરે છે. દુધવાળા દુધમા પાણી નાખે છે. ખાંડમા લોટ નાખવામા આવે છે કપડા ધોવાના સોડામા, ચુનો ભેળવવામા આવે છે. જીરામા અને અજમામા તેવા રંગની માટી નાખવામા આવે છે. જીરામા કેવા પ્રકારની મિલાવટ કરવામાં આવે છે તે બાબતમા 'હરિજન બધુ'મા માહિતીપૂર્ણ લેખ થોડા સમય પહેલા આવ્યો હતો ઘાસને જીરા જેવા આકારમા કાપવાના કારખાનાઓ ચાલે છે ઘાસના જીરા જેવડા ટુકડાઓ તેમા કરવામા આવે છે અને પછી તેના પર ગોળનુ પાણી છાટવામા આવે છે. આ રીતે જીરા જેવુ જીરૂ તૈયાર થાય છે આ બનાવટી જીરાની થેલીઓ ભરાય છે અને જીરાને બદલે વ્હેંચાય છે! ખાવાના તેલમા શુદ્ધ કરેલુ ગધ વગરનુ ગ્યાસલેટ ભેળવવામા આવે છે. આ તો નૈતિક પતનની પરાકાષ્ટા છે. ખાદ્ય પદાર્થોમાં આવી ઝેરી વસ્તુઓનું મિશ્રણ કરવું એ તો બહુ જ ભયકર ગણાય હમણાં મરીના ભાવો બહુ વધી જવાથી, વેપારીઓ પપૈયાના બી તેમા ભેળવવા લાગ્યા છે. ઉનનુ વજન વધારવા તેમા રાખ નાખવામા આવે છે. ઘઉ, ચણા, બાજરો વગેરેમા ભેળવણી કરવા માટે તે રગના કાકરાનો તો રીત- સરનો વેપાર ચાલે છે! જે હિન્દના નૈતિક ધોરણ માટે વિદેશોમા ઘણુ માન હતુ તે દેશનુ નૈતિક ધોરણ આજે ઘણું નીચું ઉતરી ગયુ છે. દવાઓ પણ નકલી બની ગઈ છે. એક ડાક્ટર કહેતા હતા કે સીબાઝોલ(Cibazol) ની ગોળીઓને બદલે દવાના વેપા- રીઓ ચાકની ગોળી બનાવી, તેને સીબાઝોલની છાપ મારીને વેંચે

છે. તેવી જ રીતે હમણાં ટાઇફોડની 'કયોરો માઇસીન' નામની નવી ગોળીઓ નીકળી છે અને જેની સારી અસર ટાઇફોડ ઉપર થાય છે, તેની નકલી બનાવટ પણ બજારમા બહુ પ્રમાણમા વધી ગયેલ છે. જ્યારે આ ગોળીઓની કિમત બહુ વધી ગયેલ, ત્યારે ખાલી થયેલ શીશીઓ ૪૦-૪૦ રૂ.મા વેચાતી હતી, આ શીશીઓમા નકલી ગોળીઓ ભરાતી હતી અને અસલના ભાવે વેચાતી હતી! નૈતિક અધ:પતનની આ તો સીમા જ આવેલી ગણાય. માંદા માણસના ઉપયોગમાં આવનારી વસ્તુઓમા પણ આ જાતની મેળવણી થાય તે ખરેખર હિન્દ જેવા ધર્મપ્રધાન દેશ માટે શરમાવા જેવું છે.

છાપાઓમાં ખોટી જાહેરખબર આપવી અથવા વસ્તુમા જે ગુણ ન હોવ તેવા ગુણો અતિશયોક્તિથી જાહેર કરવા, તેનો પણ આ અતિચારમા સમાવેશ થાય છે.

ભગવાને નિષેધેલ આ અતિચારોનો પ્રજા ત્યાગ કરે તો આ સંસાર સ્વર્ગ બનવા પામે. આ તમામ અતિચારોથી મૂક્ત બનવામા જ સૌનું શ્રેય સમાયેલું છે.



## ૪. બ્રહ્મચર્ય મર્યાદા વ્રત

[ સ્વસ્ત્રી સંતોષ-પરદારા વિરમણ વ્રત ]

### આ વ્રતની આવશ્યકતા

વરાળયંત્રના બોયલરમાં વરાળ એકઠી કરવામાં આવે છે, તેથી ભારેમા ભારે ગાડીઓ ખેંચવાની અપાર શક્તિ વરાળયંત્રમાં આવે છે, પણ જો તે વરાળને એકઠી કરવામા ન આવે તો તે વિખેરાઇ જાય છે અને નાશ પામે છે. વરાળને વરાળયંત્રની બહાર જવા દેવામાં આવે તો તે પોતાનું અસ્તિત્વ ગુમાવી બેસે છે અને હવામાં ભળી જાય છે.

તેવુ જ અંતરની શક્તિઓનુ છે જો તેને છૂટી મૂકવામા આવે તો તે પણ વેડફાઇ જાય છે તે શક્તિઓને સાચવી રાખવા માટે સંયમની આવશ્યક્તા છે બ્રહ્મચર્યના ભંગથી આત્મિક શક્તિઓ વેડફાઇ જાય છે, જ્યારે ઇન્દ્રિયોના સંયમથી શક્તિઓનો સંચય થાય છે અને તે વડે મહાન અદ્‌ભુત કાર્યો કરી શકાય છે, માટે બ્રહ્મચર્ય વ્રતની આરાધના મહત્વની છે

### સદાચાર જીવનનો પાયો

સદાચારનુ પાલન એ જ માણસના જીવનનો પાયો છે. માણસમાં વિદ્વત્તા હોય કે ન હોય, તેની પાસે લક્ષ્મી હોય કે ન હોય, પરન્તુ તેનામા ચારિત્ર તો અવશ્ય હોવું જોઇએ. સ્પેન્સરના શબ્દમા

કહ્યું છે કે 'Not education, but character is man's greatest need and man's greatest safeguard-શિક્ષણ નહિ, પણ ચારિત્ર જ માણસની મોટામાં મોટી જરૂરીઆત અને સૌથી વધુ સંરક્ષણ છે.' એક વિદ્વાને કહ્યું છે કે Character is a diamond that scratches every other diamond-ચારિત્ર એ એક હીરા સમાન છે-જે વડે બીજા પત્થરો પણ તોડી શકાય છે, તેનો અર્થ એ છે કે અન્ય તમામ બળોને ચારિત્ર બળ મહાત કરી શકે છે.

**બ્રહ્મચર્ય એટલે આત્માની શોધમાં ચર્યા**

શ્રી મહાવીર પ્રભુએ ફરમાવેલ છે કે,

> मूलमेय महम्मस्स महा दोष समुस्सयं
> तम्हा मेहुण संसग्ग निग्गंथा व्वज्जयंतिणं ॥

ઈન્દ્રિયોનો અસંયમ તે અધર્મનું મૂળ છે. અબ્રહ્મચર્ય મહાન દોષોનો સમુદાય છે, તેથી સાધક પુરુષે અબ્રહ્મચર્યનો ત્યાગ કરવો જોઈએ. બ્રહ્મચર્યનો મૂળ અર્થ છે બ્રહ્મની એટલે સત્યની કે આત્માની શોધમા ચર્યા, બ્રહ્મચર્ય એટલે તે શોધને લગતો આચાર.

આ વ્રતનું પાલન માણસને દુષ્કર લાગે છે, પણ જો સાચા દીલથી આ વ્રતની આરાધના કરવામાં આવે તો આ વ્રતનું પાલન દુષ્કર નથી. શરીરથી આ વ્રતનું પાલન કરવું સરળ છે, પણ મનથી તેનું પાલન કરવું મુશ્કેલ છે એ ખરું, પરન્તુ મન વિકારવશ થાય ત્યારે માણસ તેમાં સહાયભૂત ન થાય તો છેવટે માણસ મનથી પણ વિજય મેળવી શકશે.

**બ્રહ્મચર્ય. શક્તિનો ખજાનો**

ચારિત્ર વડે બૌદ્ધિક તથા આત્મિક શક્તિઓ મેળવી શકાય છે.

## ૪. બ્રહ્મચર્ય મર્યાદા વ્રત

[સ્વસ્ત્રી સંતોષ-પરદારા વિરમણ વ્રત]

### આ વ્રતની આવશ્યકતા

વરાળયંત્રના બોયલરમાં વરાળ એકઠી કરવામાં આવે છે, તેથી ભારેમા ભારે ગાડીઓ ખેંચવાની અપાર શક્તિ વરાળયંત્રમાં આવે છે, પણ જો તે વરાળને એકઠી કરવામા ન આવે તો તે વિખેરાઇ જાય છે અને નાશ પામે છે. વરાળને વરાળયંત્રની બહાર જવા દેવામા આવે તો તે પોતાનું અસ્તિત્વ ગુમાવી બેસે છે અને હવામા ભળી જાય છે.

તેવું જ અંતરની શક્તિઓનું છે. જો તેને છૂટી મૂકવામા આવે તો તે પણ વેડફાઇ જાય છે તે શક્તિઓને સાચવી રાખવા માટે સંયમની આવશ્યકતા છે બ્રહ્મચર્યના ભંગથી આત્મિક શક્તિઓ વેડફાઇ જાય છે, જ્યારે ઇન્દ્રિયોના સંયમથી શક્તિઓનો સંચય થાય છે અને તે વડે મહાન અદ્ભુત કાર્યો કરી શકાય છે, માટે બ્રહ્મચર્ય વ્રતની આરાધના મહત્વની છે

### સદાચાર જીવનનો પાયો

સદાચારનું પાલન એ જ માણસના જીવનનો પાયો છે. માણસમા વિદ્વતા હોય કે ન હોય, તેની પાસે લક્ષ્મી હોય કે ન હોય, પરન્તુ તેનામા ચારિત્ર તે અવશ્ય હોવું જોઇએ. સ્પેન્સરના શબ્દમાં

કહીએ તો 'Not education, but character is man's greatest need and man's greatest safeguard—શિક્ષણ નહિ, પણ ચારિત્ર જ માણસની મોટામાં મોટી જરૂરીઆત અને સૌથી વધુ સંરક્ષણ છે.' એક વિદ્વાને કહ્યું છે કે Character is a diamond that scratches every other diamond—ચારિત્ર એ એક હીરા સમાન છે—જે વડે બીજા પત્થરો પણ તોડી શકાય છે, તેનો અર્થ એ છે કે અન્ય તમામ બળોને ચારિત્ર બળ મહાત કરી શકે છે.

### બ્રહ્મચર્ય એટલે આત્માની શોધમાં ચર્યા

શ્રી મહાવીર પ્રભુએ ફરમાવેલ છે કે,

मूलमेय महम्मस्स महा दोष समुस्सयं
तम्हा मेहुण संसग्ग निग्गंथा व्रज्जयंतिणं ॥

ઇન્દ્રિયોનો અસંયમ તે અધર્મનું મૂળ છે. અબ્રહ્મચર્ય મહાન દોષોનો સમુદાય છે, તેથી સાધક પુરુષે અબ્રહ્મચર્યનો ત્યાગ કરવો જોઈએ. બ્રહ્મચર્યનો મૂળ અર્થ છે બ્રહ્મની એટલે સત્યની કે આત્માની શોધમા ચર્યા; બ્રહ્મચર્ય એટલે તે શોધને લગતો આચાર.

આ વ્રતનું પાલન માણસને દુષ્કર લાગે છે, પણ જો સાચા દીલથી આ વ્રતની આરાધના કરવામાં આવે તો આ વ્રતનું પાલન દુષ્કર નથી. શરીરથી આ વ્રતનું પાલન કરવું સરળ છે, પણ મનથી તેનું પાલન કરવું મુશ્કેલ છે એ ખરું, પરન્તુ મન વિકારવશ થાય ત્યારે માણસ તેમાં સહાયભૂત ન થાય તો છેવટે માણસ મનથી પણ વિજય મેળવી શકશે.

### બ્રહ્મચર્ય. શક્તિનો ખજાનો

ચારિત્ર વડે બૌદ્ધિક તથા આત્મિક શક્તિઓ મેળવી શકાય છે.

સ્વામી વિવેકાનંદનો પ્રસંગ છે એક વાર તેઓ જર્મન પંડિત ડાયસનને ત્યાં જમવા ગયા હતા. તેમના ટેબલ પર એક પુસ્તક પડ્યું હતુ સ્વામીજી તેને એક વાર ફેરવી ગયા અને પછી ડાયસન સાથે વાતો કરતાં, તે પુસ્તકના ઉતારા કહેવા લાગ્યા ડાયસને આશ્ચર્ય સાથે સ્વામીજીને પૂછ્યું કે, 'તમે આ પુસ્તક ક્યારે વાંચ્યું?' વિવેકાનંદે જવાબ આપ્યો. 'થોડી વાર ઉપર જ' થોડી વારમા આખું પુસ્તક વાંચી નાખ્યાનું જાણી, ડાયસનને નવાઈ લાગી. વિવેકાનંદે કહ્યું, 'હું પરિચ્છેદ પરિચ્છેદ વાચુ છુ.' નાનુ બાળક એક એક અક્ષર વાંચે છે, મોટા માણસની નજરમા આખી યે લીટી એકદમ સમાઇ જાય છે, પરન્તુ વિવેકાનંદની આંખો તો આખો યે આખો પારીગ્રાફ એકદમ વાંચી શકતી હતી આ શક્તિ કયાંથી આવી? બ્રહ્મચર્યમાથી, ઇન્દ્રિય નિગ્રહ અને મનના સંયમમાંથી આવી શક્તિ ઉદ્‌ભવે છે. લોકમાન્ય તિલકની આંખોમાં જેવી તેજસ્વીતા હતી તેવી તેજસ્વીતા ભાગ્યે જ કોઇની આંખમાં હશે. આવી તેજસ્વીતા પણ સયમમાંથી આવે છે એક સમયે એક બ્હેન લોકમાન્ય પાસે અરજી લખાવા આવી, તેની વાત સાભળીને લોકમાન્યે અરજી લખી આપી, પણ તેમણે ઉચુ મોઢું કરીને જોયુ ન હતું કે એ બાઇ કોણ હતી. મહાત્માજીએ છત્રીસમે વર્ષથી જ બ્રહ્મચર્ય પાળવું શરૂ કર્યું હતું અને તે સંયમની તાકાત વડે જ તેઓ ચાલીસ કરોડની વિશાળ પ્રજાવાળા દેશને ગુલામીમાથી મૂક્ત કરવાના કાર્યમાં સફળતા મેળવી શકયા હતા.

## બ્રહ્મચર્ય એટલે બધી ઇન્દ્રિયોનો સંયમ

આત્માના શુદ્ધ સ્વરૂપમાં વિચરવું તે બ્રહ્મચર્ય. બ્રહ્મચર્ય એટલે જીવનસ્પર્શી પૂર્ણ સંયમ. પાચે ઇન્દ્રિયોના વિષયોનો સંયમ કરવો, આત્મભાવમાં રમણતા કરવી, તે શુદ્ધ સદાચાર-શુદ્ધ સ્વભાવ. બધા આશ્રવનાં સ્થાનનો પૂર્ણ નિરોધ તે શીલ. ચોથું વ્રત સદાચાર માટેનું

છે; સદાચાર આપણા જીવનનો પાયો છે. બ્રહ્મચર્ય ભંગથી વીર્યનો નાશ થાય છે અને તેથી મનુષ્ય વીર્યહીન, પુરુષાર્થહીન અને બળહીન બને છે. પુરુષાર્થહીન પ્રજા ધર્મને કેવી રીતે આચરી શકે? માયકાંગલી પ્રજા દેશનો ઉદ્ધાર કેવી રીતે કરી શકે? નબળી પ્રજા આત્મ-પ્રતિતી કેવી રીતે કરી શકે? બળહીન પ્રજાથી આ પૈકી કશું જ બની શકતું નથી; બળનો સર્વ આધાર બ્રહ્મચર્ય ઉપર જ રહેલો છે.

## બ્રહ્મચર્યના પાલન માટે સંયમની જરૂર

બ્રહ્મચર્યના પાલન માટે વધુ ને વધુ સંયમી જીવન ગાળવાની જરૂર રહે છે. વિકારોથી દૂર રહેવા માટે, વિલાસી વાતાવરણથી દૂર રહેવુ જોઇએ પોતાના ઘરમા વિકારોત્તેજક ચિત્રો ન રાખવા જોઇએ; તેવાં ખાનપાન, વાર્તાલાપ, સાહિત્ય વાચન અને સંગીત શ્રવણથી દૂર રહેવુ જોઈએ. વિજ્ઞાનના આ યુગમાં પતંગિયાં વિજળીના દીવા પર પડે તેમ માણસો નાટક અને સિનેમાની પાછળ પડેલા છે. નાટક અને સિનેમાના દૃશ્યો સંયમી જીવન માટે નવાણું ટકા બાધક નીવડે છે. આ વ્રતની આરાધના કરવા ઈચ્છનારે સ્ત્રી-પુરુષનો સ્પર્શ થાય તેવા મેળામાં ન જવુ જોઈએ. રેલ્વે, ટ્રામ, મોટર, બસમાં મુસાફરી કરતી વખતે પણ તેવી સાવચેતી રાખવી જોઇએ. જેના વિચારોમાં પવિત્રતા હોય, જેની વાણીમાં સંયમ હોય, જેનું વર્તન ચારિત્રશીલ હોય તેનો સહવાસ બ્રહ્મચારીના પાલનમા સહાયક બને છે.

## કામભોગ સર્વે અનર્થોની ખાણ

શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ—એ પાંચ ઇન્દ્રિયોના જુદા જુદા વિષયો છે. આ વિષયોને આધીન થનાર પ્રાણી મહાન દુઃખોનો ભોગ બને છે. ઉત્તરાધ્યયન શાસ્ત્રના ચૌદમા અધ્યયનમા આવે

છે કે, '**खाणी अणत्थाणउ कामभोगा**' અર્થાત્ કામભોગ અનર્થની ખાણ છે. આ પાંચ વિષયોમાંથી એક એક વિષયને આધીન થનારને પણ જીંદગીનો ભોગ આપવો પડે છે, તો સર્વ વિષયોને આધીન થનારની તો દશા કેવી થાય? શબ્દને વશ થઇ સર્પ મદારીને હાથે પકડાય છે અને પરાધીન બને છે. રૂપને વશ થઇ પતંગિયું અગ્નિ ઉપર પડીને, બળીને ભસ્મ થઇ જાય છે. ભ્રમર ગંધને આધીન બની, પુષ્પમાં બીડાઇ જઇ નાશ પામે છે. ગજ અર્થાત્ હાથી સ્પર્શને આધીન બની, ખાઇમાં પડે છે અને મરણ પામે છે. રસને આધીન બની, જાળના કાંટાઓમાં મત્સ્ય પરોવાઈ જાય છે. આ પ્રાણીઓ સહજ ભાવે શબ્દાદિ વિષયોને ભોગવવા જતા, ભોગ ભોગવતા પહેલાં જ ભોગના ભોગ થઇ પડે છે; એક જ વિષયને આધીન થનારની આ દશા થાય છે, તો માનવ પાંચ ઇન્દ્રિયોના વિષયમાં તીવ્ર આસક્તિ રાખે, તે માટે હિંસાદિ અઢાર પાપનું સેવન કરે તો તેની કેવી કરુણાજનક સ્થિતિ થવા પામે! બીજાના ગુલામ થવામાં માણસને શરમ ઉપજે છે તેથી વધુ શરમ વિષય–કષાયના ગુલામ થવામાં ઉપજવી જોઈએ; કેમ કે ગુલામી દશા તો શારીરિક વિકાસ અટકાવે છે, પરન્તુ વિષય–કષાયની ગુલામી તો આત્મિક વિકાસ અટકાવે છે–આત્માને અવનતિ તરફ દોરી જાય છે.

## કુશીલ જીવન કનિષ્ટ જીવન

કુશીલ, જીવન માટે શ્રાપ સમાન છે. પર્વત ઉપરથી કાચની બરણી પડે તો તેના ચુરેચુરા થઇ જાય છે તેમ જીવનમાં સદાચાર ન હોય તો પણ જીવન નષ્ટ થઇ જાય છે. અસદાચાર કીંપાક ફળ સમાન દુઃખદાયક છે. કીપાક ફળ દેખાવમા સુદર, સ્વાદમા મધુરૂં, સ્પર્શમા સુવાળુ હોય છે, પરન્તુ તે ખાનાર માટે મૃત્યુદાયક નીવડે છે. તેવી જ રીતે માનવી વાસના તૃપ્તિમાં મીઠાશ

અનુભવે છે, પણ પરિણામે તે દુ:ખદાયક જ નીવડે છે, માટે શરૂઆતમા આનંદદાયક લાગતા, પણ આખરે દુઃખદાયક વિષયોથી દૂર રહેવામાં જ ખરી સમજણ રહેલી છે.

## આત્મવિકાસ માટે બ્રહ્મચર્યની જરૂર

આપણું ધ્યેય આત્મપ્રાપ્તિનું છે અને તે માટે બ્રહ્મચર્યના પાલનની ખાસ જરૂર રહે છે. ઉપનિષદ પણ કહે છે કે, **नायमात्मा वलहीनेन लभ्यः।** અર્થાત્ બળહીન મનુષ્ય આત્મપ્રાપ્તિ કરી શકતો નથી. શાસ્ત્રોમા મોક્ષનો અધિકાર 'વજ્ર ઋષભ નારાચ સંઘયણ'વાળાને જ આપવામા આવ્યો છે. તેથી પણ સિદ્ધ થાય છે કે આત્મપ્રાપ્તિ માટે શરીર બળની આવશ્યકતા છે અને તે બ્રહ્મચર્યથી પ્રાપ્ત થઈ શકે છે.

## બ્રહ્મચર્ય જીવનને ઓજસ્વી બનાવે છે

જીવનને તેજસ્વી બનાવવા માટે બ્રહ્મચર્ય એ જ શ્રેષ્ઠ સાધન છે; ફાનસમાં તેલ ભરવામા આવે છે અને તેને વાટ વડે ઉંચું લઈ જવામાં આવે છે, ત્યારે તે પ્રકાશ પાથરે છે, પણ જો ફાનસને નીચે કાણું હોય તો તેલ ઉંચું ચઢવાને બદલે નીચે જમીનમાં ચાલ્યું જાય છે, એમ થવાથી, ફાનસ પોતાને તેજસ્વી બનાવી શકતું નથી અને બીજાના અંધકારને પણ દૂર પણ કરી શકતું નથી. તેવી જ રીતે મનુષ્ય જો સદાચારી હોય તો તેનું વીર્ય ઉપર ચઢી 'ઓજસ' બને છે અને તેના જીવનને તેજસ્વી બનાવે છે, પણ જો મનુષ્ય સંયમનું પાલન ન કરે તો તેની વીર્ય શક્તિ નીચે ઉતરી, વિનાશ પામે છે અને તેના જીવનને તેજહીન બનાવે છે. વીર્યનું ઉર્ધ્વીકરણ નરને નારાયણ બનાવી શકે છે, ત્યારે અબ્રહ્મચર્યનું સેવન નરને પશુતુલ્ય બનાવે છે.

શરીરમા બે પ્રકારની શક્તિઓ રહેલી છે : મસ્કયુલર સ્ટ્રેન્થ

અને નર્વસ્ટ્રેન્થ અર્થાત્ શારીરિક શક્તિ અને સ્નાયુની શક્તિ. શરીરને પૂર્ણપણે સ્વસ્થ અને બળવાન રાખવા માટે આ બન્ને શકિતઓની આવશ્યકતા છે. સાત્વિક ખોરાક, વ્યાયામ, વગેરેથી શારીરિક શકિત સંગ્રહીત થાય છે, જ્યારે શરીરમા ઝીણા ઝીણા જ્ઞાનતંતુઓ છે તેની શકિત તો બ્રહ્મચર્યથી જ વધે છે. બ્રહ્મચારીની બુદ્ધિ પણ સતેજ થવા પામે છે. આ વ્રતનો આરાધક મનુષ્ય સાહસિક, વીર, બળવાન, બુદ્ધિમાન અને તેજસ્વી બને છે. તેનામા ત્યાગ કરવાની શકિત પણ આવે છે. કેવળ એક ઇન્દ્રિયનો જ નહિ, પણ પાંચે ઇન્દ્રિયોનો સંયમ રાખવાથી આ જાતની શક્તિઓ પ્રાપ્ત થાય છે.

### આ વ્રતના અતિચારો

આ વ્રતના પાચ અતિચાર છે: **परविवाह करणेत्वर परिगृहिता ऽ परिगृहिता गमना ऽ नंग क्रीडा तीव्र कामाभिनिवेशाः।** અર્થાત્ કોઇના લગ્ન, વિવાહ, આદિ કામમા રસ ન લેવો અથવા કોઇને લગ્નાદિ માટે પ્રેરણા ન કરવી; પોતાની પરણિતા સ્ત્રી નાની ઉમરની હોય તો તેની સાથે અથવા લગ્ન થયા ન હોય એવી વ્યકિત સાથે સંયમ રાખવો; ઉદયમાન વિકારોનું ઉપશમન કરવું અને અપ્રાકૃતિક કર્મ ન કરવુ. ચોથા વ્રતના આ પાચ અતિચારો છે અને બ્રહ્મચર્યના પાલન માટે ઉપરના કાર્યથી દૂર રહેવું ઘટે છે.

### મર્યાદિત બ્રહ્મચર્ય

જૈન યુવક અને યુવતીએ ૨૦ અને ૧૮ વર્ષ સુધી અખંડ બ્રહ્મ-ચર્ય પાલન કરવું જોઇએ, જૈન ગૃહસ્થે બીજ, પાચમ, આઠમ, અગ્યાસ ને ચૌદસ ઉપરાત અષાડ ચોમાસી, કારતક ચોમાસી અને ફાગણ ચોમાસી–એ ત્રણ અઠાઇમાં આઠ આઠ દિવસ તથા પર્યુષણ મહા

પર્વના આઠ દિવસ–એમ ચાર અઠવાડીઆ બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ. આસો અને ચૈત્ર માસની બન્ને આયંબીલની ઓળીઓના નવ નવ દિવસ બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ. દિવસના ભાગમાં તો અખંડ બ્રહ્મચર્યનું પાનન કરવું જોઇએ. કૃત્રિમ ઉપાયોથી નહિ, પણ સંયમથી જ ગૃહસ્થે સંતતિ નિયમન કરવું જોઇએ.

## આદર્શ દૃષ્ટાંત

વિવાહિત જીવનમાં પણ દંપતિ, ધારે તો, પૂર્ણ બ્રહ્મચારી તરીકે જીવન જીવી શકે છે તેનો જ્વલંત દાખલો વિજયકુમાર અને વિજયાકુમારીનો છે, કૌશંબી નગરના ધનસાર શેઠના તેઓ પુત્ર હતા; તેમનું શરીર સુંદર, બુદ્ધિ તીક્ષ્ણ અને સ્વભાવ નમ્ર હતો. નવયૌવન, શારીરિક સંપત્તિ અને અખૂટ ઐશ્વર્ય તેમની પાસે હોવા છતાં તેમને તે પૈકી કોઈ પર આસક્તિ ન હતી, એક વાર પોતાના પિતાની સાથે તેઓ મુનિદર્શને ગયા; ત્યાં બ્રહ્મચર્ય પરના મુનિશ્રીના ઉપદેશની વિજયકુમાર પર ઊંડી છાપ પડી; વ્યાખ્યાનને અંતે તે મુનિશ્રી પાસે ગયા અને કહ્યું, 'મહારાજશ્રી, હું પૂર્ણ બ્રહ્મચારી બનવા ઈચ્છું છું, પરન્તુ તે મહાવ્રતના મહાન શિખર સુધી ક્રમે ક્રમે પહોંચી શકાય તે માટે આજીવન કૃષ્ણ પક્ષમાં પૂર્ણ બ્રહ્મચર્ય પાલન કરવાની હું પ્રતિજ્ઞા લેવા ઈચ્છું છું; તો કૃપા કરીને મને આપ પ્રતિજ્ઞા આપો.' વિજયકુમારને મ. શ્રીએ તે મુજબ પ્રતિજ્ઞા આપી.

તે જ નગરના લીલાધર શેઠની કન્યા વિજયાકુમારી નામે ગુણવંત અને સૌંદર્યવતી હતી, તેમણે પણ બ્રહ્મચર્યનો મહાન મહિમા શ્રવણ કરીને સાધ્વી પાસે આજીવન શુક્લપક્ષ બ્રહ્મચર્ય પાલન કરવાની પ્રતિજ્ઞા લીધી.

કુદરતના સંકેતાનુસાર વિજયકુમાર અને વિજયાકુમારી લગ્ન સંબંધથી જોડાયા! વિજયાકુમારીને જ્યારે ખબર પડી કે પોતાના

પતિદેવને કૃષ્ણપક્ષમા બ્રહ્મચર્ય પાલન કરવાની પ્રતિજ્ઞા છે, ત્યારે તે નમ્રતાપૂર્વક બોલી, 'પતિદેવ, આપની જેમ મારે શુક્લપક્ષની પ્રતિજ્ઞા છે, આપણા પરમ સદ્‌ભાગ્ય છે કે આપણને બ્રહ્મચર્ય વ્રત પૂર્ણપણે આરાધવાની આ અમૂલ્ય તક મળી છે, તેને સહર્ષ વધાવી લઈએ! વિજયકુમારનો આખરી ધ્યેય તો પૂર્ણ બ્રહ્મચર્યનો હતો, સહેજે આ રીતે તે તક પ્રાપ્ત થઈ, તે તકને વધાવી લઈ, તેઓએ બ્રહ્મચર્યનું પાલન આજીવન કર્યું!

આ આદર્શ જેટલા પ્રમાણમાં બને તેટલા પ્રમાણમા અનુસરણ યોગ્ય છે

**બ્રહ્મચારી વિશ્વવંદ્ય બને છે**

જેઓ પૂર્ણ બ્રહ્મચર્ય પાળે છે તેઓ વિશ્વવંદ્ય બને છે શાસ્ત્રોમા ફરમાન છે કે **देवदाणव गन्धव्वा, जक्खरक्खस्स किन्नरा, बम्भयारिं नमंसन्ति दुक्करं जे करन्ति तं।** દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ કિન્નર, ગંધર્વ, સર્વ કોઈ બ્રહ્મચારીની સામે નત્ મસ્તક બને છે હાથોથી સમુદ્ર તરવો દુષ્કર છે તેમ એક જીભેથી શીલના લાભો વર્ણવા મુશ્કેલ છે,

શ્રી સુયગડાંગ સુત્રના છઠ્ઠા અધ્યયનમાં કહ્યું છે કે **तवेसुवा उत्तम बंभचेर।** સર્વ શ્રેષ્ઠ તપ તે બ્રહ્મચર્ય છે, માટે જીવનમાં તેની વધુ આરાધના કરવી જોઈએ.



## ૫. પરિગ્રહપરિમાણ વ્રત

### આત્મ વિકાસ માટે તૃષ્ણા ત્યાગ જરૂરી છે

મદારીના વાંદરાના ડોકે દોરડું બંધેલુ હોય છે, દોરડાનો બીજો છેડો મદારીના હાથમા હોય છે, એટલે વાંદરો પોતાની ઇચ્છા મુજબ ચાલી શકતો નથ બજારમા કોઈ સ્થળે તે કેળા, સતરા, આદિ ફળો જુએ છે, વિવિધ જાતની મિઠાઈઓ જોવાની પણ તેને બજારમા મળે છે આ જોઈને તેને લેવાનુ અને ખાવાનુ મન થાય છે ખરૂ, પરન્તુ દોરડાથી બધાયેલ હોવાથી તે તેમ કરી શકતો નથી, તેવી જ રીતે તૃષ્ણાના દોરડાથી બધાયેલ માનવ ગમે તેટલી ઇચ્છા કરવા છતા યે ધર્મને પામી શકતો નથી તૃષ્ણાના દોરડાને તોડવા માટે 'અપરિગ્રહ વ્રત' બતાવવામા આવ્યુ છે બાર વ્રતોમા આ વ્રતનું સ્થાન પાચમુ આવે છે

### આ વ્રતના બે ઉદ્દેશો

અપરિગ્રહ વ્રત પાલનના મુખ્ય બે ઉદ્દેશો છે. એક વ્યક્તિગત આત્મવિકાસનો અને બીજો સામાજિક વ્યવસ્થાનો

જડ વસ્તુઓનો વધારે પડતો સગ્રહ મનુષ્યના આત્માને દબાવે છે અને તેને વિકસિત થવા દેતો નથી; વધુ પડતા સગ્રહથી મનુષ્યનો આત્મા સકોચાય છે, તેથી આત્મ વિકાસ માટે અપરિગ્રહની ખાસ આવશ્યકતા રહે છે.

બીજી બાજુ એક માણસ વધુ પડતો સંગ્રહ કરે છે. ત્યારે અને

મનુષ્યોને વસ્તુઓની તંગી ભોગવવી પડે છે, સંગ્રહને કારણે સમાજમા વિષમતા અને અવ્યવસ્થા ઉત્પન્ન થાય છે તેને દૂર કરવા માટે પણ અપરિગ્રહની આવશ્યકતા રહે છે.

ઉત્તરાધ્યયન સુત્રના ચોથા અધ્યયનમા ભગવાન મહાવીર ફરમાવે છે કે–

**વિત્તેણ તાણં ન લભે પમત્તે, इमम्मि लोए अदुवा परत्था।**
**दीवप्पणट्ठेव अणंत मोहे, नेयाउयं दट्ठु मदट्ठु मेव ॥**

હે પ્રમાદી જીવ! આ લોક કે પરલોકની અંદર ધન શરણભૂત થતુ નથી અંધકારની અંદર દીવો બુઝાઈ જાય તો દેખેલો માર્ગ ન દેખ્યા બરાબર થઈ જાય છે, તેમ પૌદ્ગલીક વસ્તુના મોહના અંધકારમા ન્યાય માર્ગ જોયા ન જોયા સમાન બની જાય છે, મમત્વવૃત્તિના ત્યાગથી જ–નાશથી જ ધર્મ માર્ગને આચરી શકાય છે.

## પરિગ્રહ–સર્વ પાપોની જડ

પરિગ્રહ એ સર્વ પાપોની જડ છે, જ્યા સુધી પરિગ્રહ ઉપર નિયંત્રણ મૂકવામાં ન આવે ત્યાં સુધી બીજા પાપો ઘટી શકે નહિ. સંગ્રહખોરી, સંચયવૃત્તિ કે મૂડીવાદ આજના તમામ અનર્થોને ઉપજાવનારા તત્ત્વો છે. કીડીથી માડીને રાજા સુધી તમામ સંગ્રહ કરવામા જ મગ્ન છે. માણસો નાના મોટા બીજા ગમે તેટલા વ્રત–નિયમો કરે, પણ સંગ્રહવૃત્તિ પર નિયંત્રણ ન લાવે તો તે સાચા અર્થમા પોતાનો વિકાસ સાધી શકે નહિ પરિગ્રહ અન્ય અગ્યારે વ્રતને હાનિ પહોચાડે છે. અન્ય વ્રતો માટે પરિગ્રહ કુહાડા સમાન છે.

અઢાર પાપોમા 'પરિગ્રહ' મોટું પાપ છે. અન્ય સત્તર પાપ કરનાર તે પાપોનુ ફળ પાતે જ ભોગવે છે અને તે પાપોને પોતાની સાથે જ લઈને જાય છે, ત્યારે પરિગ્રહના પાપનું સેવન કરનાર

પોતે તો તે પાપનો ભાર માથે લઇને જાય છે, પણ પોતાના સંતાનો માટે પણ તે પરિગ્રહના પાપનો વારસો મૂકતો જાય છે.

શંકરાચાર્યે ઠીક જ કહ્યુ છે કે, 'अर्थमनर्थं भावय नित्यम् । અર્થ ખરેખર અનર્થ જ છે.' શાસ્ત્રકારોએ 'અર્થ'ના આટલા બધા અનર્થો બતાવેલ છે, છતાં આ અર્થ પ્રધાન યુગમા અર્થ એટલે પૈસાને જ પ્રાણ માનવામા આવે છે. પોતાનો પ્રિયજન મરી જાય તો તેનો ઘા છ મહીના પછી વીસરી જવાય છે, પણ પૈસાનું નુકસાન થયુ હોય તો જીદગી સુધી માણસ ભૂલતો નથી. માણસને આજે ધન માટે જેટલી તાલાવેલી છે તેટલી અન્ય કશા માટે જણાતી નથી ધન પ્રાપ્તિ માટે માણસ કેટલાયે આસુ વહેવડાવે છે, પણ સત્ય પ્રાપ્તિ માટે કદી એકેય આસુ ટપકાવે છે ખરો ? ધન માટે કેટલીયે રાત્રીઓના ઉજાગરા કરે છે, પણ સત્ય માટે એકાદ કલાકનો પણ ઉજાગરો કરે છે ખરો ?

મહારાષ્ટ્રના સત તુકારામે અપરિગ્રહ વિષે બોલતા ખુબ જ સુંદર કહ્યુ છે કે, 'तुका म्हणे धन आम्हां गोमांसा समान' તેમનો કહેવાનો આશય એ છે કે ધનનો આવશ્યકતાથી વિશેષ સંગ્રહ ગોમાંસની જેમ ત્યાજય હોવો જોઇએ

એક વાર સર્વોદય દિને વિનોબા ભાવેએ કહ્યુ હતુ કે, 'જે પૈસાની તમે પરમેશ્વર તુલ્ય પૂજા કરો છો તે પૈસો પરમેશ્વર નથી, પણ પિશાચ છે ને એ પૈસાનુ ભૂત તમને વળગ્યુ છે, તે તમને રાત્રિ દિવસ સતાવ્યા કરે છે અને શાતિ લેવા દેતુ નથી, આ પૈસા રૂપી પિશાચને તમે દેવતુલ્ય માની, કયા સુધી પૂજા કરશો અને નમસ્કાર કરી તેની આગળ કયા સુધી નાક ઘસતા રહેશો ?'

વિષ થોડુ હોય કે વધુ, તો પણ તે વિષ જ છે અને તેથી ત્યાજય છે. તે જ પ્રમાણે થોડો કે વધુ પરિગ્રહ આખરે પાપ રૂપ જ

છે અને તેથી ત્યાજ્ય છે, એમ કરુણાસાગર ભગવાન મહાવીરે ફરમાવેલ છે હલકો કે ભારે, સચેત કે અચેત, અલ્પ મૂલ્યવાળો કે બહુ મૂલ્યવાળો અનાવશ્યક સંગ્રહ મહાદુઃખકારી, મહા અનર્થકારી, મહા પાપનુ મૂળ, દુર્ગતિ વધારનાર છે એટલુ જ નહિ પરન્તુ મોહ-મત્સર અને રાગ-દ્વેષના મૂળ સમાન છે કામ, ક્રોધ, માન, માયા અને લોભનો તે જનક છે. ધર્મરૂપ કલ્પવૃક્ષ માટે પરિગ્રહ દાવાનળ સમાન છે ન્યાય, ક્ષમા, સંતોષ, નમ્રતા, આદિ સદ્દગુણોને ખાઈ જનાર કીડો છે પરિગ્રહ, બોધબીજ સમકિતનો વિનાશક છે. સંયમ, સંવર અને બ્રહ્મચર્યનો ઘાતક છે જન્મ, જરા, મરણના ભયનો ઉત્પાદક છે. મોક્ષમાર્ગમા વિઘ્નોનો કરનાર અને કડવા કર્મ વિપાકના ફળનો દેનાર છે ચિન્તા અને શોકરૂપ સાગરનો વધારનાર, તૃષ્ણા રૂપ વિષ-વેલનો સીંચનાર, કૂડ-કપટનો ભંડાર અને કલેશનુ ઘર છે પરિગ્રહને આવા અનેક અનર્થોનુ કારણ જાણી, તૃષ્ણા માત્રનો ત્યાગ કરવો જોઈએ.

## પરિગ્રહ જ સર્વ ઘર્ષણોનું મૂળ છે

માંસના ટુકડા માટે સમડી અને કાગડા દોડાદોડ અને ખેંચતાણ કરે છે તેમ મનુષ્ય પણ પૈસા માટે તેવી જ દોડાદોડ અને ખેંચતાણ કરી રહેલ છે આ ખેંચતાણમાંથી જ સંઘર્ષણો અને યુદ્ધોનો જન્મ થાય છે. 'આરુણીકોપનિષદ'મા આવે છે કે એક વાર આરુણી ઋષિએ એક કુતરાને દોડતો આવતો જોયો કુતરાના મોઢામા માંસવાળું હાડકુ હતુ તેનુ હાડકુ પડાવી લેવા માટે, બીજા કુતરાઓ તેને ઘેરી વળ્યા અને દાંત તથા પંજાઓથી મારવા લાગ્યા આખરે કંટાળીને કુતરાએ હાડકુ પડતુ મૂકયુ જેવુ તેણે હાડકુ પડતું મૂકયું કે તરત જ કુતરાઓએ તેનો પીછો છોડી દીધો. તે હાડકું બીજા કુતરાએ લીધુ, એટલે બધાએ વળી તેનો પીછો પકડયો, તે કુતરો પણ હાડકુ પડતુ મૂકીને, જીવ બચાવવા ભાગી છૂટયો. પાછળ

જેના કુતરાઓમા પણ ઘણી વાર સુધી હાડકા માટે લડાઈ થઈ અને ઘણા કુતરાઓ ઘાયલ થયા આ જોઈ ઋષિએ વિચાર્યું, 'અહો ! જે દુખ છે તે ગ્રહણ માત્રમાં છે. ત્યાગમા કંઈ દુખ નથી જ્યાં સુધી કુતરા પાસે હાડકુ હતુ ત્યા સુધી બધા તેને મારતા રહ્યા, પણ હાડકુ છોડયુ કે તરત જ તે સુખી થઈ ગયો દૈનિક જીવનમા જોવામાં આવતા આ દષ્ટાંતો કહે છે કે મમત્વમા દુ.ખ છે અને ત્યાગમાં સુખ રહેલુ છે

## પરિગ્રહમાં પોતાનુ અને બીજાનું પતન રહેલું છે

આજે એક માણસ યુક્તિ-પ્રયુક્તિથી ધનના ઢગના ભેગા કરે છે, ત્યારે બીજા સેકડો માણસો નિર્ધન બનવા પામે છે અને જીવનની નગી જ રોમાતે ભૂરી પડવા માટે વલખા મારે છે ધનવાનો ધનની અધિકતાને કારણે વિલાસી જીવન ગાળી, પતનનો માર્ગ સ્વેચ્છાએ કે અજાને ગ્રહણ કરે છે, જ્યારે ગરીબો અત્યત ગરીબાઈના કારણે-ખાવા પીવાના અને પહેરવા ઓઢવાના સાસા પડવાને કારણે પતનને માર્ગે ધકેલાય છે સસ્કૃતમા કહેવત છે કે **बुभुक्षितो किं न करोति पापं ।** ભૂખ્યા માણસો અનિચ્છાએ પાપને માર્ગે વળે છે આમ પરિગ્રહવૃત્તિમા બન્નેનુ પતન રહેલું છે એક પાશ્ચિમાત્ય અનુભવીએ ઠીક જ કહ્યુ છે કે, Our incomes are like shoes. If too small, they gall and pitch us, if too large, they make us to stumble and to trip. માણસની આવકને જોડા સાથે તેણે સરખાવી છે જોડા જો નાના હોય તો તેનાથી ડખ પડે છે અને જો મોટા હોય તો માણસને પાડી નાખે છે આવકનુ પણ તેવુ જ છે ઓછી આવક હોય તો માણસ હમેશા મુંઝવણ અનુભવે છે અને વધારે આવક હોય તો તે વિલાસી બના, પતનને માર્ગે વળે છે.

## પરિગ્રહની મમતા આત્મદર્શનમાં અંતરાયરૂપ છે

ઉપનિષદ્‌માં આવે છે કે, हिरण्मयेन पात्रेण, सत्यस्यापहितं मुखम् । तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये । આ એક પ્રાર્થના પદ છે આમાં કહેવામાં આવ્યું છે કે સોનાના ચકચકિત ઢાકણાંથી સત્યનું મોઢું ઢંકાઈ ગયું છે, મને તે સત્યનું દર્શન થાય તે માટે, હે દેવ! તું એ સોનાના ઢાંકણાંને દૂર કર. એક ધર્મગુરુ પાસે એક શ્રીમંત ઉપદેશ સાંભળવા ગયો અને તેણે પૂછ્યું, 'ઇશ્વરના દર્શન કેવી રીતે થાય? માણસોને ઇશ્વરના દર્શન કેમ નહિ થતા હોય?'

ધર્મગુરુએ એક કોરા કાગળ ઉપર 'ઇશ્વર' શબ્દ લખ્યો અને શ્રીમંતને પૂછ્યું, 'આ શું છે?' શ્રીમંતે જવાબ આપ્યો, 'ઇશ્વર.'

પછી ધર્મગુરુએ લખેલા ઇશ્વર શબ્દ ઉપર સોનાની મહોર મૂકી અને ફરીથી પૂછ્યું, 'હવે ઇશ્વર દેખાય છે?' શ્રીમંતે કહ્યું કે, 'હવે ઇશ્વર દેખાતો નથી.'

ધર્મગુરુએ શ્રીમંતને સમજાવતા કહ્યું, 'ભાઇ, ઇશ્વર ઉપર આ સોનાનું આવરણ આવી ગયું છે, તેથી માણસોને ઇશ્વરના દર્શન થતા નથી.'

કહેવાનું તાત્પર્ય એ છે કે સત્ય પ્રાપ્તિ કે ઇશ્વર પ્રાપ્તિ ન થવાનું મૂળ કારણ પરિગ્રહની મમતા જ છે. વ્યસની વ્યસનમાં મસ્ત રહે છે, તેમ ધનનો વ્યસની પણ ચોવીસે કલાક ધનના નશામાં ચકચૂર રહે છે. આ સ્થિતિમાં સત્ય પ્રાપ્તિ કેવી રીતે થાય?

### પરિગ્રહમાં સામ્યવાદનું મૂળ

પરિગ્રહ ગરીબોને દ્વેષનું કારણ પણ બને છે. ગરીબોને એમ થાય છે કે, 'અમે મહેનત કરીએ છીએ, છતાં પેટ પૂરતો રોટલો

મળતો નથી; શરીર ઢાંકવા વસ્ત્રો મળતાં નથી, રહેવા ઘર મળતું નથી, જ્યારે શ્રીમન્તો વગર મહેનતે, માત્ર પૈસાને બળે જ સાત માળની હવેલીમાં અમનચમન કરે છે; મોટરમાં ફરે છે, બાગમાં ક્રીડા કરે છે, મેવા મિષ્ટાન્ન ઉડાવે છે; રેશમી કપડાઓ પહેરે છે.' આમ તેમના મનમાં દ્વેષ જાગે છે તે દ્વેષનુ મૂળ અમર્યાદિત પરિગ્રહ છે. યંત્રવાદને પરિણામે ઉપજેલ અસમાનતા છે આ અસમાનતા જ સામ્યવાદને આવકારી રહી છે સૌ કોઈ પરિગ્રહની મર્યાદા બાંધે તો અસમાનતા દૂર થાય, દ્વેષનુ કોઈને કારણ ન રહે અને સામ્યવાદની જરૂર પણ ન રહે

## અનિયંત્રિત તૃષ્ણા દુઃખદાયક છે

ભોગનુ સુખ વિજળી જેવું ચંચળ છે, જ્યારે ત્યાગનું સુખ સૂર્યના પ્રકાશ જેવુ સ્થિર છે; છતા માણસ ભોગની તૃષ્ણાને છોડી શકતો નથી માણસ ગમે તેટલી સાધન સામગ્રી એકઠી કરે, છતા મર્યાદિત પ્રમાણમા તે તેનો ભોગવટો કરી શકવાનો છે માણસ એકને બદલે દશ મોટર ગાડીઓ રાખે, છતાં તે તો એકમા જ બેસી શકશે દશ ગાડીઓમા એક સાથે એક માણસ બેસી શકશે નહિ. ભલે તે ચાર બંગલાઓ બનાવે, પણ તે રહી શકશે તો એકમા જ કબાટો ભરીને કપડા હશે તો પણ પહેરવાના તો ગણતરીએ જ કોઇ સમ્રાટ આખી પૃથ્વી પર વિજય મેળવે, છતા તે આખી પૃથ્વી પર સૂઇ શકશે નહિ એક શહેરમા જ તે રહી શકશે. એક શહેરને પણ ભોગવવાની તેની શક્તિ નથી. તે એક મહેલ અને તેમાં યે એક ઓરડાના સાડા ત્રણ હાથના એક વિભાગને જ તે ભોગવી શકશે. ખરી પરિસ્થિતિ આ મુજબ હોવા છતા, માણસને સંગ્રહ કરવાની એવી બુરી આદત પડી ગઈ છે કે તે સંતોષ રાખી શકતો નથી. સંતોષના સુખનો ભોગવટો તેના નસીબમા જ લખાયેલો નથી.

## પરિગ્રહની મમતા આત્મદર્શનમાં અંતરાયરૂપ છે

ઉપનિષદમાં આવે છે કે, हिरण्मयेन पात्रेण, सत्यस्यापहितं मुखम् । तत्त्वं पूषन्नपावृणु सत्य धर्माय दृष्टये । આ એક પ્રાર્થના પદ છે આમા કહેવામા આવ્યું છે કે સોનાના ચકચકિત ઢાંકણાંથી સત્યનું મોઢું ઢંકાઈ ગયું છે; અને તે સત્યનુ દર્શન થાય તે માટે, હે દેવ ! તુ એ સોનાના ઢાંકણાંને દૂર કર. એક ધર્મગુરુ પાસે એક શ્રીમંત ઉપદેશ સાંભળવા ગયો અને તેણે પૂછ્યું, 'ઈશ્વરના દર્શન કેવી રીતે થાય ? માણસોને ઈશ્વરના દર્શન કેમ નહિ થતા હોય ?'

ધર્મગુરુએ એક કોરા કાગળ ઉપર 'ઈશ્વર' શબ્દ લખ્યો અને શ્રીમંતને પૂછ્યુ, 'આ શું છે ?' શ્રીમંતે જવાબ આપ્યો, 'ઈશ્વર.'

પછી ધર્મગુરુએ લખેલા ઈશ્વર શબ્દ ઉપર સોનાની મહોર મૂકી અને ફરીથી પૂછ્યું, 'હવે ઈશ્વર દેખાય છે ?' શ્રીમંતે કહ્યું કે, 'હવે ઈશ્વર દેખાતો નથી '

ધર્મગુરુએ શ્રીમંતને સમજાવતા કહ્યું, 'ભાઈ, ઈશ્વર ઉપર આ સોનાનું આવરણ આવી ગયું છે, તેથી માણસોને ઈશ્વરના દર્શન થતા નથી.'

કહેવાનું તાત્પર્ય એ છે કે સત્ય પ્રાપ્તિ કે ઈશ્વર પ્રાપ્તિ ન થવાનું મૂળ કારણ પરિગ્રહની મમતા જ છે. વ્યસની વ્યસનમાં મસ્ત રહે છે, તેમ ધનનો વ્યસની પણ ચોવીસે કલાક ધનના નશામા ચકચુર રહે છે. આ સ્થિતિમાં સત્ય પ્રાપ્તિ કેવી રીતે થાય ?

### પરિગ્રહમાં સામ્યવાદનું મૂળ

પરિગ્રહ ગરીબોને દુઃખનું કારણ પણ બને છે ગરીબોને એમ થાય છે કે, 'અમે મહેનત કરીએ છીએ, છતાં પેટ પૂરતો રોટલો

મળતો નથી; શરીર ઢાંકવા વસ્ત્રો મળતાં નથી; રહેવા ઘર મળતું નથી, જ્યારે શ્રીમન્તો વગર મહેનતે, માત્ર પૈસાને બળે જ સાત માળની હવેલીમાં અમનચમન કરે છે, મોટરમાં ફરે છે; બાગમાં ક્રીડા કરે છે, મેવા મિષ્ટાન્ન ઉડાવે છે; રેશમી કપડાંઓ પહેરે છે.' આમ તેમના મનમાં દ્વેષ જાગે છે તે દ્વેષનું મૂળ અમર્યાદિત પરિગ્રહ છે ધનવાદને પરિણામે ઉપજેલ અસમાનતા છે આ અસમાનતા જ સામ્યવાદને આવકારી રહી છે સૌ કોઈ પરિગ્રહની મર્યાદા બાંધે તો અસમાનતા દૂર થાય, દ્વેષનું કોઈને કારણ ન રહે અને સામ્યવાદની જરૂર પણ ન રહે

## અનિયંત્રિત તૃષ્ણા દુઃખદાયક છે

ભોગનું સુખ વિજળી જેવું ચંચળ છે, જ્યારે ત્યાગનું સુખ સૂર્યના પ્રકાશ જેવું સ્થિર છે, છતાં માણસ ભોગની તૃષ્ણાને છોડી શકતો નથી માણસ ગમે તેટલી સાધન સામગ્રી એકઠી કરે, છતાં મર્યાદિત પ્રમાણમાં તે તેનો ભોગવટો કરી શકવાનો છે. માણસ એકને બદલે દશ મોટર ગાડીઓ રાખે, છતાં તે તો એકમાં જ બેસી શકશે દશ ગાડીઓમાં એક સાથે એક માણસ બેસી શકશે નહિ. ભલે તે ચાર બંગલાઓ બનાવે, પણ તે રહી શકશે તો એકમાં જ. કબાટો ભરીને કપડાં હશે તો પણ પહેરવાના તો ગણતરીએ જ. કોઈ સમ્રાટ આખી પૃથ્વી પર વિજય મેળવે, છતાં તે આખી પૃથ્વી પર સૂઈ શકશે નહિ એક શહેરમાં જ તે રહી શકશે એક શહેરને પણ ભોગવવાની તેની શક્તિ નથી. તે એક મહેલ અને તેમાં યે એક ઓરડાના સાડા ત્રણ હાથના એક વિભાગને જ તે ભોગવી શકશે. ખરી પરિસ્થિતિ આ મુજબ હોવા છતાં, માણસને સંગ્રહ કરવાની એવી બુરી આદત પડી ગઈ છે કે તે સંતોષ રાખી શકતો નથી સંતોષના સુખનો ભોગવટો તેના નસીબમાં જ લખાયેલો નથી.

## પૈસામાં સુખ નથી

પૈસાથી સુખ મળે છે એ તો ખરેખર માણુસની ભ્રમણા જ છે. એક વિદ્વાને ઠીક જ કહ્યું છે કે, ' The greatest humbug in the world is the idea that money can make a man happy-પૈસો માણસને સુખી કરી શકે છે, એ માન્યતા દુનિયામા મોટામાં મોટી ભ્રમણા જ છે.' સેકસપિયર કહે છે કે, Gold is worse poison to men's souls, doing more murders in this loathsome world, than any mortal drug. અર્થાત્ સોનું એ માનવના આત્મા માટે ખરાબમા ખરાબ વિષ છે. આ દુ:ખથી ભરેલી દુનિયામાં બીજા કોઇ પણ ઝેર કરતાં ધનનું ઝેર વધારે ખૂનો કરે છે. આ રીતે પૈસો સુખ આપવાને બદલે દુખ જ વધારનારો છે.

## ખરૂ સુખ વાસના ક્ષયમાં અને સંતોષમાં છે

સંતોષની પ્રાપ્તિ માનવીને થવી સરળ નથી; તે મહા મૂલ્યવાન વસ્તુ છે. એક પાશ્ચિમાત્ય વિદ્વાને સુંદર કહ્યું છે કે, Contentment is a pearl of great price and whoever procures it at the expense of ten thousand desires, makes a wise and happy purchase. સંતોષ એ મહા મૂલ્યવાન મોતી સમાન છે. જે કોઇ દશ હજાર વાસનાઓનુ બલિદાન આપીને સંતોષનું મોતી ખરીદે છે તે ડહાપણભરી અને સુખપૂર્વક ખરીદી કરે છે. યશ, કીર્તિ, ધનવૈભવ, સ્થાન, અધિકાર, પદ્વી, સત્તા, સારૂં ખાવાની, પીવાની, પહેરવાની વગેરે સેંકડો વાસનાઓનુ બલિદાન આપ્યા વિના સંતોષનું મોતી ખરીદી શકાય નહિ. કહેવાનું તાત્પર્ય એ છે કે તમામ વાસનાઓ

જાય, ત્યારે જ સંતોષ પ્રાપ્ત થઇ શકે છે. વાસના ત્યાગવામા અને સંતોષવૃત્તિ કેળવવામાં જ ખરું સુખ સમાયેલું છે.

## શ્રીમન્તાઈ ધનમાં નહિ, સંતોષમાં રહેલી છે

માણસ વધુ પૈસા મેળવવાથી કંઇ શ્રીમન્ત નથી બની શકતો; પોતાની પાસે જે કંઈ હોય તેમા જેને સંતોષ રહે છે તે જ ખરે-ખર શ્રીમન્ત છે. આપણે ત્યા ષટ્દર્શન કહેવાય છે, ન્યાયદર્શન, વૈશેષિક દર્શન, યોગદર્શન, સાખ્યદર્શન, પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાસા—આ છ દર્શનો છે. યોગ દર્શનના કરનાર પતંજલી મુનિ છે. ન્યાય દર્શનના રચનાર ગૌત્તમ મુનિ છે. વૈશેષિક દર્શનના કર્તા કણાદ મુનિ છે. તે કણાદ મુનિની મહાન વિદ્વતા તો તેમની દર્શન રચના પરથી સ્પષ્ટ જણાઇ આવે છે, પણ મારે તો અહીં તેમની વિદ્વતા વિષે કહેવાનુ નથી, તેમની અપરિગ્રહ વૃત્તિ વિષે કહેવું છે તેઓ સાક્ષાત અપરિગ્રહની મૂર્તિ સમાન હતા. પોતાની પાસે તેઓ કશું રાખતા નહિ. ખેડુતો ખેતરનો પાક લણીને લઇ જાય, નીચે પડેલા દાણાઓ પક્ષીઓ ચણી જાય. ત્યારબાદ જે કંઈ કણ પડયા હોય તે વીણી લઇ, મહર્ષિ કણાદ પોતાનું ગુજરાન ચલાવતા. એથી જ એમનુ નામ કણાદ પડયું હતું. કણાદનો અર્થ જ છે 'કણનો ખાનાર.' આ રીતે સાદો અને સાત્વિક આહાર ખાઈ, તેમણે વૈશેષિક દર્શન રચેલ છે.

એક વાર ત્યાંના રાજાને ખબર પડી કે પોતાની હદના જગંલમા એક મહા વિદ્વાન ઋષિ ફકત ખેતરમાના દાણા વીણી વીણીને પોતાનો નિર્વાહ ચલાવે છે. રાજાએ પુષ્કળ દ્રવ્ય લઇને, પોતાના અમલદારોને ઋષિની સેવામા મોકલ્યા. ઋષિ એ વખતે સમાધિમા હતા. તેમણે નેત્ર ખોલતાં જ રાજાના અમલદારોને જોયા અને એમના આવવાનો ઉદ્દેશ પૂછ્યો. અમલદારોએ રાજાએ મોકલેલ

દ્રવ્ય ઋષિને ચરણે ધર્યું અને તે સ્વીકારવા વિનતિ કરી. નિર્લોભ ઋષિએ કહ્યું, 'આ ધન કોઇ ગરીબને આપી દો, મારે તેની જરૂર નથી.'

આ શબ્દો સાંભળીને અમલદારોને આશ્ચર્ય થયું; અમલદારોને થયું કે ઋષિ છે તો લંગોટીભર; કણ વીણી વીણીને પોતાનું પેટ ભરે છે, છતાં ગરીબોની ચિન્તા કરે છે, પણ તેમના કરતાં તે વળી વધારે ગરીબ ક્યાં શોધવા જવાં?

અમલદારોએ જઇને રાજાને વાત કરી; રાજાએ સભા ભરી અને અમલદારોની સલાહ લીધી, કોઇએ સલાહ આપી કે, 'આપના દરજ્જાને છાજે તેવો શીરપાવ તે ન હતો, એટલે ઋષિએ સ્વીકારેલ નહિ હોય.' રાજાએ બીજી વાર અગાઉ કરતાં બમણા ધન સાથે થાળ ભરીને અમલદારોને મોકલ્યા, પરન્તુ ઋષિએ તો તે જ જવાબ આપ્યો. આ જવાબ સાંભળીને રાજા પોતે ચારગણું ધન લઇને ઋષિ પાસે ગયા અને તે સ્વીકારવાની વિનતિ કરી. અલિપ્ત ઋષિએ ફરી તે જ જવાબ આપ્યો: 'રાજન્! આ ધન કોઇ કંગાલને આપી દો.'

ફરી ફરીને આ એક જ જવાબ મળતાં રાજાએ આશ્ચર્ય સાથે ઋષિને પૂછ્યું, 'ઋષિરાજ, અવિનય થાય તો ક્ષમા કરશો પરન્તુ મારે આપને એક શંકા પૂછવી છે. આપની પાસે લંગોટી સિવાય કંઇ નથી, છતાં આપ ધન બીજા ગરીબોને આપવાનું કહો છો, તો આપના કરતાં વધુ કંગાલ કોણ હોઇ શકે?'

ઋષિ તે સમયે વિશેષ બોલ્યા નહિ; તેણે તો ફરી તે જ વાત કરી: 'રાજન્! આ ધન કોઇ કંગાલને આપી દો.'

રાજા લાચાર થઇને પાછો ફર્યો. રાત્રે સર્વ વૃતાન્ત રાજાએ

રાણીને કહ્યું રાણી બોલી, 'મહારાજ! આપે ભૂલ કરી, આવા નિઃસ્પૃહી ઋષિને તમારું દ્રવ્ય શા કામનું? પણ તમે અત્યારે જ તેમની પાસે જઈ, કમા રસાયણ વિદ્યા શીખી આવો તો સકળ પ્રજાને સુખી બનાવી શકાય'

રાજા તે જ સમયે ઋષિ પાસે ગયો અને તેમની ક્ષમા યાચી. રાજાએ ઉમેર્યું, 'હું આપની પાસે રસાયણ વિદ્યા શીખવા આવ્યો છું.' ઋષિ બોલ્યા, 'રાજન્! હું દિવસે પણ તારે ઘેર કદી આવ્યો નથી અને તું મધરાતે મારી કુટીરમાં આવી ભીખ માગી રહ્યો છે, હવે કહે કે કંગાલ કોણ?–તું કે હું?'

પછી ઋષિએ આત્મજ્ઞાનનો રાજાને ઉપદેશ આપતાં કહ્યું, 'રાજન્! આત્મિક ગુણોની પ્રાપ્તિ એ જ ખરું રસાયણ છે. રસાયણથી લોખંડને સુવર્ણ બનાવી શકાય છે, પણ આત્મગુણોની પ્રાપ્તિથી તો નરને નારાયણ બનાવી શકાય છે. મૈત્રી, મુદિતા, કરુણા અને માધ્યસ્થતા, એ ગુણોનો તારી પ્રજામાં પ્રચાર કર. બાકી તો તારી પ્રજાને તું સોના રૂપાના ઢગલામાં દાટી દઈશ, તો પણ સુખી થવાની નથી. પાંદડાં અને ઘાસ ખાઈને પણ પેટ ભરી શકાય છે, તો માટે આટલી ઉપાધિ શી? પેટ ભરવા પાછળ અમૂલ્ય સમયનો વ્યય કરવો તે અજ્ઞાનતા છે. સમય અને શક્તિનો ઉપયોગ તો આ દૈવી સદ્‌ગુણોની પ્રાપ્તિ માટે જ કરવો જોઈએ'

કરુણાર્દ્ર ઋષિએ રાજાને સાચી સંપત્તિ અને સાચી રસાયણ વિદ્યા સમજાવી દીધી. આ ઉપરથી સમજી શકાશે કે ખરો શ્રીમન્ત કોને કહી શકાય? શ્રીમન્તાઈ લક્ષ્મી કે વૈભવમાં રહેલી નથી, પરન્તુ મનોભાવમાં છે.

## પરિગ્રહના વિવિધ પ્રકારો

ધન, ધાન્ય, રૂપું એ બાહ્યપરિગ્રહ કહેવાય છે તેમ આભ્યન્તર

પરિગ્રહ પણ ત્યાજ્ય છે; મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય, વગેરે આભ્યન્તર પરિગ્રહ છે.

સામ્પ્રદાયિકતા પણ એક પરિગ્રહ છે. ધનવાનોનો ધનનો પરિગ્રહ સ્વ-પરને હાનિકર છે તેમ સાધારણ જનતાનો સામ્પ્રદાયિકતાનો પરિગ્રહ પણ હાનિકર છે. સમ્પ્રદાયો ભલે હોય, પણ સામ્પ્રદાયિકતા ન હોવી જોઇએ. ધર્મનું ઝનુન તે સામ્પ્રદાયિકતા છે. ધર્માભિમાની નહિ, પણ ધર્મપરાયણ થવાની જરૂર છે. અભિમાન, પછી તે ધનનું હોય કે ધર્મનું, પણ તે પતનકર્તા જ બને છે. ચંદન શીતલ છે, પણ ચંદનની આગ શીતલ નથી; ચંદનની આગ તો સાધારણ લાકડાની માફક જ માણસને બાળે છે, તેમ ધર્મ લાભદાયી છે, પણ ધર્મનું ઝનુન હાનિકારક જ છે, તેથી સામ્પ્રદાયિકતાના પરિગ્રહનો પણ ત્યાગ કરવો ઘટે.

સુધરેલા વર્ગમાંથી સામ્પ્રદાયિકતાનો પરિગ્રહ તો ઘટેલો જણાય છે, પણ તેનું સ્થાન રાષ્ટ્રત્વના પરિગ્રહે લીધું છે. રાષ્ટ્રિયતા પણ એક જાતનો પરિગ્રહ છે. રાષ્ટ્રિયતાની આજે થતી વ્યાખ્યા બહુ સંકુચિત છે. પોતાના રાષ્ટ્રના કલ્યાણ માટે બીજા રાષ્ટ્રોનું અહિત કરવું પડે તો તે કરતાં પણ ન અચકાવું-આ છે રાષ્ટ્રિયતાની પ્રચલિત માન્યતા આ સંકુચિત વ્યાખ્યાએ આજે કેટલાંયે અનર્થો ઉત્પન્ન કર્યા છે. રાષ્ટ્રિયતાની સાથે વિશ્વબંધુત્વની ભાવના ન ભૂલાવી જોઈએ.

મહાત્માજી 'મંગલ પ્રભાત'માં લખે છે કે, વસ્તુની માફક વિચારોનો પણ અપરિગ્રહ હોવો જોઇએ. જે વિચાર માણુસને સત્યથી વિમુખ રાખે અથવા સત્ય પ્રતિ ન લઇ જતાં હોય તે બધા વિચારો પરિગ્રહમાં ખપે અને તેથી ત્યાગવા ઘટે છે. કામ, ક્રોધ, લોભાદિ ષડ્રિપુઓનો આભ્યન્તર પરિગ્રહમાં સમાવેશ

કરવામાં આવેલ છે.

આ ઉપરાંત મહાત્માજીએ શરીરનું બળ સાચવી રાખનારને પણ પરિગ્રહી કહેલ છે. મહાત્માજી કહેતા હતા કે, શરીરમાં કામ કરવાની જેટલી તાકાત હોય તેટલી સાંજ સુધીમાં સેવા કરીને ખરચી નાખવી જોઈએ; અર્થાત્ થાક ચડે ત્યાં સુધી સેવાનું કામ કરવું જોઈએ. રાત્રિના સમયમાં કુદરત નવું બળ અને નવી તાઝગી બક્ષવાની જ છે. તો પછી દિવસભર તેમણે શરીરની શક્તિનો પૂરો ઉપયોગ સેવામાં શા માટે ન કરી લેવો ? માણસ જેટલા પ્રમાણમાં શારીરિક શક્તિ સંગ્રહી રાખે અને ઉપયોગ ન કરે તેટલા પ્રમાણમાં તેણે બળનો પરિગ્રહ સેવ્યો ગણાય.

આ રીતે આત્મોન્નતિ સાધકે એ પરિગ્રહના વિવિધ સ્વરૂપો ઓળખી લેવાના રહે છે અને તેમાંથી મૂક્ત બનવું ઘટે છે.

## પરિગ્રહ પ્રતિ ઘૃણા કેમ નહિ ?

હજારો વર્ષોથી અપરિગ્રહનો ઉપદેશ અપાઈ રહેલ છે છતાં હજુ સમાજમાં અપરિગ્રહની પ્રતિષ્ઠા થવા પામી નથી, તેનું કારણ શું ? આ એક અણઉકેલ પ્રશ્ન છે.

સમાજમાં અહિંસાની પ્રતિષ્ઠા થવા પામી છે અને હિંસા પ્રતિ ઘૃણા જોવામાં આવે છે. પહેલા વ્રતનો ભંગ કરનાર હિંસક, કસાઈ સન્માનનીય નથી, ચોથા વ્રતની મર્યાદાનો ભંગ કરનાર દુરાચારી સમાજમાં આદરને પાત્ર નથી, બીજા અને ત્રીજા વ્રતનો ભંગ કરનાર અર્થાત્ જુઠા લખાણો લખનાર કે ચોરી કરનાર સજાને પાત્ર બને છે; આ રીતે અન્ય વ્રતનો ભંગ કરનાર સમાજમાં પ્રતિષ્ઠા ગુમાવે છે અને કાયદાની દૃષ્ટિએ પણ શિક્ષાને પાત્ર બને છે; ત્યારે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે પાંચમા અપરિગ્રહ વ્રતનો ભંગ કરનાર અને અમર્યાદિતપણે પરિગ્રહ એકત્ર કરનાર

પરિગ્રહ પણ ત્યાજ્ય છે; મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય, વગેરે આભ્યન્તર પરિગ્રહ છે.

સામ્પ્રદાયિકતા પણ એક પરિગ્રહ છે. ધનવાનોનો ધનનો પરિગ્રહ સ્વ–પરને હાનિકર છે તેમ સાધારણ જનતાનો સામ્પ્રદાયિકતાનો પરિગ્રહ પણ હાનિકર છે. સમ્પ્રદાયો ભલે હોય, પણ સામ્પ્રદાયિકતા ન હોવી જોઇએ. ધર્મનું ઝનુન તે સામ્પ્રદાયિકતા છે. ધર્માભિમાની નહિ, પણ ધર્મપરાયણ થવાની જરૂર છે. અભિમાન, પછી તે ધનનું હોય કે ધર્મનું, પણ તે પતનકર્તા જ બને છે. ચંદન શીતલ છે, પણ ચંદનની આગ શીતલ નથી; ચંદનની આગ તો સાધારણ લાકડાની માફક જ માણસને બાળે છે, તેમ ધર્મ લાભકારી છે, પણ ધર્મનું ઝનુન હાનિકારક જ છે, તેથી સામ્પ્રદાયિકતાના પરિગ્રહનો પણ ત્યાગ કરવો ઘટે.

સુધરેલા વર્ગમાંથી સામ્પ્રદાયિકતાનો પરિગ્રહ તો ઘટેલો જણાય છે, પણ તેનું સ્થાન રાષ્ટ્રત્વના પરિગ્રહે લીધું છે રાષ્ટ્રિયતા પણ એક જાતનો પરિગ્રહ છે. રાષ્ટ્રિયતાની આજે થતી વ્યાખ્યા બહુ સંકુચિત છે. પોતાના રાષ્ટ્રના કલ્યાણ માટે બીજા રાષ્ટ્રોનું અહિત કરવું પડે તો તે કરતાં પણ ન અચકાવું–આ છે રાષ્ટ્રિયતાની પ્રચલિત માન્યતા આ સંકુચિત વ્યાખ્યાએ આજે કેટલાંયે અનર્થો ઉત્પન્ન કર્યા છે. રાષ્ટ્રિયતાની સાથે વિશ્વબંધુત્વની ભાવના ન ભૂલાવી જોઈએ.

મહાત્માજી 'મંગલ પ્રભાત'માં લખે છે કે, વસ્તુની માફક વિચારોનો પણ અપરિગ્રહ હોવો જોઇએ. જે વિચાર માણસને સત્યથી વિમુખ રાખે અથવા સત્ય પ્રતિ ન લઇ જતાં હોય તે બધા વિચારો પરિગ્રહમાં ખપે અને તેથી ત્યાગવા ઘટે છે. કામ, ક્રોધ, લોભાદિ ષડ્‌રિપુઓનો આભ્યન્તર પરિગ્રહમાં સમાવેશ

કરવામાં આવેલ છે.

આ ઉપરાંત મહાત્માજીએ શરીરનું બળ સાચવી રાખનારને
પણ પરિગ્રહી કહેલ છે. મહાત્માજી કહેતા હતા કે, શરીરમા કામ
કરવાની જેટલી તાકાત હોય તેટલી સાંજ સુધીમાં સેવા કરીને
ખરચી નાખવી જોઇએ; અર્થાત્ થાક ચડે ત્યાં સુધી સેવાનું કામ
કરવુ જોઇએ રાત્રિના સમયમા કુદરત નવું બળ અને નવી
તાઝગી બક્ષવાની જ છે, તો પછી દિવસભર તેમણે શરીરની શક્તિનો
પૂરો ઉપયોગ સેવામા શા માટે ન કરી લેવો ? માણુસ જેટલા
પ્રમાણમાં શારીરિક શકિત સંગ્રહી રાખે અને ઉપયોગ ન કરે
તેટલા પ્રમાણુમાં તેણુ બળનો પરિગ્રહ સેવ્યો ગણાય.

આ રીતે આત્મોન્નતિ સાધકે એ પરિગ્રહના વિવિધ સ્વરૂપો
ઓળખી લેવાના રહે છે અને તેમાંથી મૂકત બનવું ઘટે છે.

## પરિગ્રહ પ્રતિ ઘૃણા કેમ નહિ ?

હજારો વર્ષોથી અપરિગ્રહનો ઉપદેશ અપાઈ રહેલ છે છતાં હજુ
સમાજમા અપરિગ્રહની પ્રતિષ્ઠા થવા પામી નથી, તેનુ કારણુ શુ ?
આ એક અણુઉકેલ પ્રશ્ન છે.

સમાજમાં અહિંસાની પ્રતિષ્ઠા થવા પામી છે અને હિંસા
પ્રતિ ઘૃણા જોવામાં આવે છે. પહેલા વ્રતનો ભંગ કરનાર હિંસક,
કસાઈ સન્માનનીય નથી, ચોથા વ્રતની મર્યાદાનો ભગ કરનાર
દુરાચારી સમાજમાં આદરને પાત્ર નથી; બીજા અને ત્રીજા વ્રતનો
ભંગ કરનાર અર્થાત્ જુઠા લખાણો લખનાર કે ચોરી કરનાર
શિક્ષાને પાત્ર બને છે; આ રીતે અન્ય વ્રતનો ભંગ કરનાર સમા
જમા પ્રતિષ્ઠા ગુમાવે છે અને કાયદાની દષ્ટિએ પણ સજાને
પાત્ર બને છે; ત્યારે પ્રશ્ન એ ઉદ્દભવે છે કે પાચમા અપરિગ્રહ
વ્રતનો ભંગ કરનાર અને અમર્યાદિતપણે પરિગ્રહ એકત્ર કરનાર

સમાજમાં ઘૃણાને પાત્ર કે શિક્ષાને પાત્ર કેમ નહિ? તેથી ઉલ્ટુ, જેમ વધુ પરિગ્રહી તેમ તે સમાજમાં વધુ સન્માનને પાત્ર બને છે તેનું કારણ શું?

પરિગ્રહ પ્રતિ આદર જ અનર્થનું મૂળ છે, ધનવાનને માત્ર ધનને કારણે જ્યા સુધી સન્માન મળ્યા કરશે, ત્યા સુધી માનવીના હૃદયમાથી દ્રવ્ય–લોભ નાશ નહિ પામે. પરિગ્રહ સર્વથા નાશ થાય તે શક્ય નથી, પરન્તુ સમાજમાં તે પ્રતિ જે આદરવૃત્તિ છે તે તો દૂર થવી જ જોઇએ.

## ભ્રમભરેલી માન્યતા

લોકો પૈસાવાળાને પુણ્યવાન માને છે, પણ શાસ્ત્રોમા પુણ્યના ૪૨ ફળમાં ક્યાંય પૈસાનું નામ નથી, પણ અઢાર પાપસ્થાનની ગણતરીમાં પરિગ્રહને પાંચમું પાપ માનવામાં આવ્યું છે. શાસ્ત્રકારોએ અઢાર પાપસ્થાનો ફરમાવ્યા છે, પણ આ યુગમાં લોકો અઢારને બદલે સત્તર પાપસ્થાન માને છે. પરિગ્રહને પાપનો નહિ, પરન્તુ પુણ્યનો પુંજ માનવામાં આવે છે અને વધારામાં તે જીવનની સફળતા મનાય છે! આજે તો પરિગ્રહના પાપનું વધુ સેવન કરનાર વધારે મોટો માણસ દુનિયાની દૃષ્ટિએ મનાય છે. આ યુગની આવી માન્યતા કરુણાજનક છે. પરિગ્રહની વૃદ્ધિ માટે, અન્ય સત્તર પાપ કરવા પડે તો તે કરવામા આજે માણસ અચકાતો નથી. દુનિયા 'પરિગ્રહ'ને જ સર્વસ્વ માની રહેલ છે તેનું આ પરિણામ છે.

## પરિગ્રહનો સમર્થક એક પ્રશ્ન

કદાચ કોઇ એમ દલીલ કરશે કે અમે પ્રમાણિકતાથી પૈસો ભેગો કરીએ તેમાં શું પાપ છે? આ પ્રશ્નનું નિરાકરણ એ છે કે

પૈસો મેળવવા માટે જુઠું બોલવામાં ન આવે કે અનીતિનો આશ્રય ન લેવામા આવે તો તે અસત્ય કે અનીતિના પાપમાંથી બચી જાય છે, પરન્તુ પાંચમા પરિગ્રહના પાપમાથી બચી શકતો નથી; તેથી પ્રમાણિકતા અને સત્યનો આશ્રય લઈને પણ, જરૂરિયાત કરતાં વધુ પૈસો એકઠો કરવાથી 'પરિગ્રહ'નું પાપ તો લાગે છે જ.

## સગ્રહ-મમતાનુ અતિમ ફળ

જૈન સાહિત્યમા મમણ શેઠની એક કથા આવે છે, મમણ શેઠ ઘણો જ સગ્રહવૃત્તિવાળો હતો, તેની પાસે પુષ્કળ ધનરાશી હોવા છતાં, તે કદી ખાતો કે ખર્ચતો નહિ. એકવાર શ્રાવણ મહિનાની ઘનઘોર અમાવાસ્યાની રાત્રિએ વરસાદ ધોધમાર વરસી રહ્યો હતો, પવન જોરથી ફુંકાતો હતો, ગાજ અને વીજના ભયંકર કડાકા થઈ રહ્યા હતા. નદીઓમા ઘોડાપૂર આવ્યું હતુ, નગરજનો સૌ પોત પોતાના ઘરમા સુખે નિદ્રા લઇ રહ્યા હતા; રાજા શ્રેણીક અને રાણી ચેલણા પણ પોતાના રાજમહેલમાં સુખ નિદ્રામા પોઢેલા હતા, તેવામા મધરાત્રિએ રાણીની ઉઘ ઉડી ગઈ; તેની દષ્ટિ મહેલની બારીમાં થઇને નદીના કિનારા પર પડી, વિજળીના ઝબકારામા તેમણે, નદી કિનારે ઊભા રહીને પાણીના પૂરમાં તણાતા લાકડાને દોરડા વતી ખેચતો એક માણસ જોયો; તે માણસ લંગોટીભેર હતો અને ટાઢથી થરથર ધ્રૂજી રહ્યો હતો. રાણીને તેના પર દયા આવી, તેણે રાજાને જગાડ્યા અને તે માણસને બતાવતા કહ્યું, 'જુઓ મહારાજ! આપણા રાજ્યમાં આવા કગાલ માણસો છે—જેમને આવા ધોધમાર વરસાદમા પણ પેટનો ખાડો પૂરવા મહેનત ઉઠાવવી પડે છે! આ આપણા રાજ્યનું કલંક કહેવાય, તેમનું દુખ દૂર કરવું તે આપણો રાજધર્મ છે.'

રાજાએ તે માણસને બોલાવવા માટે નોકર મોકલ્યો; તે માણસ

આવ્યો, ત્યારે રાજાએ પૂછ્યું, 'તને શું દુઃખ છે કે આવી ભયાનક રાત્રિએ તારે આટલું બધું કષ્ટ ઉઠાવવું પડે છે?'

તે માણસે કહ્યું, 'મહારાજ! મારે બળદની જોડી જોઇએ છે; તે માટે હું આ મહેનત કરી રહ્યો છું'

રાજા શ્રેણીકે કહ્યું કે, 'રાજની રથશાળામાંથી તને જોઇએ તેવી બળદની જોડી તું સવારે પસંદ કરી લેજે; અત્યારે તું સુખેથી સૂઇ જા.'

સવાર પડતાં રાજાએ તેને રથશાળામાં બળદ પસંદ કરવા મોકલ્યો, પરન્તુ તે તો બળદ લીધા વિના પાછો આવ્યો.

રાજાએ પૂછ્યું, 'કેમ ભાઇ, બળદ લીધા વિના પાછો આવ્યો?'

તે બોલ્યો, 'મહારાજ! તેમાં એકેય બળદ પસંદ પડે તેવો નથી.'

રાજા આ સાંભળીને વિસ્મય પામ્યો. તેણે પૂછ્યું, 'ત્યારે તારે કેવા બળદ જોઇએ છે?'

તે માણસે કહ્યું, 'મહારાજ, મારે ઘેર પધારો અને મારા બળદ જુઓ; તેવા બળદ મારે જોઈએ છે.'

રાજા શ્રેણીક તે માણસની સાથે ગયા; અંધારા ઘરમાં રાજાએ પ્રવેશ કર્યો, એટલે પેલા માણસે બળદો પર ઓઢાડેલું કપડું લઈ લીધું અને કહ્યું કે, આવા બળદ મારે જોઇએ છે.'

રાજા તો બળદને જોઇને સ્તબ્ધ થઈ ગયો, બળદ સોનાના રત્નજડિત હતા. રાજાએ કહ્યું, 'ભાઈ, આ બળદ તો મારું રાજ્ય વેચી નાખું તો પણ મળી શકે તેમ નથી!'

આટલું કહી રાજા પાછો ફર્યો. તે માણુસ બીજો કોઇ નહિ પણ મમણ શેઠ. આટલું દ્રવ્ય તેની પસે હોવા છતા, તેની સંગ્રહવૃત્તિ અનહદ હતી. ખર્ચના ભયે બાફેલ ચોળા સિવાય બીજું કશું તે ખાતો **ન** હતો; એક સંગ્રહવૃત્તિને કારણે, ત્યાથી મરીને તેણે નરકના અગણિત દુખો પ્રાપ્ત કર્યા. તેના જીવનમાં ન હોતાં ભોગો કે ન હોતો વિલાસ. તેમનું જીવન તદ્દન સાદું હતુ, છતા સંચયવૃત્તિને કારણે તેને નરકાવાસ ભોગવવો પડયો । સંસારના જીવોને આવા દુખોથી ઉગારી લેવા માટે ભગવાન મહાવીરે પાંચમું પરિગ્રહ પરિમાણ વ્રત ફરમાવ્યું છે.

ધન ઉપર મમતા–મૂર્છાભાવ રાખવાથી કેટલાંક મનુષ્યો મરણ પામીને તે જ ધરમા સર્પ થાય છે–જેને પરંપરાનુસાર પૂર્વજ કહેવામા આવે છે, ધન પર મમતા રહી જવાને કારણે કોઇ વખતે શ્વાનરૂપે પણ ઉત્પન્ન થવુ પડે છે, મધમાખી ભમરી, કીડી, વગેરે યોનિમા ધનની મમતા રહી ગયેલ મનુષ્યને અવતરવું પડે છે

વાસનાનુ, મમતાનું આવું દુખદ પરિણામ લક્ષમાં લઇને જ શાસ્ત્રકારોએ પરિગ્રહનું પરિમાણ રાખવાનું અને પરિગ્રહ પરની મમતા ત્યાગવાનું દર્શાવ્યુ છે.

જ્ઞાતાસૂત્રમા શ્રી નંદન મણીઆરનું વર્ણન આવે છે. નંદન મણીઆરના જીવે કરોડો રૂપીઆ ખર્ચીને પોતાના નામની એક વાવ બંધાવી અને મુસાફરો માટે પોતાના ઘરમા જે સગવડતા હોય, તેથી વિશેષ સગવડતા-ખાવાની, પીવાની, રહેવાની, વગેરે તમામ પ્રકારની સગવડતા વિના મૂલ્યે કરી. આવી સુંદર વ્યવસ્થા તે વાવમા હોવાથી લાખો માણસો તેનો લાભ લેવા લાગ્યા અને શ્રી નંદન મણીઆરને ધન્યવાદ આપવા લાગ્યા.

મુસાફરોને મોઢેથી ધન્યવાદના શબ્દો સાંભળીને શ્રી નંદ

ગ.ણીઆર મનમાં ને મનમાં ફુલાવા લાગ્યો અને મરણ સમયે તેને વાવમાં આસક્તિ રહી ગઇ ને મરીને તે જ વાવમાં દેડકો થયો. ત્યા તેને જાતિસ્મરણ જ્ઞાન થતા, પૂર્વ ભવની યશ-કામનાની ભૂલને માટે પશ્ચાતાપ થયો અને પોતાની ભૂલ સુધારી, જીવનને પવિત્ર બનાવ્યુ અને છેવટે સદ્ગતિ પ્રાપ્ત કરી.

કહેવાનું તાત્પર્ય એ છે કે લાખોનુ દાન આપવુ સરળ છે, પરન્તુ દાનથી ઉત્પન્ન થતા માનનો ત્યાગ કરવો મુશ્કેલ છે. નંદન મણીઆર જેવા દાનીને પણ વાવમા મમતા રહી જવાને કારણે દેડકા રૂપે જન્મ લેવો પડયો !

**દાન કરતાં ત્યાગ શ્રેષ્ઠ છે**

કેટલાંક લોકો એમ કહે છે કે, ધન મેળવીએ અને પછી સારા કામમા વાપરીએ તો શું ખોટુ છે? આ તો કીચડથી પગ બગાડવા અને પછી ધોવા જેવું છે. અનીતિથી પૈસો મેળવવો અને પછી દાન કરવું, તેના કરતાં એ રીતે પૈસો મળતો હોય તો પણ જતો કરવો, એ જ ચડીયાતુ દાન છે. દાન કરતાં ત્યાગ શ્રેષ્ઠ છે. ઉત્તરાધ્યન સૂત્રના નવમા અધ્યયનમા ઇન્દ્ર નમીરાય ઋષિને કહે છે કે, 'તમે શ્રમણ-બ્રાહ્મણોને દાન આપીને પછી પ્રવજ્યાં અંગીકાર કરવાનું રાખો તો વધારે સારૂ.'

આના જવાબમા નમીરાજ ઋષિ કહે છે કે, **जो सहस्सं सहस्साणं मासे मासे गवं दए तस्सवि संजमो सेयो अदीन्तस्सवि किंचण ॥** જે દર મહિને દસ લાખ ગાયોનુ દાન આપે તેના કરતા પણ જે ત્યાગી, સંયમી છે તે શ્રેષ્ઠ છે. આમા દાન કરતાં ત્યાગની શ્રેષ્ઠતા બતાવવામાં આવેલ છે.

**ત્યાગના દષ્ટાંતો**

આ વિશ્વમાં સારી અને નરસી બંને પ્રકૃતિના મનુષ્યો હોય

છે, સંગ્રહવૃત્તિના નમુના રૂપે મમણ શેઠનો દાખલો છે, તો અપરિગ્રહના દાખલા પણ જેવા મળે છે જૈન સાધુ-સાધ્વીઓ તો સર્વથા અપરિગ્રહધારી હોય છે તે તો સુવિદિત છે. અત્રે બીજો દાખલો જોઇએ.

ગુરુ ગોવિન્દસિંહ એકવાર યમુના નદીના કિનારે ધર્મગ્રન્થ વાંચી રહ્યા હતા, દરમ્યાનમા તેમના એક શ્રીમન્ત ભકત રઘુનાથ-દાસ નામના જમીનદાર તેમના દર્શને આવ્યા, દર્શન કરી, તેમણે બે રત્નજડિત સોનાના કડાં ગુરુ ગોવિન્દસિંહને ભેટ ધર્યાં. ગુરુ ગોવિન્દસિંહને મન આની કંઈ કિંમત ન હતી, તેમને મન માટી અને સોનું, રત્ન અને કાંકરા સમાન હતા, તે તો એક કડું આંગળી પર ફેરવવા લાગ્યા, ફેરવતા ફેરવતા કડું યમુનાના ઊંડા જળમા પડી ગયું, રઘુનાથદાસને થયું કે આ કિંમતી કડું પાણીમા જઇ પાછું કાઢી આવું, તે તરતા તરતા નદીમા પડયા, કડાને આમ તેમ ઘણું શોધ્યું, પણ કડું જડયું નહિ, તેથી થાકીને બે કલાકે બહાર આવ્યા અને બોલ્યા, 'ગુરુદેવ ! કડું જડયું નહિ, કયા પડયું છે તેની નિશાની આપો તો શોધી આવું.'

ગુરુ ગોવિન્દસિંહે બીજું કડું પાણીમા ફેંકતા કહ્યું, 'જો પહેલું કડું અહીંઆ પડયું હતું.'

પેલો જમીનદાર તો ઠંડોગાર જ થઇ ગયો!

આવા જ એક પાશ્ચિમાત્ય સંત ફ્રાન્સીસ થઇ ગયા છે; તેમના સાધુ સંઘનો એવો કડક નિયમ હતો કે કોઇથી પૈસાનો સ્પર્શ થાય નહિ, એક વાર તેમના આશ્રમમાં કોઇ માણસ પૈસો ભૂલી ગયો; તે તેમના એક શિષ્યે ઉપાડીને, ઉંચો ગોખલામાં મૂકયો. સંત ફ્રાન્સીસને જયારે આ વાતની ખબર પડી, ત્યારે તેમણે તે

શિષ્યને પ્રાયશ્ચિત આપ્યું અને તેને કહ્યું, 'તે પૈસાને હાથ વડે નહિ, પણ દાંત વડે પકડીને ઉકરડા પર ફેંકી આવ.' આ તેમનો અપરિગ્રહનો આદર્શ હતો.

પુણિયા શ્રાવક બાર આનાની જ પુંજી રાખતા હતા; તેમના પર દયા આવવાથી એક મહાત્માએ તેમના લોઢાના તવાને પારસમણીનો સ્પર્શ કરી, સોનાનો બનાવી દીધો.

પુણિયા શ્રાવકને આ વાતની ખબર પડતાં તેમણે પોતાની ધર્મપત્નીને કહ્યું કે, 'આ તવાને આપણાથી આંગળી પણ ન અડાડી શકાય; એ પારકું ધન છે; એને આપણા ઘરમાં ન રાખી શકાય.' એમ કહીને પુણિયા શ્રાવકે તે તવો ઉકરડામાં દાટી દીધો ! નવો લોઢાનો તવો ખરીદવા જેટલા તો તેની પાસે પૈસા ન હોતા, આથી બન્ને જણને ત્રણ દિવસ ઉપવાસ કરવા પડયા. ખોરાકના પૈસા આ રીતે બચાવી, તેમણે નવો લોઢાનો તવો ખરીદ્યો અને ચોથે દિવસે પારણું કર્યું. પેલા મહાત્માને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેમને પશ્ચાતાપ થયો અને પુણિયા શ્રાવકની ક્ષમા માગી.

અપરિગ્રહનો આ તેમનો આદર્શ હતો; ઉપરના દષ્ટાંતોમાં– ગુરુ ગોવિન્દસિંહ, સંત ફ્રાન્સીસ, પુણિયા શ્રાવક વગેરેને પરિગ્રહ પ્રતિ આટલી બધી ધૃણા હતી ! ત્યારે સાધારણ જીવો તો પરિગ્રના ગુલામ બનીને અસત્ય, અનીતિ, અપ્રમાણિકતા, અન્યાય, આદિ પાપોથી માંડીને વિશ્વયુદ્ધ, અણુબોમ્બ, હાઇડ્રોજન બોમ્બ આદિના મહાન પાપોનું સેવન કરી રહેલ છે ! !

જો પરિગ્રહની ગુલામીમાથી માણુસ છૂટી જાય તો વિશ્વ શાશ્વત શાંતિનો શ્વાસ લઈ શકે.

## ત્યાગી ન બની શકે તે દાની બને

તેનો અર્થ એમ પણ નથી કે દાન ન કરવું; ત્યાગ શ્રેષ્ઠ છે, પરન્તુ જે ત્યાગ ન કરી શકે તેમણે દાન તો જરૂર કરતાં રહેવું જોઇએ. ધનનો સદ્વ્યય કરવામા આવે તો તે સ્નેહીનું કામ કરે છે અને દુર્વ્યય, દુશ્મનનુ કામ કરે છે. લોઢાની તિજોરી કરતાં દાનની તિજોરી વિશેષ સલામત છે. શકિત ઉપરાંત સખાવત કરનાર જો હાસ્યપાત્ર ગણાય તો શકિત હોવા છતાં સખાવત ન કરનાર વિશેષ હાસ્યપાત્ર લેખાવો જોઇએ. અત્રે એ બાબત કહેવી જરૂરી છે કે શુભ ખાતામા કાઢેલી રકમ માણસે તરત જ વાપરી નાખવી જોઇએ, તે વાપરવામા વિલંબ કરવો તે સંપત્તિ અને પુણ્યાઇને ધક્કો મારવા સમાન છે.

## દાનના પ્રકાર

એક સમયે એક મુસલમાન ધર્મસ્થાનકમાં આવ્યો અને તેણે વંદન કરી અમારા પૂ. ગુરુદેવ પાસે પ્રશ્ન પૂછવાની રજા માગી.

પૂ. ગુરુદેવે વિના સંકોચે પ્રશ્ન પૂછવાનું કહેતા, તેણે કહ્યું, 'આપના જેવા ત્યાગીઓ આવા મકાનમાં જોયા વિના કેમ ઉતરતા હશે?'

પૂ. ગુરુદેવને થયું કે આવો પ્રશ્ન મુસલમાને કેમ પૂછયો હશે? છતાં જવાબ આપતા કહ્યું, 'ભાઇ, આ ધર્મસ્થાનક છે અને તેમાં અમે ઉતર્યા છીએ.'

તે મુસલમાને કહ્યું, 'હા, આ ધર્મસ્થાનક છે તે હું જાણું છું; પણ આ પવિત્ર સ્થાનમાં સેતાનનો પ્રવેશ થયેલ છે, તેથી આવા સેતાનવાળા મકાનમા આપ કેવી રીતે બિરાજી શકો?'

પૂ. ગુરુદેવે કહ્યું કે, 'ભાઇ, સ્પષ્ટ કહો તો ખબર પડે.

કે આપનું કહેવાનું તાત્પર્ય શું છે।'

મુસલમાને ખુલાસો કરતા કહ્યું, 'આ ધર્મસ્થાનના દરવાજા ઉપર દાની ગૃહસ્થના નામનો શિલાલેખ છે ને તે શિલાલેખથી આ મકાન સેતાનના વાસવાળું બન્યું છે, તેથી આપે આવા મકાનમાં ઉતરવું ન જોઈએ.'

કહેવાનું તાત્પર્ય એ છે કે દાનીમાં માન અને અહંતાની ભાવના હોય તો તે સેતાન સમાન છે. વર્તમાનમાં પૈસો આપનારનું નામ વધારવા માટે આવા શિલાલેખો મૂકવાનો રિવાજ છે, છતા દાનની ખરી વ્યાખ્યા સમજનાર તો પોતાનું નામ કોઈ ન જાણે તે રીતે જ દાન આપે છે.

તેથી કહ્યું છે કે, દાન આપીને મૌન રહે તે ઉત્તમ, દાન આપ્યા પછી જાહેરાત કરે તે મધ્યમ, દાન આપતા પહેલા જાહેરાત કરે તે અધમ, દાનની જાહેરાત કર્યા છતાં પણ દાન આપવાની ના પાડે યા વિલંબ કરે તે અધમાધમ.

આ ચાર પ્રકારના દાતાને તેમની પાત્રતાનુસાર ચાર ગતિ અનુક્રમે પ્રાપ્ત થાય છે. દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરક ગતિ.

## પરિગ્રહ પરિમાણની આવશ્યકતા

દાન કે ત્યાગ-એ પૈકી કોઈ પણ માર્ગે પરિગ્રહ ઘટાડવો, એ જ શાન્તિનો રાજમાર્ગ છે, પરિગ્રહ જેમ વધે છે તેમ આત્મભાવ ભૂલાતો જાય છે અને અનાત્મ ભાવ વધતો જાય છે, તેથી આત્મ ભાવને જાગૃત રાખવા માટે પરિગ્રહનું પરિમાણ બાંધી લેવાની આવશ્યકતા છે.

જેમની પાસે ધન નથી તેઓ કદાચ માની લેશે કે આ બધો ઉપદેશ ધનવાનોને આપવામાં આવેલ છે। ધન પાસે ન હોય, છતાં

ધનવાન થવાની વૃત્તિ પણ પરિગ્રહ જ છે. ધન, ધનવાનો પ્રતિનું આકર્ષણ અને ધનવાનોની ખુશામત, એ પરિગ્રહ જ છે. અપરિગ્રહી થવા માટે ધનવાન થવાની વૃત્તિનો ઉચ્છેદ કરવાની જરૂર છે.

**પરિગ્રહ મર્યાદાનુ સૂચીપત્રક**

આ વ્રતમા કઇ કઇ વસ્તુની મર્યાદા કરી લેવી જોઇએ તેની સૂચી આપવામા આવી છે

ખેતર, વાડી, બાગ, બગીચા વગેરે ખુલ્લી જમીનની;

ઘર, દુકાન, વખાર, આદિ બાંધેલા મકાનોની,

ચાંદી, સોનુ, રોકડ નાણું, ધાન્ય, પશુઓ, નોકર-ચાકર, ઘરવખરી, તાંબા-પિત્તળના વાસણોની,

વગેરેની મર્યાદા બાંધવી જોઇએ; મર્યાદા ઉપરાંત રાખવાના શાસ્ત્રકારોએ મનાઇ ફરમાવેલ છે.

**પરિગ્રહ પરિમાણમાં સ્વ-પર હિતની દૃષ્ટિની જરૂર**

ધન અને સોના રૂપાની મર્યાદાની જેમ ધાન્યની મર્યાદા પણ કરવાનું આ વ્રતમા આવે છે. અનાજ, આદિ ખાધા-ખોરાકીની વસ્તુનો વિશેષ સંગ્રહ કરવો નહિ જોઇએ. વ્યાપારી જનહિતની દૃષ્ટિયે ધાન્ય સંગ્રહ કરે તે જુદી વાત છે, પણ વિશેષ કમાણી કરવાની કુભાવનાથી સંગ્રહ કરે તો અનાજના ભાવો વધવા પામે અને ગરીબો જરૂર પુરતું પણ ખરીદી ન શકે, એક બાજુ સંગ્રહ કરનારની વખારમા અનાજ સડે અને બીજી બાજુ અનાજના અનહદ મોઘા ભાવોને કારણે, ગરીબોને અધમુઆ જેવી સ્થિતિમાં દિવસો પસાર કરવા પડે, તેથી આ બધી વસ્તુઓની મર્યાદા સ્વ-પર કલ્યાણની દૃષ્ટિયે થવી જોઇએ.

**પરિગ્રહ-મર્યાદામાં વિવેકની જરૂર**

કેટલાક પરિગ્રહની મર્યાદા કરે, પણ તેમા પોતાની પાસે

હોય તેના કરતાં આઠ દશગણું વધારે ખુલ્લું રાખે છે. આમ કરવાથી વ્રતનો આશય જળવાતો નથી. ખરું જોતાં આ વ્રત પરિગ્રહ ઓછો કરવા માટે છે. તેનો અર્થ એ છે કે પરિગ્રહ પરનું મમત્વ ઓછું કરવું એટલે જે કંઇ હોય તેમાંથી પણ ઓછું કરતાં જવું. પરિગ્રહ ઘટાડતા જવાથી જ પરિગ્રહ પાર-માણ વ્રત તેજસ્વી બની શકશે. માનવ સમાજને સુખી બનાવવા માટે અને વિવિધ ઘર્ષણોથી મૂક્ત કરવા માટે આ વ્રતની અતિ આવશ્યકતા છે.

## પાંચમા વ્રતના અતિચારો

આ વ્રતના પાંચ અતિચાર છે. **क्षेत्र वास्तु हिरण्य सुवर्ण धन धान्यदासीदास कुप्य प्रमाणातिक्रमा ।** ખેતર, ઘર, ધન-ધાન્ય, દાસ-દાસી, પશુ, ઘરવખરી, વગેરેની બાંધેલી મર્યાદાથી વધુ રાખવું તે આ વ્રતના અતિચારો છે. આ અતિચારોથી રહિત આ વ્રતનું પાલન કરવું અને પરિગ્રહનું પરિમાણ ક્રમે ક્રમે ઘટાડતાં જવુ-એ આત્મશાન્તિ પ્રાપ્ત કરવાનો અને વિકાસ સાધવાનો રાજમાર્ગ છે.

## મૂળ વ્રતોની મહત્તા

બાર વ્રતો પૈકી અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિ ગ્રહ-એ પાંચ વ્રતો મૂળ વ્રતો છે ધર્મરૂપી વૃક્ષના આ મૂળ છે. સામા યિક, પૌષધ, તપ, જપ, આદિ નિયમો ઉત્તર વ્રતો તરીકે ઓળખવામાં આવ્યા છે, એટલે કે આ વ્રતો અને નિયમો ઝાડની ડાળીઓ કે પાંદડા સમાન છે. માણુસ નાના મોટા વ્રતો કરે, પરન્તુ મૂળ વ્રત પર ધ્યાન ન આપે તો તે પાંદડે પાદડે પાણી પાવા જેવું અને મૂળને સૂકાવા દેવા જેવું થાય; કહેવાનું તાત્પર્ય એ છે કે મનુષ્યે મૂળ વ્રત તરફ પ્રથમ લક્ષ આપવું જોઇએ.

# ૬. દિગ્વિરતી વ્રત

## છઠ્ઠું દિગ્વિરતી વ્રત

જેના ઘરમાં દીવો બળતો હોય તેના ઘરમાં ચોર પ્રવેશી શકતા નથી, તેમ જેના હૃદયમાં વ્રત, નિયમ અને સયમરૂપી દીપક પ્રગટેલો હોય તેના હૃદયમા કામ, ક્રોધ, કષાય, આદિ કોઇ પણ ચોર પ્રવેશી શકતા નથી આવા પાચ વ્રતો વિષે આપણે વિચારી ગયા; હવે અત્રે છઠ્ઠા વ્રત વિષે વિચારણા કરવાની છે.

છઠ્ઠું વ્રત દિગ્વિરતી છે; પોતાની ત્યાગ વૃત્તિ પ્રમાણે પૂર્વ, પશ્ચિમ, આદિ સર્વ દિશાઓનું પરિમાણ નક્કી કરી લેવું અને તે પરિમાણની બહાર દરેક પ્રકારના અધર્મમય કાર્યથી નિવૃત્તિ લેવી, તે આ વ્રતનો ઉદ્દેશ છે. આ વ્રતનો આરાધક દિશાઓની નક્કી કરેલ મર્યાદાની બહાર કોઇ પણ પ્રકારનો ધંધો કરી શકતો નથી.

## પાંચમા વ્રતની પૂર્તિરૂપ આ વ્રત

પાંચમા અપરિગ્રહ વ્રતની પૂર્તિરૂપે છઠ્ઠું દિગ્વિરતી વ્રત છે; પાંચમા વ્રતમાં પરિગ્રહની મર્યાદા કરવામા આવે છે, જ્યારે આ વ્રતમાં દિશાઓની મર્યાદા બાંધવાનું ફરમાન છે. તૃષ્ણાને ટુંકાવવા માટે અને અપરિગ્રહની દૃઢતા માટે, આ વ્રતની આવશ્યકતા છે. મિથ્યા તૃષ્ણામા ન તણાતા, પ્રાપ્ત સાધન સામગ્રીમાં સંતોષ માની, શાન્તિમય, સાત્ત્વિક અને સેવા પરાયણ જીવન જીવવા માટેનો આ સરળ ઉપાય શાસ્ત્રકારોએ દર્શાવેલ છે. મિથ્યા દોડધામમાંથી રોકવા

માટે, બાર વ્રતમાં આ એક મહત્ત્વના વ્રતની ખાસ યોજના કરવામાં આવી છે.

## દોડાદોડ શા માટે? કોના માટે?

માનવ આજે તૃષ્ણાના પ્રવાહમાં તણાઇને, દુનિયાના એક છેડેથી બીજા છેડા સુધી દોડાડોડ કરી રહેલ છે, તે કોઈ વખતે બર્ગાના માણેક લેવા દોડે છે, તો વળી કોઈ વખતે સોના અને હીરા માટે દોડી જાય છે કોઈ વખતે આફ્રિકા કે એશિયામાં જાય છે, તો કોઇ વખતે યુરોપ અને અમેરિકાની સફર મારી આવે છે. માનવ આજે કોઇ વખત દરિયાઇ મુસાફરી કરે છે અને માછલાની માફક આગબોટમાં બેસીને દરિયો ઓળગે છે, કોઇ વખતે હવાઇ મુસાફરી કરે છે અને વિમાનમા બેસીને પંખીની જેમ ઉડે છે; તો કોઇ વખતે જમીનની મુસાફરી કરે છે અને આગગાડીમાં બેસીને પશુઓની માફક દોડે છે. આમ તે એક દિશામાંથી બીજી દિશામાં દોડાદોડ અને કુદાકુદ કરે છે, પણ ઘડી-ભર નિરાતે બેસીને આ દોડાદોડનો ધ્યેય વિચારવાની ફુરસદ તેને મળતી નથી.

## ક્ષણિક શરીર માટે આ દોડધામ છે!

માણસ વૈભવની મહેલાત ઉભી કરવા માટે આ બધી દોડધામ કરે છે, પરન્તુ તેને ખ્યાલ નથી કે જેના ઉપર તે વૈભવની મહે-લાત ખડી કરવા ચાહે છે તે શરીરરૂપી થાભલો જ પોલો છે! કવિ નઝીર કહે છે કે,

કયા સખ્ત મકા બનવાતા હય, ખમ તેરા તનકા હય પોલા;
તું ઉંચ કોટ ઉઠાતા હય, વાં ગોર ઘડેને મુંહ ખોલા.
ગઢ કોટ રહે કુલ્લા તોપ, કિલા કયા શીશા દારૂ ઔર ગોલા,

સબ ઠાઠ પડા રહે જાયેગા, જબ લાદ ચલેગા બન્જારા.

કવિ કહે છે કે, હે માનવ ! તું આટલી દોડધામ કરતાં પહેલાં જરા વિચાર તો કર ! જેના ઉપર તું મજબૂત મકાન ને ઉંચા કોટ કિલ્લા બંધાવી રહેલ છે તે શરીરરૂપી થાંભલો પોલો છે; તારે માટે ક્યારે મોઢું ઉઘાડી દીધું છે, તે તું જોતો નથી ? જ્યારે તારી વણજાર અહીંથી વિદાયગીરી લેશે, ત્યારે આ ગઢ, કોટ, તોપ, કિલ્લા, દારૂગોળા, એ બધું જ્યાંનું ત્યાં જ પડી રહેશે; માટે હે માનવ, તું જરા થોભ અને વિચાર કર.

શરીરના પોલા થાભલા પર રચાયેલી મહેલાતો ક્ષણિક છે એમ નિરંતે માણુસ વિચારે તો દિશાઓની મર્યાદા બાંધવાનું અને શાન્તિમય જીવન વિતાવવાનુ વલણ તે અવશ્ય કેળવે

## ક્ષણિક વસ્તુ આરામ આપી શકે ?

માણુસ વિચારે છે કે પહેલાં દેશ-વિદેશમાંથી ધન કમાઈ લઉં અને પછી હુ આરામથી રહીશ ! આ તેની ભ્રમણા છે. આ રીતે આજસુધીમાં આરામથી કોઈ રહી શક્યો છે ખરો ?

એક માણુસ ગંગા નદીના વહેતા પ્રવાહમાં દરરોજ સવારથી સાંજ સુધી હથોડા વડે લાકડાના ખીલા ખોડવાનો પ્રયાસ કરતો હતો, પાણી પર ખીલો મૂકીને, હથોડો મારવા જતો ત્યાં ખીલો પાણીમાં તણાઈ જતો. દિવસ ભર આમ કરતો, પણ એકેય ખીલો ખોડી શકતો નહિ !

એક દિવસ તેને ઉપાય સૂઝયો. ડાબે હાથે ખીલો પકડી રાખીને જમણે હાથે તેણે હથોડો માર્યો, ખીલો પાણીમાં નીચે ઉતરી ગયો, એટલે તે ખુશી થયો કે ખીલો ખોડાઇ ગયો ! આ રીતે બીજો ખીલો ખોડવા ગયો, ત્યાં પહેલો ખીલો પાણીમાં તરતો જણાયો !

તેની ઇચ્છા પ્રવાહમાં ખીલા ખોડી, તંબુ તાણી, નિરાંતે સૂઇ રહેવાની હતી; આ માટે તે દરરોજ સવારમાં ખીલા અને હથોડા લઈને આવતો અને સાંજ સુધી મહેનત કરતો, પરન્તુ તે એક પણ ખીલો ખોડી શક્યો નહિ !

આ માણુસને તમો કેવો કહેશો ? તેની મૂર્ખાઇ પર તમને હસવું આવશે, પણ તમો પોતે જ તેવી મૂર્ખાઇ કરી રહ્યા છો તેનું તમોને ભાન છે ખરૂં ? જે સંસાર-સરિતાના પ્રવાહમા ચક્રવર્તીઓ અને સમ્રાટો નિરાંતે નથી સૂઇ શકયા ત્યા તમે આરામથી રહેવાના મનસુબા ઘડો છો ? પાણી સ્થિર નથી, તેમા ખીલા પણ સ્થિર નથી, તેવી જ રીતે તમારાં ધન-વૈભવ અને જીવન પણ સ્થિર થતા નથી; ત્યાં તમો તે વડે આરામથી કેવી રીતે રહી શકવાના હતા ? અર્થાત્ અસ્થિર-ક્ષણિક વસ્તુ વડે આરામ મેળવવાની ઈચ્છા પાર પડી શકતી નથી.

## પાશ્ચિમાત્ય સંસ્કૃતિની અસર

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરુષાર્થ છે; આર્ય દેશોએ તે પૈકી બે પુરુષાર્થને પોતાના જીવન ધ્યેય બનાવ્યા હતા. મોક્ષ તેમનુ સાધ્ય હતું અને એ ધ્યેયને પાર પાડવા માટે ધર્મ એ સાધન હતું. પાશ્ચિમાત્ય દેશોએ કામને સાધ્ય તરીકે સ્વીકાર્યું અને તેની પૂર્તિ માટે 'અર્થ'રૂપ સાધન અપનાવ્યુ. તે કારણે તેમનું જીવન અર્થ પ્રધાન બન્યું. આજે આ ધર્મપ્રધાન દેશને પણ તે સંસ્કૃતિની હવા લાગી છે અને તેમનુ જીવન પણ અર્થ-પ્રધાન બનતું જાય છે. સમુદ્રમાં સર્વ નદીઓ વીલિન થાય તેમ 'અર્થ'ના મહાસાગરમાં તમામ ધાર્મિક પ્રવૃત્તિઓ અને સદ્દગુણો [illegible] આજે જોવામાં આવે છે

## ખોટી દોડધામનું પરિણામ

મનુષ્યમાં બે મોટી વાસનાઓ છે: ભોગ અને ઐશ્વર્ય. ઐશ્વર્ય એટલે ઈશ્વરત્વ, પ્રભુત્વ, સત્તા. એ બે વાસનાઓ જ માણુસને દોડાદોડ કરાવે છે. આઠમા સુભૂમ ચક્રવર્તી વિષે તો તમે જાણો છો. ૭ ખંડથી પણ તેને સંતોષ ન થયો, એટલે ધાતકી ખંડના બીજા ૭ ખંડ જીતવા તે નીકળ્યો. તેને થયું કે, 'બધા ચક્રવર્તી ૭ ખંડ તો સાધે જ છે; હું પણ તેટલા જ ખંડ સાધું તો તેમાં મારી મહત્તા શી? બાર ખંડ જો હું સાધી શકું તો જ મારી નામના થાય અને જીવન પર્યન્ત બાર ખંડ પર પૂર્ણ અધિકાર જમાવી શકું.'

આમ વિચાર કરી, સમુદ્રમાં તેમણે ચર્મરત્ન મૂક્યું; ચર્મ-રત્નના એક હજાર દેવતા સેવક કહેવાય છે અને તેઓ આ ચર્મરત્નને દરિયાના પાણીની સપાટી પર રાખે છે. સુભૂમ ચક્ર-વર્તીએ સેનાને દરિયો ઓળગવાનો હુકમ આપ્યો અને ધાતકી ખંડ જીતવા તે ચાલી નીકળ્યો.

એક દેવતાને વિચાર આવ્યો· 'આ સેના ક્યારે દરિયો ઓળંગે અને ક્યારે આમાંથી છૂટકારો થાય। આમા તો વર્ષોના વર્ષો નીકળી જશે, માટે દેવાંગનાને જરા મળી આવું' એમ વિચારી તે જતો રહ્યો. બીજાને પણ એવો જ વિચાર આવ્યો અને તે પણ જતો રહ્યો એક એક પછી હજારેય દેવતા જતા રહ્યા અને દેવતાઓની શક્તિથી ચર્મરત્ન તરી રહ્યું હતું તે સમુદ્રમાં ડુબી ગયું; સૈન્ય સહિત સુભૂમ ચક્રવર્તી પણ સાગર તળીએ પહોંચ્યો અને અને મરીને સાતમી નરકે ગયો.

ઐશ્વર્ય પાછળ દોડાદોડ કરીને માણસ આ રીતે પોતાનું પતન કરે છે.

આવું જ બીજું દૃષ્ટાંત જ્ઞાતાસૂત્રમાં ફરમાવાયેલ છેઃ જીનરખ અને જીનપાલ નામના બે ભાઇઓને દેશાવર કમાણી કરવા માટે જવાનો વિચાર થયો, તેઓએ પોતાની ઇચ્છા પોતાના માતપિતાને જણાવી. માત-પિતાએ કહ્યું, 'આપણી પાસે સાત પેઢી સુધી પણ ન ખૂટે તેટલું ધન છે, તો પછી દેશાવર ધન કમાવા જવાની અને મહાપરિગ્રહની ભાવના સેવવાની શું જરૂર છે? મહાપરિગ્રહની ભાવના આત્મકલ્યાણને બાધક છે, નરકાદિ દુર્ગતિમાં લઇ જનાર છે, માટે તેવી ભાવનાનો ત્યાગ કરો અને સંતોષવૃત્તિ ધારણ કરી, ધર્મારાધના કરો.'

માતપિતાએ જીનરખ અને જીનપાળને આ મુજબ સલાહ આપી, છતાં તેમને તે સલાહ ન રૂચી અને તેઓ તો દેશાવર કમાવા માટે નીકળી પડયા. મધ્ય-દરિયે તોફાન થયું અને વહાણ ડૂબ્યુ. પુણ્ય યોગે બંને ભાઈઓના હાથમાં લાકડાનું પાટિયું આવી ગયું; તેને પકડીને તેઓ દરિયાને કિનારે પહોંચ્યા, પરન્તુ જીનરખ તો તે સ્થાનના મોહમયી અને વિષયી વાતાવરણમાં ફસાઇ ગયો અને આખરે મરણ પામ્યો. જીનપાલના હૃદયમાં અકસ્માતે પરિવર્તન આવ્યું અને તેથી તે તો સીધો ઘેર ગયો; સંતોષવૃત્તિ ધારણ કરી અને છેવટે પરિગ્રહની અસારતા જાણી, દીક્ષા અંગીકાર કરી અને આત્મકલ્યાણ સાધ્યું.

જેઓ પરિગ્રહની મમતા છોડતાં નથી, તેનું આખરી પરિણામ દુઃખદ આવે છે અને જેઓ ઠોકર વાગતાં ચેતી જાય છે અને મમતા ત્યાગી દે છે તે પોતાનું કલ્યાણ સાધી શકે છે. જીનરખ-જીનપાળની વાતનો આ સ્પષ્ટ સાર છે.

**ઐતિહાસિક દૃષ્ટાંતો**

એલેકઝાન્ડરે, તે સમયે જાણીતી દુનિયા પર વિજય મેળવ્યાનું

કહેવાય છે; તે ઠેઠ હિન્દ સુધી આવ્યો હતો, પાછા ફરતી વખતે પોતાના સરદારો પાસે તે એક નાના બાળકની જેમ એક સમયે રડી પડયો અને બોલ્યો, 'હવે મારે કંઈ જીતવાનું જ નથી રહ્યું, તેથી મને દુ:ખ થાય છે.' ભાઈઓ! વિચાર કરવા જેવી આ વાત છે. આખી દુનિયા પર વિજય મેળવવા છતાં પણ તેને સંતોષ થયો નહિ. એક વિદ્વાને યથાર્થ કહ્યું કે,

'Worldly riches are like nuts, many clothes are torn in getting them, many a teeth broke in cracking them, but never a belly filled with eating them'

ધન-વૈભવ સોપારી જેવાં છે, ઝાડ પરથી સોપારી ઉતારતા ઘણાયના કપડા ફાટયા છે, સોપારી ખાતા ઘણાના દાંત તુટયા છે, તેમ છતા સોપારી ખાઇને કદી કોઇનુ પેટ તો ભરાયુ જ નથી. તેવું જ ભોગ અને ઐશ્વર્યનુ છે. તેને મેળવતા ઘણા મરી ગયા, પરન્તુ કદી કોઈએ સતોષ અનુભવ્યો નથી.

ભોગ અને ઐશ્વર્યનું મમત્વ ખરેખર મનુષ્યનું ગાંડપણ છે. એલેકઝાન્ડર પાછો ફરતા રસ્તામાં જ બેબીલોન પાસે મરણ પામ્યો હતો, તે પોતાને દેશ ગ્રીસ પહોંચી શકયો ન હતો ભોગ અને ઐશ્વર્યના ભોગવટાની વાત બાજુએ રહી ગઈ અને તે રસ્તામાં જ ખપી ગયો.

એલેકઝાન્ડરની જેમ મહમદ ગઝનીએ પણ ખૂબ ધન એકઠું કર્યું હતું. સત્તર વાર તો તે, હિન્દ ઉપર ચડાઈ કરીને આવ્યો અને લૂંટી શકાય તેટલું લૂટયુ. સોમનાથના મંદિરમાથી વીસ મણ ઝવેરાત, બસો મણ સુવર્ણ, હજાર મણ રૂપું લઇ

ગયાનું કહેવાય છે. આ ઉપરાંત અગણિત રોકડ નાણું તે લઈ ગયો હતો. આ રીતે તેણે ઘણું ધન એકઠું કર્યું હતું, પરન્તુ મરણ સમયે આમાંથી કંઈ સાથે લઇ શકાશે નહિ—એ વિચાર આવતાં બાળકની જેમ તે રડી પડયો હતો. આટલી સમૃદ્ધિ એકઠી કરવા છતાં મરણ સમયે અનાથ, નિરાધાર, બાળકની જેમ તેની કરૂણ સ્થિતિ થઈ હતી. આ છે સંપત્તિ માટેની દોડધામનું અંતિમ પરિણામ.

સિકંદરે પણ મરણ સમયે પોતાના પ્રધાનોને કહ્યું હતું કે, 'મારા બને હાથ જનાઝાની બહાર ઉઘાડા રાખજો અને મારાં જનાઝા અને કબર ઉપર લખજો કે સિંકદરે ઘણું ધન એકઠું કર્યું અને ઘણા દેશો જીત્યા, પરન્તુ તે ખાલી હાથે ગયો છે. ગરીબ હોય કે શ્રીમન્ત, દરેકને એક જ જાતનું ધાન્ય ખાવાનું છે. પાણી અને હવાનો ઉપયોગ દરેકને સરખી રીતે જ મળે છે, ધનવાનો કંઈ ધન ખાઈને જીવી શકતા નથી, ધન ખાવા કે પહેરવાના કામમાં પણ આવતું નથી, લક્ષ્મી કંઈ વૃદ્ધાવસ્થા ટાળી સુવાની આપતી નથી. આ રીતે ગરીબ અને શ્રીમન્તોને ખાવા, પીવા અને પહેરવાના સાધનો તો સરખા જ છે, છતા ધન-સંગ્રહની તૃષ્ણા રાખવામાં આવે છે તે એક જાતની મૂઢતા જ છે.

એલેકઝાન્ડરના સમયમાં ગ્રીસમાં ડાયેજીનીસ નામનો એક તત્ત્વવેત્તા થઈ ગયો.: આ બંનેની સરખામણી કરતાં એક વિદ્વાને કહ્યું છે કે,

Contentment depends not upon what we have. A tub was large enough for Diaginous, but the world was too little for Alexander.

અર્થાત્ ડાયેજીનીસને એક ટબ પુરતુ હતુ, જ્યારે એલેકઝાન્ડરને

આખી દુનિયા ટુંકી લાગતી હતી !

સુખ સંતોષમાં રહેલું છે, મહેલાતો, લક્ષ્મી કે સત્તામાં નહિ. આ પરિસ્થતિ ધ્યાનમાં લઈને શાસ્ત્રકારોએ દિશાઓની મર્યાદા બાંધવાનો ઉપદેશ આપ્યો છે, શાન્તિમય જીવન જીવવાનો આ જ ઉપાય છે.

## વ્યાપાર ક્ષેત્રે દિશા મર્યાદાની ઉપયોગિતા

આજે માણસો બીજા પ્રાંત કે બીજા દેશોમાં જઈને ધંધો કરે છે અને ત્યાંના વેપાર-ધંધાઓ પોતાને કબજે કરે છે, તેથી ત્યાંના વતનીઓના ધંધા છીનવાઈ જાય છે આ પ્રવૃત્તિ પરદેશી વ્યાપારીઓ અને તે દેશના વતનીઓ વચ્ચે ઘર્ષણ ઉભું કરે છે માણસે સર્વ દિશાઓની મર્યાદા બાંધી લીધી હોય તો આવા પ્રકારના સંઘર્ષણો થવા પામે નહિ.

દિશાની મર્યાદા બાંધવાથી, બહારના દેશોમાંથી માલ મગાવી શકાય નહિ તેમ માલ મોકલી શકાય નહિ આ જાતની દિશા મર્યાદા કરવામાં આવે તો બીજા દેશો પર આધાર રાખવાની વૃત્તિ દૂર થાય અને પોતાના દેશને ઉત્પાદનની બાબતમાં સ્વતંત્ર કરવાની વૃત્તિ જાગે. વિદેશી માલ આવતો બંધ થાય તો વિદેશના વ્યાપાર કરવા માટેના બંદરો મેળવવા માટે થતા મહા વિશ્વયુદ્ધો બંધ થાય, વિશ્વયુદ્ધો બંધ થાય તો અણુબોમ્બ તથા હાઇડ્રોજન જેવા વિનાશી બોંબોને બદલે માનવ હિતની તથા શાન્તિવર્ધક શોધો થવા પામે આ રીતે અબજો રૂપીઆનો નાશ થતો અટકે અને તેનો આમ જનતાના હિત માટે ઉપયોગ થવા પામે.

## આરામ અને સંતોષ, મર્યાદામાં છે

પશ્ચિમના એક દેશનો બાદશાહ પાયરસ જ્યારે યુદ્ધ કરવા

નીકળ્યો, ત્યારે એક તત્ત્વવેત્તાએ પૂછ્યું, 'મહારાજ આપ ક્યાં જઇ રહ્યા છો ?'

બાદશાહે ઉત્તર આપ્યો, 'ઈટાલી જીતવા જઈ રહ્યો છું.'

ફરી તત્ત્વવેત્તાએ પૂછ્યું, 'ઇટાલીને જીતીને શું કરશો ?'

બાદશાહે કહ્યું, 'પછી આફ્રિકા જીતીશ'

તત્ત્વવેત્તાએ ફરી પૂછ્યું, 'પછી શું કરશો ?'

બાદશાહ બોલ્યો, 'પછી આરામથી રહીશ.'

ત્યારે તત્ત્વવેત્તાએ કહ્યું, 'તો પછી અત્યારથી જ આરામમાં કેમ નથી રહેતા ? શુ યુદ્ધ પછી જ આપને આરામ મળી શકે તેમ છે ? શુ અત્યારે આપને ખાવા પીવા, રહેવા કે પહેરવાની કશી મુશ્કેલી છે ?'

તત્ત્વવેત્તાએ પાયરસને પૂછેલો પ્રશ્ન જ મારે આપ સૌને પૂછવાનો છે. આજે જેઓ અમેરિકા અને યુરોપની મુસાફરી કરી રહેલ છે તેમને મારે એક જ પૂછવાનું છે કે શું આપને અત્યારે ખાવા, પીવા, રહેવા કે પહેરવાની કશી મુશ્કેલી છે ? ખરી વાત એ છે કે આજે માનવીને કોઈ જાતની મર્યાદા નથી; મર્યાદા ન હોવાને કારણે જ આ બધી દોડધામ છે, આ દોડધામમાં નથી આરામ કે નથી સંતોષ. માનવની વૃત્તિ ધ્યાનમાં લઇને જ, શાસ્ત્રકારોએ છઠ્ઠા વ્રતની રચના કરી છે–જેથી માનવ મિથ્યા દોડધામમાંથી અટકે અને શાન્તિનો શ્વાસ લે.

## આ વ્રતના પાંચ અતિચારો

આ વ્રતના પાચ અતિચાર છે : ऊर्ध्वाधरितर्यग् व्यतिक्रमः क्षेत्रवृद्धि स्मृत्यंतर्धानानि । ઉચી, નીચી અને તીર્યગ્ દિશાઓનુ ઉલ્લંઘન કરવું, એક દિશાની મર્યાદા ઓછી કરી, બીજી

દિશામાં વધારો કરવો, મર્યાદા ભૂલી જવી અથવા સંદેહ પડવા છતાં મર્યાદાથી આગળ વધવુ—એ આ વ્રતના પાંચ અતિચાર છે.

આ વ્રતના આરાધકે આ અતિચારોથી દૂર રહેવુ જોઇએ. આ વ્રતનુ આરાધન, માનવીનું જીવન સંતોષમય અને શાન્તિમય બનાવે છે. આપ આ જીવનની મહત્તા વિચારશો અને જીવનમાં ઉતારશો તો આપના જીવનને ખોટી દોડધામથી બચાવી શકશો અને શાન્તિમય જીવન જીવી શકશો.



## ૭. ઉપભોગ પરિભોગ પરિમાણ વ્રત

### ઉપભોગ પરિભોગ પરિમાણ વ્રત

દિવાસળી ઘસ્યાથી તેજ પ્રગટે છે તેમ ભોગોપભોગની ઇચ્છાઓનો નિરોધ કરવાથી જીવનમાં તેજ પ્રગટે છે. સાતમું વ્રત તે માટે યોજાયેલ છે.

ઉત્તરાધ્યયન સૂત્રના તેરમા અધ્યયનમાં ભગવાન મહાવીર ફરમાવે છે કે,

**बालाभिरामेसु दुहावहेसु न तं सुहं कामगुणेसु रायं।**
**विरत्त कामाण तवो धणाण जं भिक्खुणं सीलगुणे रयाणं॥**

કામભોગથી જે નિવૃત્ત થયેલ છે, તપ એ જ જેનું ધન છે, શીલ ગુણમાં જ જે રાત્રિ દિવસ મગ્ન રહે છે તેવા સાધુ પુરુષોને જે સુખ છે તે સુખ, અજ્ઞાનીઓ જેમાં રાચે છે, દુઃખ જેનું પરિણામ છે એવા કામભોગની અંદર નથી; તેથી સાચું સુખ મેળવવા માટે ભોગોપભોગની ઇચ્છાઓ પર નિયમન કરવું જોઇએ.

### વિલાસી જીવન દુઃખરૂપ છે

થીઓડોર પારકર નામના એક અંગ્રેજ વિદ્વાન કહે છે કે, A life merely of pleasure or chiefly of pleasure is always a poor and worthless life, not worthy the living, always unsatisfactory in its course, always miserable in its end. ભોગી કે

વિલાસી જીવન કિંમત વગરનું પામર જીવન છે, એવું જીવન જીવવા યોગ્ય નથી, વિલાસી માણસને હમેશા અસંતોષ રહ્યા કરે છે અને તે દુઃખમા પરિણમે છે.

બીજા એક લેખક લખે છે કે, A man of pleasure is a man of pain. વિલાસી માણસ દુખનો શિકાર બને છે. ભોગવૃત્તિ જ્યારે પ્રબળ બને છે, ત્યારે તમામ સદ્ગુણો નાશ પામે છે. આ જ વાત સુંદર શબ્દોમા બીજી રીતે મૂકવામાં આવેલ છે Pleasure's coach is a virtue's grave. ભોગનું આસન સદ્ગુણોની કબર બની જાય છે.

ઘણા ખરા ભોગો તો માણસને ન મળે ત્યા સુધી જ આકર્ષક લાગે છે. કહ્યું છે કે, Most pleasures like flowers, when gathered die ફૂલો છોડવા ઉપર સુંદર દેખાય છે, પણ છોડવા ઉપરથી ચુટી લધા પછી તેનુ સૌન્દર્ય હણાઇ જાય છે, તેમ ભોગો પ્રાપ્ત ન થયા હોય ત્યાં સુધી તે સુંદર લાગે છે, પણ પ્રાપ્ત થયા પછી તેમા રસ રહેતો નથી.

ઉત્તરાધ્યયન સૂત્રના ચૌદમા અધ્યયનમાં ફરમાવેલ છે કે, **खणमित्त सुक्खा बहुकालदुक्खा** અર્થાત્ ભોગોથી ક્ષણમાત્રનું સુખ પ્રાપ્ત થાય છે, ત્યારે તેના પ્રાયશ્ચિત રૂપે ઘણા લાબા સમય સુધી દુઃખ ભોગવવું પડે છે, આવા ક્ષણિક સુખવાળા ભોગો ધીર પુરૂષે ત્યાગવા ઘટે છે.

હરબર્ટના શબ્દોમાં કહીએ તો fly the pleasure that bites to-morrow. ભમરો કરડે છે તે આપણે જાણીએ છીએ અને તેથી નજીક આવતાં જ તેને ઉડાડી દઇએ છીએ; તેવી જ રીતે હરબર્ટ કહે છે કે જે ભોગો આવતી કાલે કરડવાના છે તેને નજીક આવતાં પહેલા જ ઉડાડી દેવા, એ ડહાપણભર્યું છે.

ભોગોના સુખની ક્ષણિકતા અને તેના પરિણામે આવતા દુઃખની દીર્ઘતા જોઈને, શાસ્ત્રકારોએ સાતમા વ્રતમા ઉપભોગ પરિભોગનું પરિમાણ કરવાનું ફરમાવ્યું છે.

## ઉપભોગ-પરિભોગની મર્યાદા

આ વ્રતમાં ઉપભોગ-પરિભોગની વસ્તુઓની મર્યાદા કરવાની હોય છે. ઉપભોગ એટલે એક વાર ભોગવાય તેવી ભોજન, પેય, આદિ પદાર્થો. પરિભોગ એટલે વારવાર ભોગવાય તેવી વસ્તુઃ વસ્ત્ર, ઘરેણા, આદિ પદાર્થો. આ બંને પ્રકારના પદાર્થોનુ પ્રમાણ નક્કી કરવું તે ઉપભોગ–પરિભોગ પરિમાણ વ્રત છે.

આ વ્રતના બે પ્રકાર છે એક ભોજન સબંધી અને બીજું કર્મ સબંધી. ઉપભોગ પરિભોગની વસ્તુઓની મર્યાદા બાંધી લેવી તે ભોજન સંબંધી ઉપભોગ–પરિભોગ પરિમાણ વ્રત કહેવાય, અને ઉપભોગ–પરિભોગની વસ્તુઓની પ્રાપ્તિ માટે જે ઉદ્યોગ–ધંધા કરવા પડે તેનાં પ્રમાણ અને પ્રકાર નક્કી કરવાં તે કર્મથી ઉપભોગ–પરિભોગ પરિમાણ વ્રત છે.

આ વ્રતમાં ઉપભોગ–પરિભોગની ૨૬ વસ્તુઓની મર્યાદા કરવાનું દર્શાવવામા આવેલ છે; તે નીચે મુજબ છે :

૧. શરીર અને હાથ લુછવાના ટુવાલ વગેરેની મર્યાદા; ૨. દાતણની, ૩. ખાવા અને વાપરવાના ફળોની, ૪. તેલાદિ શરીરે મર્દન કરવાની વસ્તુઓની, ૫. પીઠી, વગેરે શરીરે ચોળવાની વસ્તુઓની, ૬. નહાવાના પાણીની, ૭. વસ્ત્રની, ૮. સુખડ વગેરે વિલેપનની, ૯. ફૂલની, ૧૦. ઘરેણાની, ૧૧. ધૂપની, ૧૨. પીણાઓની, ૧૩. પકવાનની, ૧૪. ચોખા, વગેરે ધાન્યની, ૧૫. કઠોળ તથા દાળ, વગેરેની, ૧૬. ઘી, માખણ, દૂધ, દહી, ગોળ, ખાંડ, સાકર, આદિ વિગયની; ૧૭. કાચા શાકભાજીની; ૧૮. મધુર ફળ એટલે

વેલાના ફળ તરબુચ, કોળુ, દ્રાક્ષ, આદિની; ૧૯. ખાવાની વસ્તુઓની; ૨૦. પાણીની, ૨૧. મુખવાસ સોપારી, લવીંગ આદિની; ૨૨. બેસવાના વાહનની, ૨૩. પગરખાની; ૨૪. સુવા-બેસવાના સાધનની, ૨૫. સચેત વસ્તુની, ૨૬ ખાવાના પદાર્થ માત્રની મર્યાદા.

આ ઉપરાંત દેશકાળ અનુસાર બીજી જે જે વસ્તુઓ ઉપભોગ-પરિભોગમા આવતી હોય તેની મર્યાદા પણ આ વ્રતના આરાધકે કરવી જોઇએ.

મર્યાદા બાંધવામાં પણ વિવેક રાખવાની જરૂર છે, જેમાં બહુ જ અધર્મનો સંભવ હોય તેવા ખાન-પાન, ઘરેણાં, કપડાં, વાસણ, વગેરેનો ત્યાગ કરી ઓછા અધર્મવાળી વસ્તુઓનું પરિમાણ બાધવુ જોઇએ

## ખાન-પાનની વસ્તુઓના પ્રમાણની મર્યાદા

ખાન-પાનની વસ્તુઓની મર્યાદા બાધવાની સાથે તેના દૈનિક વપરાશના પ્રમાણની મર્યાદા બાધવી જોઇએ. ખાન-પાનના પ્રમાણની મર્યાદા ન કરી હોય તો માણસ માપ વગરનું ખાઇ બેસે છે, જઠર માગે તેટલા પ્રમાણમા નહિ, પરન્તુ સ્વાદેન્દ્રિય માગે તે મુજબ આજે માણસ ખાતો જોવામાં આવે છે, તેથી સ્વાદેન્દ્રિય પર કાબુ લાવવા માટે અને પ્રમાણસર ખવાય તે માટે ખાન-પાનની વસ્તુઓના દૈનિક વપરાશનું પ્રમાણ બાંધવાની પણ જરૂર છે

રોમના એક સીઝર બાદશાહ માટે કહેવાય છે કે તેને સ્વાદિષ્ટ વસ્તુઓ ખાવાનો અત્યંત શોખ હતો; તે રોજ રોજ નવી નવી અનેક વાનીઓ કરાવતો અને બધામાંથી થોડું થોડું ખાતો. પેટ ભરાઈ જાય અને વાનીઓ ખાવાની બાકી રહી જાય તો ઉલટી થાય તેવું ચૂર્ણ ખાઇને ઉલટી કરતો અને પેટ ખાલી થયે, તે બાકીની વાનીઓ આરોગતો. સ્વાદ લોલુપતાએ તેને આખરે રોગનો ભોગ બનાવ્યો અને તે અકાળ મૃત્યુ પામ્યો.

આજે ઉલટી કરીને ખાનારા સીઝર જેવા માણસો કદાચ જોવામાં નહિ આવે, પરન્તુ ઉલટી કે ઝાડા થાય અથવા પેટ દુઃખવા આવે કે અજીર્ણ અને ગેસ થાય ત્યાં સુધી સ્વાદને ખાતર ખાનારા સીઝરના નાના ભાઇઓ તો જરૂર મળી આવશે! શરીર નિરોગી રહે, સ્વાદેન્દ્રિય પર સંયમ રહે અને મન કાબુમાં રહે તે માટે ખાન-પાનની ગણત્રી સાથે તેનું માપ પણ નક્કી કરવાની જરૂર છે.

## ઓછામાં ઓછી વસ્તુઓ ખુલ્લી રાખો

આ વ્રતમાં ઉપભોગ-પરિભોગનું પરિમાણ બાંધવા માટેની સૂચી આપવામાં આવી છે, તેનો અર્થ કોઈ એમ ન કરે કે આ સૂચીમાં આપવામાં આવેલ બધી વસ્તુઓ ઉપભોગ-પરિભોગ માટે જ છે. આ સૂચીમાં કેટલીક વસ્તુઓ એવી છે કે જે વિના જીવન સરળ તાથી ચાલી શકે છે, એટલે આ વસ્તુઓ પૈકી પણ જરૂરીઆત પૂરતી જ વસ્તુઓ ઉપભોગ-પરિભોગ માટે ખુલ્લી રાખવી જોઇએ, બિન-જરૂરી વસ્તુઓનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.

## અપ્રાકૃતિક વસ્તુઓ ત્યાગવી ઘટે

જ્યાં ભોગ છે ત્યા રોગ છે, તે કથન યથાર્થ છે, આજે ખાન-પાનની મર્યાદાના અભાવે વર્તમાને કેટલાયે મનુષ્યો પશુ-પક્ષીઓથી પણ વિશેષ સ્વચ્છંદી બનેલા જોવામાં આવે છે, પક્ષીઓ તો રાત્રે ખાતાં પણ નથી, ત્યારે મનુષ્યને માટે આવો કોઇ નિયમ નથી! મનુષ્યો તો રાત્રે પણ દિવસની જેમ મરજી પડે ત્યારે ખાય છે!!

પશુ-પક્ષીઓનું ખાન-પાન પ્રાકૃતિક હોય છે, ત્યારે મનુષ્યોએ પોતાનું જીવન અનાવશ્યક અને અપ્રાકૃતિક બનાવેલ છે. ચા, બીડી, તમાકુ, ગાંજો, અફીણ, જેવા વિષારી પદાર્થોને પશુઓ સુંઘતા

પણ નથી, ત્યારે માનવો તે વસ્તુઓના ગુલામ બનતા જાય છે.

આ ખાનપાનની અમર્યાદાને કારણે નવા નવા રોગો પણ વધી રહ્યા છે.

## અમર્યાદિત ખાન-પાનનું પરિણામ

શ્રી જ્ઞાતા સૂત્રમાં ફરમાન છે કે કેટલાંક મુસાફરો અજાણ્યા જંગલમાં ગયા, ત્યાં દેખાવમાં સુંદર, પરન્તુ અજાણ્યા ફળ કેટલાકે ખાધાં ને ત્યાં જ મરણ પામ્યા, જેમણે અજાણ્યા ફળ ન ખાવાની મર્યાદા હતી, તેમણે તે ફળ ન ખાધા અને તેથી તેઓ બચી ગયા.

આ વાત આપણને ખાવાપીવા'ની વસ્તુઓની મર્યાદા કરવાની આવશ્યકતા દર્શાવે છે આજના વિલાસી યુગમાં તો ખાનપાનની વસ્તુઓની મર્યાદાની ખાસ જરૂર છે.

## ઉણોદરી તપ

ભુખ હોય તેથી ઓછુ ખાવું તેને શાસ્ત્રકારોએ ઉણોદરી નામનું તપ કહેલ છે, તે તપ કરવાથી શરીર પણ નિરોગી રહે છે ને બગડેલ સ્વાસ્થ્ય દિવસે દિવસે સુધરતું જાય છે. શ્રી આચારાંગ સૂત્રમાં પ્રભુ મહાવીરના જીવન પ્રસંગમાં ફરમાન છે કે, 'ભગવાનનું શરીર નિરોગી હતુ, છતાં પ્રભુ ઉણોદરી તપ કરતા હતા.'

ઉણોદરી તપ નિરોગી શરીર માટે પણ અનેક દ્રષ્ટિયે ઉપયોગી છે. આ તપની મહત્તા આજે ભુલાઈ ગઈ છે, તેને મહત્ત્વ આપવાની ખાસ જરૂર છે.

## આભૂષણની બિનજરૂરીઆત

દાખલા તરીકે આભૂષણોની જીવન માટે કશી જ જરૂર નથી. પુરુષોને આભૂષણની જરૂર નથી, તો બહેનોને શા સારૂં જરૂર પડે!

ખરું જોઇએ તો સ્ત્રીઓને ગુલામ બનાવી રાખવા માટે પુરુષોએ શોધેલ આ કીમિયો છે. આભૂષણુથી સજ્જ સ્ત્રીના અંગેઅંગ બંધાયેલા રહે છે, નાક ને કાનમાં કુદરતી રીતે આભૂષણ પહેરવાની અનુકૂળતા નથી, એટલે નાક અને કાનમાં છેદ પાડવા પડે છે. આ અકુદરતી છે. સ્ત્રીના નાક-કાન, હાથ-પગ, આંગળીઓ, કાંડું, ગળું, કમર, વગેરે અંગો આભૂષણુરૂપી બેડીથી સદા બંધાયેલ રહે છે. આના જેવી સ્ત્રીઓની પામર દશા બીજી કઇ હોઇ શકે!

બ્હેનોએ આ બંધનોને ફગાવી દેવા જોઇએ. બ્હેનો આભૂષણોનો મોહ ત્યાગશે તો પોતાના પતિને અનેકવિધ પાપ-પરંપરાઓમાંથી બચાવી શકશે. સૌભાગ્યચિહ્ન તરીકે બ્હેનો એક લાકડાની ચુડી અને કંકુનો ચાંદલો રાખી શકે છે, પરંતુ તે સિવાય તમામ આભૂષણોનો ત્યાગ કરવામાં જ બ્હેનોનું ભૂષણ છે શાસ્ત્રકારોએ કહ્યું છે કે आभरणा भारा । સર્વ આભૂષણ ભારરૂપ છે.

## બ્હેનોના ખરા આભૂષણો

બ્હેનોના સૌન્દર્યમા સોના, રૂપા અને હીરા મોતીના આભૂષણો વૃદ્ધિ નહિ કરી શકે, શીલ, સેવા, સદાચાર અને સાદગી વડે જ તેઓ દીપી ઉઠશે.

ન્યાયમૂર્તિ રામશાસ્ત્રીનું નામ તમે સાંભળ્યું હશે, તે અત્યંત સાદું જીવન વિતાવતા હતા. તેમના જીવનનો એક પ્રસંગ છે.

રાજા માધવરાવ પેશ્વાના તેઓ ગુરુ હતા. માધવરાવને તેમના પર અત્યંત ભક્તિ અને શ્રદ્ધા હતી; તેમણે રામશાસ્ત્રીને મુખ્ય ન્યાયાધિશ બનાવ્યા હતા. રામશાસ્ત્રી પણ ધર્મરાજા જેવા સત્યવાદી હતા; તે કદી જીંદગીમાં જુઠું બોલ્યા નહિ હોય.

એક સમયે બેસતા વર્ષને દિવસે રામશાસ્ત્રીના ધર્મ પત્નિ

રાજમહેલમાં રાણીઓને મળવા ગયા; તેમના શરીર પર સાદા કપડાં સિવાય કંઈ હતું નહિ; રાણીઓને થયું કે, 'આ ગુરુપત્નિ કેવા ગરીબ જેવા દેખાય છે!' એમ વિચારી તેઓએ ગુરુપત્નિનું શરીર સોના રૂપાના દાગીનાથી અને કિંમતી પોષાકથી શણગારી દીધું અને સોનાની પાલખીમાં બેસાડીને તેમને વિદાય કર્યા.

પાલખી ઘર આગળ આવી, એટલે પાલખીવાળાએ બારણું ખખડાવ્યું, રામશાસ્ત્રી તો બારણું બંધ કરીને, મનુસ્મૃતિ વાંચતા હતા. તેમણે બારીમાંથી નજર કરી તો પોતાની પત્નિને સોનાની પાલખીમાં બેઠેલી જોઈ. શાસ્ત્રીએ કમાડ ઉઘાડવાને બદલે પૂછ્યું: 'કોણ છે? કોનું કામ છે?' પાલખીવાળાએ ખુલાસો કર્યો ત્યારે શાસ્ત્રીએ કહ્યું, 'ખોટી વાત, આટલા બધા ઘરેણા પહેરીને અને સોનાની પાલખીમાં મારી પત્નિ હોય જ નહિ, એ તો બીજી કોઈ બાઈ હશે, તમે ઘર ભૂલ્યા લાગો છો.'

શાસ્ત્રીજીના પત્નિ પોતાના પતિનો કહેવાનો ભાવાર્થ સમજી ગયા; તેમણે પાલખીવાળાને પાલખી પાછી ફેરવવાનું કહ્યું. રાજમહેલમાં જઈ, તમામ વસ્ત્રાલંકારો અને કિંમતી કપડા ઉતારી નાખ્યા અને પોતાના અસલ સાદા કપડા પહેરી લીધા. શાસ્ત્રીના પત્નિ પગે ચાલીને ઘેર આવ્યા અને કહ્યું, 'સ્વામીનાથ, હવે બારણું ઉઘાડશો ને?' રામશાસ્ત્રીએ બારણું ઉઘાડતાં કહ્યું, 'હવે તું મારી સ્ત્રી ખરી. સોનારૂપાના ઘરેણાંથી દેહને શણગારવો એ તો અજ્ઞાની લોકોનું કામ છે. આપણે તો સાદાઈ, સદાચાર, સેવા અને સુનીતિના જ ઘરેણા પહેરવાના હોય.'

શાસ્ત્રીજીના આ શબ્દો બ્હેનોએ ખાસ યાદ રાખવા જેવા છે. દેરાણી-જેઠાણી વચ્ચે ઝઘડા કરાવનાર અને ગૃહકલેશ વધારનાર આભૂષણોનો પ્રશ્ન ઉપભોગ-પરિભોગ પરિમાણ વ્રતમાં બ્હેનોએ

ખાસ વિચારવાનો રહે છે.

## અમર્યાદિત ઉપભોગ-પરિભોગની વૃત્તિ

શરીર ટકાવવા માટે હવા, પાણી, અનાજ અને વસ્ત્રની આવશ્યકતા છે. હવા અને પાણી તો બધાને સહજ પ્રાપ્ત છે, બાકી રહ્યાં અનાજ અને વસ્ત્ર. શું આ બે વસ્તુઓ માટે દુનિયા દોડાદોડ કરી રહી છે? ના, તેમ નથી; જમીનના એક નાના ટુકડામાં માણસ પોતાની જરૂરિયાત પુરતુ અનાજ અને વસ્ત્ર માટે રૂ તૈયાર કરી શકે છે. આ બધી દોડાદોડી તો છે અમર્યાદિત ઉપભોગ અને પરિભોગ માટે, વૈજ્ઞાનિક શોધખોળો દિન-પ્રતિ-દિન વધતી જ જાય છે, પરંતુ તેની પાછળ ઉપભોગ-પરિભોગની જ વૃત્તિ રહેલી છે. અણુબોમ્બની શોધના મૂળમા પણ તે વૃત્તિનુ જ પોષણ રહેલું છે

એક માણુસ બે માઇલ પગે ચાલીને જઇ શકે છે; તેને બદલે આજે માણુસ તે માટે હજારો રૂપિયાની મોટર રાખે છે અને નોકર તેમ જ પેટ્રોલનું હજારો રૂપિયાનું ખર્ચ વધારે છે; એક પૈસાના વાસના પંખાથી હવા ખાઈ શકાય, તેને બદલે આજે માણુસ વિજળીના પંખાથી હવા ખાઇ રહેલ છે. વાંસનો પંખો તો હાથે ચલાવી શકાય છે, પરન્તુ વિજળીના પંખા માટે તો વિજળી-ઘર [પાવર હાઉસ] ઊભું કરવું પડે છે. તેટલો જ ફરક સાદા અને વિજળીના દીવામાં રહેલો છે.

આ રીતે માનવી ઉપભોગ-પરિભોગ માટે અનેક પ્રમાણુમાં આરંભ સમારંભ કરી રહેલ છે. તેમાં કોઇ મર્યાદા તેણે સ્વીકારી નથી અને તેને પરિણામે આજે કેટલાયે અનિષ્ટો ઉદ્દભવવા પામ્યાં છે.

## ભોગોપભોગઃ નરકની ખાણ

ભોગાસક્ત પુરુષને નરકના દુઃખો સહન કરવા પડે છે; ત્યારે

ભોગના ત્યાગીને સ્વર્ગ ને અપવર્ગનાં સુખો પ્રાપ્ત થાય છે. ગુલાબના ફૂલની સુગંધ લેવા જનારને કાંટાનો દુઃખ પણ સહન કરવો પડે છે તેમ ભોગના ભોગીને પણ વેદના સહન કરવી પડે છે.

જ્ઞાતાસૂત્રમાં પુંડરીક અને કુંડરીક બે રાજકુમાર ભાઈઓનું વર્ણન આવે છે કુંડરીક રાજ્યભોગોનો ત્યાગ કરી, દીક્ષા અંગીકાર કરે છે અને પુંડરીક રાજગાદીએ બેસે છે. રાજગાદી ભોગવવા છતાં તેનું દીલ વૈરાગ્યમાં રમી રહ્યું હતું. રાજ્યની વ્યવસ્થા કરતાં રહેવા છતાં તે શ્રાવકના વ્રતો પાળતા હતા.

કેટલાક સમય બાદ મુનિ કુંડરીક રાજા પુંડરીકની રાજધાનીમાં આવે છે અને ત્યાં જ લાંબો વખત રહેવાથી, ભોગોપભોગ તરફ તેમનું મન આકર્ષાય છે. આથી ભાઈ પાસે તે રાજ્યની માગણી કરે છે, પુંડરીક ભાઈને સંયમમાં સ્થિર કરવા માટે, સંયમથી થતા લાભો અને ભોગથી થતાં નુકશાનો સમજાવે છે, છતાં મુનિ કુંડરીકનું મન સંયમમાં સ્થિર થતું નથી, છેવટે કુંડરીકને રાજ્ય સોંપી પુંડરીક મુનિપણું અંગીકાર કરે છે કુંડરીક આસક્તિપૂર્વક ખૂબ ભોગો ભોગવે છે, ભોગને કારણે રોગોનો ભોગ બને છે અને ત્રણ દિવસમાં આયુષ્ય પૂર્ણ કરીને, સાતમી નરકે જાય છે. ત્યાં તેત્રીસ સાગરોપમની સ્થિતિ પ્રાપ્ત કરે છે.

બીજી બાજુ પુંડરીક મુનિ અત્યંત પવિત્ર ભાવે શુદ્ધ સંયમની આરાધના કરે છે અને તે પણ ત્રણ દિવસમાં આયુષ્ય પૂર્ણ કરી, સર્વાર્થસિદ્ધ વિમાનમાં જાય છે અને તેત્રીસ સાગરોપમની સ્થિતિ પ્રાપ્ત કરે છે

એકને ભોગોપભોગની આસક્તિને લીધે તેત્રીસ સાગરોપમ સુધી સાતમી નારકીની તીવ્ર વેદના ભોગવવી પડે છે, ત્યારે ભોગના ત્યાગી બીજાને તેત્રીસ સાગરોપમ સુધી અનુત્તર સુખોની પ્રાપ્તિ

થાય છે। ભોગના ભોગ અને ભોગના ત્યાગ વચ્ચે આટલો બધો તફાવત રહેલો છે. ભોગોથી મળતું સુખ ક્ષણિક હોઈ અને તેના પરિણામ સ્વરૂપે ભોગવવું પડતુ દુઃખ અનેકગણું વધારે હોઇ, ભોગની મર્યાદા પણ ક્રમશઃ ઓછી કરતી જવાની આવશ્યકતા છે

## ભોજન સંબંધી પાંચ અતિચાર

ભોજન સંબંધી ઉપભોગ પરિભોગ પરિમાણ વ્રતના પાચ અતિચાર છે તે આ મુજબ છે: **'सचित्त सम्बद्ध संमिश्राऽभिषव दुष्पक्वाहारा.'**

કોઈ પણ વનસ્પતિ વગેરે સચેતન પદાર્થનો આહાર, સચેત વસ્તુને લાગેલી અચેત વસ્તુનો આહાર, થોડી પકવેલી વસ્તુ—જે પૂર્ણ અચેત થઈ ન હોય તેવી વસ્તુનો આહાર, માદક દ્રવ્ય અથવા જેમાં થોડુ ખાવાતુ અને વધારે ફેંકી દેવાતું હોય તેવી વસ્તુનો આહાર, તથા અધકચરી રાધેલી વસ્તુઓનો અહાર-આ પાંચ ભોજન સબંધી અતિચાર છે સાતમા વ્રતના આરાધકે તે અતિચારના દોષમાંથી મૂકત રહેવુ જોઈએ.

## કર્મ સંબંધી પંદર અતિચારો

ઉપભોગ પરિભોગ પરિમાણ વ્રત બે પ્રકારનુ છે એમ પહેલા કહેવામાં આવેલ છે. તે આ પ્રમાણે છે. **उपभोग परिभोग परिमाण वए दुविहे पन्नत्ते तंजहा भोयणओय कम्मओय॥** ભોજનથી અને કર્મથી-એમ બે પ્રકારે આ વ્રત છે. ભોજનના અતિચાર ઉપર કહેવામા આવેલ છે, હવે કર્મ સબંધી પદર અતિચારો જોઈએ.,

કર્મ એટલે આજીવિકા માટેનો વ્યવસાય અથવા ઉપભોગ-પરિભોગના પદાર્થો મેળવવા માટેનો ઉદ્યોગ. તે કર્મવિષયક ઉપભોગ

પરિભોગ પરિમાણ વ્રતના ૫ દર અતિચાર છે

લાકડા બાળી કોલસા બનાવવાનો ધંધો; જંગલો ખરીદી તેના લાકડાં કાપી વેચવાનો ધંધો; બળદ ગાડી વગેરે વેચવાનો ધંધો; માટી, પથ્થર, હીરા, માણેક, વગેરે માટે ખાણો ખોદાવી તે વેચવાનો ધંધો, હાથીદાંત વગેરેનો ધંધો; લાખ વેચવાનો ધંધો, દારૂ આદિ નશાની વસ્તુનો તથા અફીણ, સોમલ, આદિ ઝેરી વસ્તુનો ધંધો; યંત્રો તથા કારખાના દ્વારા માલ ઉત્પન્ન કરવાનો વ્યવસાય; આ બધા વ્યાપારોની ગણત્રી કર્માદાનમા કરવામા આવી છે આ અને આવા બીજા મહારંભી વ્યવસાયો ત્યાજ્ય સમજવા જોઈએ.

જીવનની જરૂરીઆત ઘટાડવાની સાથે અલ્પ જરૂરીઆત મેળવવા મટે વ્યાપાર પણ વધુમાં વધુ અહિંસક હોવો જોઇએ; એટલું જ નહિ પણ વ્યાપારમા સત્ય, નીતિ અને પ્રમાણિકતાનુ પૂર્ણપણે પાલન કરવુ જોઈએ

## અનાર્ય ધંધાઓ માનવ સમાજને અહિતકર છે

શાસ્ત્રકારોની દૃષ્ટિ માનવ સમાજનું શ્રેય સાધવાની અને અહિંસાનુ પાલન વ્યાપક બનાવવાની છે, તે દૃષ્ટિએ તેમણે માનવ સમાજને અહિતકર અને હિંસક વ્યાપારોનો નિષેધ ફરમાવેલ છે; આજે દુનિયામાં મહારંભી, હિંસક અને માનવ સમાજને અહિતકર ધંધાઓ વધી ગયા છે, તેવા ધંધામા નફાનુ પ્રમાણ પણ વધારે રહે છે, એટલે શ્રાવકો પણ તે ધંધાઓ અપનાવવા લાગ્યા છે અને પૈસા ખાતર શ્રાવકપણું ગુમાવતા અચકાતા નથી!

આજે આર્થિક વિષમતા પ્રવર્તે છે, વિશ્વયુદ્ધોમા ભયંકર ખુવારી થાય છે, અનાવૃષ્ટિનો ભય રહ્યા કરે છે તેનુ મૂળ હિંસક અને મહારંભી વ્યાપારો જ છે દાખલા તરીકે યંત્રવાદ આવવાને કારણે કોલસા અને લાકડાંની મોટા પ્રમાણમા જરૂરીઆત ઉભી થઈ અને

તે માટે જંગલો કપાવા લાગ્યા; જંગલો ઓછા થવાને કારણે, આજે વરસાદ ઓછો થવા પામેલ છે અને કોઇ કોઈ વાર અનાવૃષ્ટિનો ભય ઉભો થવા પામે છે. સરકાર હવે આ વાત સમજી છે અને નવા કરોડો વૃક્ષો વાવવાની શરૂઆત કરી છે, પરન્તુ વાવેલા વૃક્ષો મોટા ન થાય ત્યાં સુધી અનાવૃષ્ટિનો ભય ભાગ્યે જ દૂર થઇ શકે. આ બધું યંત્રવાદનું અનિષ્ટ છે, છતાં નવા નવા યંત્રો વધતા જાય છે; નવા વૃક્ષો વવાય છે અને જુના વૃક્ષોનાં જંગલો કપાય છે! યંત્રવાદનું અસ્તિત્વ છે ત્યાં સુધી આ પરંપરા કેમ અટકે?

પૃથ્વીના પેટ ફોડવા, એ પણ અનાર્ય ધંધો છે. જમીનમાંથી જ ગ્યાસલેટ, પેટ્રોલ વગેરે કાઢવામાં આવે છે. તે પેટ્રોલને આધારે જ યુદ્ધો ચાલે છે.

આ બધા અનાર્ય ધંધા ત્યાગવામાં અને અલ્પ અહિંસક, અલ્પ આરંભી ધંધા અપનાવવામાં જ માનવ સમાજનું શ્રેય સમાયેલું છે.

## વધતા ઓછા પાપનો આધાર ભાવના પર છે

ખેતીના ધંધામા આજે પાપ માનવામાં આવે છે અને અનાજના ધંધામાં તેટલું પાપ માનવામાં આવતુ નથી. ચામડાં અને હાડકાંનો ધંધો અપવિત્ર ને પાપી મનાય છે, જ્યારે ઘી આદિ પદાર્થોનો વ્યાપાર થોડા પાપવાળો માનવામાં આવે છે.

ઉપલક દૃષ્ટિયે વિચારવાથી બંધાયેલી આ માન્યતા છે. દીર્ઘ-દૃષ્ટિથી વિચારવામાં આવશે તો પરિસ્થિતિ તદ્દન ઉલટી માલૂમ પડશે. સૌ કોઈ જાણે છે કે માણસો નફા માટે, કમાવા માટે ધંધો કરે છે. હવે વિચારો કે તે દૃષ્ટિયે અનાજ કે ઘીના વેપારીની અને ખેતી કરનાર કે ચામડાં-હાડકાંનો વેપાર કરનારની ભાવના કેવી હોય? અનાજ અને ઘીના વેપારીને વધુ નફો ક્યારે મળે? જે

નમે દુકાળ પડે તે વરસે અનાજ મોંઘું થાય; દુકાળમાં ઘાસચારો ન થાય, પશુઓ મરવા માંડે, અને ઘીના ભાવ વધવા લાગે; જો સુકાળ થાય તો અનાજ સસ્તુ થઈ જાય. આ પરિસ્થિતિમા જે વેપારી પાસે અનાજના કોઠાર કે ઘીની વખાર ભરેલી હોય તેની ભાવના કેવી હોય ? 'દુકાળ પડે ને ખૂબ ભાવ આવે તો કેવું સારું !' ધનલોભી વેપારીની આ સિવાય બીજી ભાવના હોઈ શકે ખરી !

ખેતી અને ચામડાં-હાડકાંની વસ્તુઓનો વ્યાપાર કરનારની ભાવના હંમેશા સુકાળની જ રહે છે. સુકાળ હોય તો પશુઓ ન મરે અને પશુઓ ન મરે, એટલે ચામડાના ભાવ વધે. સુકાળ હોય તો અનાજ વધુ પાકે અને ખેડુત ન્યાલ થઈ જાય .

આ ઉપરથી તમોને લાગશે કે કયો વ્યાપાર વધુ પાપી છે કે ઓછો પાપી છે તેનો આધાર 'ભાવના' પર રહેલો છે.

એક સમયે એક અનાજનો વેપારી અને ચામડાંનો વેપારી ખરીદીએ નીકળ્યા. રસ્તામાં રાત એક ગામડામા એક માળીને ત્યાં રહ્યા. માળીએ અનાજના વેપારીને ઘરમા સુવાડયો અને ચામડાના વેપારીને બહાર સુવાડયો, બન્ને વેપારી ખરીદી કરીને પાછા આવ્યા ત્યારે પણ તે માળીને ત્યાં રાત રોકાયા. માળીએ બીજી વખતે ચામડાંના વેપારીને ઘરમા સુવાડયો અને અનાજના વેપારી બહાર સુવડાવ્યો.

વેપારીઓએ આમ કરવાનું માળીને કારણ પૂછયું, ત્યારે માળીએ કહ્યું, 'ભાઇઓ, તમે ખરીદીએ જતા હતા ત્યારે અનાજના વેપારીની ભાવના ઉંચી હતી. તે વિચારતો હતો કે વરસાદના ચિન્હો દેખાય અને અનાજ સસ્તુ થાય તો સારું; ત્યારે ચામડાંના વેપારીની ભાવના કનિષ્ટ હતી, તે વિચારતો હતો કે દુકાળના ચિન્હો દેખાય અને ચામડું સસ્તુ થાય તો સારું. ખરીદી કરીને આવ્યા

પછી અનાજના વેપારીની ભાવના ફરી છે અને ચામડાંના વેપારીની ભાવનામા પણ પરિવર્તન થવા પામેલ છે. અનાજનો વેપારી વિચારે છે, કે દુકાળ પડે અને અનાજના ભાવ વધે તો નફો મળે, ચામડાનો વેપારી વિચારે છે કે સુકાળ થાય અને ચામડાના ભાવ વધે તો નફો મળે.

એટલે જે વખતે જેનાં સારી ભાવના હતી તેને અંદર સુવડાવેલ છે અને ખરાબ ભાવના હતી તેને બહાર સુવડાવેલ છે.

## પંદર કર્માદાનના વ્યાપારને ઉત્તેજન પણ ન આપી શકાય

સાતમા વ્રતની આરાધના કરનાર પદર કર્માદાનનો વ્યાપાર તો ન કરે, પરન્તુ પંદર કર્માદાનથી બનેલી વસ્તુઓ વાપરે પણ નહિ, આ વ્રતનો આરાધક કોઈ પણ વસ્તુનો ઉપયોગ કરતાં પહેલાં વિચારે કે, તે વસ્તુ અલ્પારંભી છે કે મહારંભી ?' ઓછામા ઓછી અલ્પારંભી વસ્તુ સિવાય બીજી મહારંભી વસ્તુ તે ન વાપરે.

## આ વ્રતનું મહત્વ

જો આ સાતમા ભોગોપભોગ પરિમાણ વ્રતનું પાલન ન થઈ શકે તો અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, આદિ વ્રતોનું પાલન પણ અસંભવિત છે, કારણ કે અમર્યાદિત ભોગપભોગ ભોગવનારને ભોગોની પ્રાપ્તિ માટે હિંસાનો આશ્રય લેવો પડે છે; અસત્ય, ચોરી, અસંયમ, વગેરે અનિષ્ટો ભોગપભોગમાંથી જ જન્મે છે; અમર્યાદિત ભોગપભોગ અમર્યાદિત પરિગ્રહની વૃત્તિને પણ પોષે છે, તેથી આ વ્રતોની આરાધના માટે ભોગની મર્યાદા કરવાની અતિ આવશ્યકતા છે. જ્ઞાની પુરુષો ફરમાવે છે કે સાતમા વ્રતનું પાલન કરનાર જ અહિંસાદિ પાંચ અણુવ્રતોનો આરાધક બની શકે છે.

## ૮. અનર્થદંડ વિરમણ વ્રત

### અનર્થદંડ વિરતી વ્રત

ઘડિયાળ ગમે તેવી સારી કંપનીની કે ઉંચી મશીનરીની હોય, પરન્તુ તેમાં જો બે કાટા ન હોય તો તે તદ્દન નકામી છે. કાંટા વગરની ઘડીઆળ બંધ હોય કે ચાલુ હોય, પણ તેની કશી કિંમત નથી, તેમ માનવના જીવનમાં યમ-નિયમ રૂપ બે કાંટા ન હોય તો તે જીવિત કે મૃત-બંને અવસ્થામા સમાન જ છે. યમ, નિયમ કે સંયમ વિનાના માણુસની કશી કિંમત નથી. યથાયોગ્ય, સંયમમય જીવન ગૃહસ્થાશ્રમમાં જીવવા માટે ભગવાન મહાવીરે બાર વ્રતો ફરમાવ્યા છે, આ વ્રતો સિવાયનું જીવન કાંટા વગરના ઘડિયાળ જેવું છે.

આઠમું વ્રત અનર્થદંડ વિરતીનું છે. અનર્થદંડ વિરતી એટલે પોતાના જીવન નિર્વાહ માટે થતા સાવદ્ય વ્યાપાર સિવાય બાકીના બધા અધર્મ વ્યાપારથી નિવૃત્તિ લેવી અર્થાત્ કોઇ પણ પાપ પ્રવૃત્તિ ન કરવી. નિરર્થક વસ્તુનો સંગ્રહ કરવો તે પણ અનર્થદંડ છે. આ વ્રતની અંદર અનર્થદંડથી ચાર પ્રકારે વિરમવાનું ફરમાવવામાં આવેલ છે

'चउविहे अणत्थादण्डे पन्नते तं जहा अवज्झाणा चरियं पमायाचरियं, हिंसप्पयाणं, पावकम्मो वएसं'

### અવજ્ઝાણા ચરિયં

અવજ્ઝાણા ચરિય એટલે અપ-ધ્યાન ધ્યાવવું તે. અનર્થદંડ

છે. ધ્યાનના ચાર પ્રકાર છે: આર્તધ્યાન, રૂદ્રધ્યાન, ધર્મધ્યાન, શુક્લધ્યાન. આમાં પહેલાં બે અશુભ ધ્યાન છે અને બીજાં બે શુભધ્યાન છે. અશુભધ્યાન તે જ અપધ્યાન, એટલે આર્તધ્યાન કે રૂદ્રધ્યાન ધરવું તે અનર્થદંડ છે.

અપ્રિય વસ્તુ, ૨ પ્રિય વ્યક્તિ કે મનને ન ગમતાં અરુચિકર સ્થિતિ સંયોગો પ્રાપ્ત થાય, ત્યારે અનિષ્ટ સંયોગોથી વ્યાકુલ બનવું અને તેવા સયોગો કયારે દૂર થાય તેમ ચિંતવવું, તે 'અનિષ્ટ સંયોગ આર્તધ્યાન' છે. સંપત્તિ, સંતતિ કે કીર્તિ જેવી પોતાને મનગમતી વસ્તુઓ પોતાનાથી દૂર થાય, ત્યારે તેની પ્રાપ્તિ માટે ઉત્કંઠા સેવવી તે 'ઇષ્ટ વિયોગ આર્તધ્યાન' છે. શારીરિક કે માનસિક પીડા દૂર કરવાની વ્યાકુળતા તે 'રોગચિંતા આર્તધ્યાન' છે. અપ્રાપ્ત ભોગોને પ્રાપ્ત કરવાની લાલચથી તીવ્ર સંકલ્પ કરવો તે 'નિદાન આર્તધ્યાન' છે. આ ચાર પ્રકારના આર્તધ્યાન અનર્થદંડ છે.

## સમાજની આર્તધ્યાન પોષક કુરૂઢીઓ

કોઈ પણ પ્રિય વ્યક્તિ કે વસ્તુની પાછળ શોક કરવો, રડવું, કુટવું, વિલાપ કરવો, એ આર્તધ્યાન છે. આપણા સમાજમાં આ રડવા કુટવાની પ્રથા સમાજનું એક મહત્ત્વનું અને અનિવાર્ય અંગ બની ગયું છે. આ રૂઢીનું સમાજમાં એટલું બધું મહત્ત્વ છે કે જો કોઈ શાંતિ પ્રિય માનવી તેનું પાલન ન કરે અને તેને બદલે પ્રભુ સ્મરણ અગર માળા ફેરવવાનો કાર્યક્રમ રાખે તો તેની નિંદા કરવામાં આવશે, સમાજ તેને બહિષ્કૃત જેવો ગણશે અને તેને ઉતારી પાડવા માટે શકય પ્રયત્નો કરશે. જેમ લગ્નાદિ પ્રસંગની શોભા વધારવા માટે ભાડુતી વાજાવાળાઓ, રેડીઓ, ફિલ્મો અને સંગીતનો કાર્યક્રમ યોજવામા આવે છે તેમ મૃત્યુ પ્રસગે પણ પોતાની ખોટી મોટાઈના પ્રદર્શન માટે સ્મશાન યાત્રામા મોટી સંખ્યામાં

બાળકોને બોલાવવામાં આવે છે અને રડવા કૂટવાના પ્રસંગે કેટલીક વાર તો ભાડૂતી બહેનો પણ રાખવામાં આવે છે. આવું આર્ત-ધ્યાન વધે તેમાં શોભા અને પ્રતિષ્ઠા સમજાય છે. આ અનર્થદંડનું કેટલું બધું વ્યાપક સ્વરૂપ છે ! આને નિકાચીત આર્તધ્યાન કહેવાય.

કેટલાક અજ્ઞાન ભાઈઓ અને બહેનો એમ સમજે છે કે રોવામાં શું પાપ છે ? તેમાં કયા છકાય જીવોનો આરંભ છે ? આ બાબત વિવેકપૂર્વક સમજવાની જરૂર છે. આર્તધ્યાન દુર્ગતિમાં લઈ જાય છે તેનો જ્વલંત દાખલો શાસ્ત્રકારોએ આપણી સમક્ષ શ્રીદેવીનો મૂકેલો છે.

ચક્રવર્તીની સમ્રાજ્ઞી શ્રીદેવી ચક્રવર્તીના વિયોગથી માત્ર ૭ માસ વિલાપ કરે છે અને આર્તધ્યાન સેવે છે, તેના ફળસ્વરૂપે તેને છઠ્ઠી નરકમાં જવું પડે છે શાસ્ત્રકારોનું આ સ્પષ્ટ ફરમાન છે. તેણે પ્રાય કરીને રાંધવું, દળવું, ખાંડવું, ધોવું, વગેરે કંઈ આરંભ કર્યો ન હોવા છતાં, ફક્ત ૭ માસના ટુંક સમયના આર્તધ્યાનને લઈને, તેને તમપ્રભા નામની છઠ્ઠી નારકીમાં જવું પડ્યું અને નારકીના અનંત દુઃખો ભોગવવા પડ્યા, આ આર્તધ્યાનનું જ ફળ છે-

ફક્ત ૭ માસ આર્તધ્યાન કરનાર શ્રીદેવીને છઠ્ઠી નરકમાં જવું પડ્યું, પોતાના પ્રિય સંબંધીઓના વિયોગ પાછળ વર્ષો સુધી આર્તધ્યાન કરનારે આ દૃષ્ટાંત સમજવા જેવું છે.

આવું આર્તધ્યાન અનર્થદંડ છે, આઠમા વ્રતના આરાધકથી આ જાતના આર્તધ્યાનનું સેવન થઈ શકે નહિ.

હિંસા સંબંધી, અસત્ય સંબંધી, ચોરી સંબંધી, વિષય ભોગના સંગ્રહીના વિચારો કરવા તે 'રૌદ્ર-ધ્યાન' છે. જેનું ચિત્ત ક્રૂર હોય તે રૂદ્ર કહેવાય છે. તેવા રૂદ્ર આત્માનું જે ધ્યાન તે રૌદ્રધ્યાન કહેવાય. ક્રોધ, દ્વેષ, ઈર્ષા, ઘમંડ આદિ મનોવિકારોનું

ચિંતન કરવું તે પણ રૌદ્રધ્યાન છે. આવું રૌદ્રધ્યાન ચિંતવનાર માનવી દિવસે દિવસે રૂદ્ર બનતો જાય છે, તેની મુખચર્યા પરથી સૌમ્યતા નાશ પામે છે; તેનુ મુખ ભયંકર બનતું જાય છે, તે બીજાને અપ્રિય બનતો જાય છે.

## રૌદ્રધ્યાનનું પરિણામ

જૈન સાહિત્યમાં તંદુલ મચ્છની કથા આવે છે. તે ચોખા જેવો નાનકડો મચ્છ હોવાથી, તંદુલ મચ્છ કહેવાતો. તંદુલ મચ્છ એક સમયે મોટા મગરમચ્છની પાંપણ પર બેઠો હતો. મગરમચ્છના ઉઘાડા મોઢામાં પાણીના હિલોળા સાથે કેટલાયે માછલાં આવજા કરતાં હતાં. તંદુલમચ્છ વિચાર કરવા લાગ્યો કે, 'આ મગરમચ્છ કેવો મૂર્ખ છે! આટલાં બધાં માછલાં તેના મોઢામાં પ્રવેશવા છતાં, તે ખાતો નથી! તેને સ્થાને હું હોઉં તો આ બધાં માછલાંને ખાઈ જાઉં; એક પણ માછલાંને જીવતું જવા દઉં નહિ.'

આ મુજબ રૌદ્રધ્યાન ધ્યાતા, અંતર મુહુર્તના તેના ટુંક સમયની અંદર તેણે સાતમી નારકીનું તેત્રીસ સાગરોપમનું આયુષ્ય બાંધ્યું અને તરત જ સાતમી નારકીમા નેરૈયાપણે તે ઉત્પન્ન થયો. આ રૌદ્રધ્યાનનું પરિણામ છે.

તંદુલ મચ્છે સ્થૂલ હિંસા આદિનું સેવન કર્યું ન હોતું; કેવળ રૌદ્રધ્યાનને લીધે તેને સાતમી નરકમાં જવું પડયું

## ભાવના તેવી ગતિ

આ બંને ધ્યાન દુર્ધ્યાન છે આ ધ્યાનોથી જીવ દુર્ગતિને પામે છે. કોઈ પ્રશ્ન કરશે કે માત્ર વિચારો કરવાથી શું દુર્ગતિ પ્રાપ્ત થતી હશે? પરન્તુ ખરૂં જોતાં વિચારો જ સર્વ પાપોનો શ્રોત છે. વિચારોમાં મલિનતા આવ્યા સિવાય કોઈ પણ પાપ કર્મ થઇ

કશું નથી સંસ્કૃતમાં કહ્યું છે કે, '**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः**' અર્થાત્ મન એ જ બંધ અને મોક્ષનું કારણ છે.

એક વાર રાજા શ્રેણિક ભગવાન મહાવીરના દર્શન કરવા જઈ રહ્યા હતા, રસ્તામાં રાજર્ષિ પ્રસન્નચંદ્ર ધ્યાનસ્થ બેઠેલા રાજાના જોવામાં આવ્યા. રાજા શ્રેણિકની સાથે તેમનો રસાલો પણ હતો.

રાજર્ષિ પ્રસન્નચંદ્રને જોઈને, રસાલામાંથી બે માણસો વાતો કરવા લાગ્યા એકે કહ્યું, 'ધન્ય છે આ રાજર્ષિને–જેમણે રાજપાટ છોડી દીધું અને ત્યાગી જીવન અંગીકાર કર્યું ! કેવા આત્મધ્યાનમાં તે મગ્ન છે !' આ સાંભળીને બીજો બોલી ઉઠયો 'હવે રહેવા દે એમના ત્યાગની બડાઈની વાતો. પોતાના અજ્ઞાન નાના બાળકને માથે રાજ્યનો ભાર નાખી દઈને તેઓ નીકળી ગયા છે, પણ અત્યારે તો એ છોકરા ઉપર દુશ્મન રાજા ચડી આવ્યો છે; તે જોરાવર રાજા છોકરા પાસેથી રાજ્ય છીનવી લેશે અને છોકરાને ભીખ માગતો કરી દેશે !' આ શબ્દો મુનિને કાને પડયા અને તેમની ધ્યાનધારા એકદમ બદલાઈ ગઈ.

શ્રેણિક ભગવાનને વંદન કરીને પૂછે છે, 'ભગવંત ! પ્રસન્નચંદ્ર રાજર્ષિ અત્યારે કાળ કરે તો કયાં જાય ?'

ભગવાને કહ્યું, 'સાતમી નરકે.'

રાજાને ભારે આશ્ચર્ય થયું; આવા ત્યાગી અને તપસ્વી મુનિ સાતમી નરકે ! આમ કેમ બને ! !

આમ વિચારે છે તેટલામાં રાજાએ દેવતાઓને સમવસરણ બાંધી રહેલા જોયા અને રાજાએ ફરી ભગવાનને પૂછ્યું, 'પ્રભો ! આ દેવો કયાં જઈ રહ્યા છે ?'

ભગવાને ફરમાવ્યું, 'રાજર્ષિ પ્રસન્નચંદ્રને કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત

થયું છે, એટલે તેનો ઉત્સવ મનાવવા દેવો જઈ રહ્યા છે.'

આ વાત સાભળતા શ્રેણિક રાજાના આશ્ચર્યનો પાર ન રહ્યો. રાજાની શંકાનું નિવારણ કરતાં ભગવાને ફરમાવ્યું, 'રાજન્, જ્યારે તું તારા રસાલા સાથે આ તરફ આવતો હતો, ત્યારે તારા માણસો અંદરો અંદર વાત કરી રહ્યા હતા કે, 'પ્રસન્નચંદ્ર રાજર્ષિના બાલ-પૂત્ર પર દુશ્મન ચડી આવેલ છે અને તેનું રાજ્ય છીનવાઈ જશે' આ શબ્દો મુનિને કાને પડયા અને મુનિ ધ્યાનથી ચલિત થયા.'

'મુનિને બાલ-પુત્રના વિચારો આવવા લાગ્યા; તેમને થયું કે હમણાં જ જઈને હું મારા બાલ-પુત્રનું રક્ષણ કરૂં. શત્રુના સૈન્યની સાથે યુદ્ધ કરી, તેમને હરાવુ અને શત્રુઓનો નાશ કરી, પુત્રને સુરક્ષિત બનાવું.'

'આવા મહા હિંસક વિચારો તેમના મગજમાં ઘોળાતા હતા, ત્યારે મેં કહ્યું કે તે અત્યારે કાળધર્મ પામે તો સાતમી નરકે જાય; ત્યાર બાદ તરત જ મુનિને પોતાની સ્થિતિનો ખ્યાલ આવ્યો અને પોતે કરેલા હિસક વિચારો માટે પશ્ચાતાપ થયો. મનમાં અત્યંત સંતાપ પેદા થયો; તે સતાપની આગમા દુર્ધ્યાન બળી ગયું અને ધર્મધ્યાન-શુકલધ્યાન પર તે આરૂઢ થયા. શુકલધ્યાનની શ્રેણીએ ચડતાં ચડતાં તે કેવળજ્ઞાનને પામ્યા છે.'

આ સ્પષ્ટીકરણ સાંભળીને, રાજા શ્રેણીકના મનનું સમાધાન થયુ. મન માણુસના બંધ અને મોક્ષનું કારણ કેવી રીતે બને છે તે આ ઉદાહરણથી સ્પષ્ટ થશે તેથી જ અનર્થદંડ વિરમણ વ્રતમાં દુર્ધ્યાનમાંથી વિરમવાનું પ્રભુએ ફરમાવેલ છે.

માણસ થોડો વિવેકપૂર્વક વિચાર કરે તો અપધ્યાનમાથી

બચી શકે છે ઇષ્ટ વિયોગ, અનિષ્ટ સંયોગ, વગેરે પ્રસંગોએ તથા ક્રોધ, દ્વેષ, આદિ ઉદ્‌ભવે ત્યારે નિમિત્તને બદલે ઉપાદાનને‌ા વિચાર કરવામાં આવે તો મન શાન્ત રહી શકશે. નિમિત્ત તો કેવળ નિમિત્ત માત્ર જ છે. સર્વ કંઇ ઉપાદાનને કારણે જ બન્યા કરે છે, તેથી મનુષ્યે પોતાના ઉપાદાનનો વિચાર કરવો જોઇએ અને દુર્ધ્યાનથી બચી, સુધ્યાનમાં સ્થિર થવું જોઇએ.

અપધ્યાન એ અનર્થદંડ છે; અશુભ વિચારોનું સેવન, એ અસુરોનો સહવાસ કરવા સમાન છે, ત્યારે શુભ અને પવિત્ર વિચારોનું સેવન, એ દેવોની વચ્ચે વસવાટ કરવા બરાબર છે અશુભ વિચારોનું સેવન, જીવનને નીચું ઉતારતુ જાય છે. આપણા જીવનનો વિઘાતક, અશુભ વિચારો જેવો બીજો કોઇ શત્રુ નથી. એક તત્ત્વવેત્તાએ કહ્યું છે કે 'Bad thoughts are worse enemies than lions and tigers–સિંહ અને વાઘ કરતાં અશુભ વિચાર વધારે ભયંકર છે.'

દરેક અશુભ વિચાર આપણા જીવનમાં કંઇને કંઈ અશુભ સંસ્કાર મૂકતો જાય છે. એક બીજા વિદ્વાને કહ્યું છે કે, 'An arrow may fly through the air and leave no trace, but an ill thought leaves a trail like a serpant–તીર હવામાંથી પસાર થાય છે, પણ તેનું ચિન્હ હવામાં રહેતું નથી, જ્યારે ખરાબ વિચારોનુ ચિન્હ તો સર્પના લીસોટાની જેમ રહી જાય છે; એટલે કે ખરાબ વિચારો જીવનમા કંઈ ને કંઈ ખરાબી વધારતા જાય છે; તેથી જ અપધ્યાનને અનર્થદંડ સમજીને તેનો ત્યાગ કરવો જોઈએ.

શુભ વિચારોનું સેવન કરનારનું જીવન ઉર્ધ્વગામી બને છે. કહ્યું છે કે Garner up noble thoughts in your

mind, for noble thoughts make noble lives-તમારા દિલમાં ઉંચા વિચારોનો સંગ્રહ કરો, કેમ કે ઉંચા વિચારો જીવનને ઉન્નત બનાવે છે.

**પમાયાચરિયં**

પમાયાચરિયં બીજું અનર્થદંડ છે. પ્રમાદવાળું આચરણ કરવું તે પમાયાચરિયં છે. પ્રમાદ કે આળસ ભયંકર પાપ છે શાસ્ત્રકારોએ આળસના પાપને હિંસા સમાન લેખ્યું છે. ઉત્તરાધ્યયન સુત્રના દશમા અધ્યયનમાં એક વાર નહિ, બે વાર નહિ, ત્રણ વાર નહિ પણ છત્રીસ વાર ભગવાન મહાવીર ફરમાવે છે કે, "**समय गोयम मा पमायए**"-હે ગૌતમ! સમય માત્રનો પણ પ્રમાદ કરીશ નહિ.

પ્રમાદ પતનની નિશાની છે. આપણામાં એક પ્રચલિત કહેવત છે કે 'નવરો બેઠો નખોદ વાળે.' અંગ્રેજીમા પણ આજ મતલબની કહેવત છે કે, An idle brain is the devil's work shop-આળસુ મગજ એ સેતાનનુ કારખાનું છે. બીજી રીતે કહીએ તો, Idleness is the sepulchre of virtue-આળસ એ સદ્‌ગુણોની કબર છે. પાણીના ખાબોચીઆમા જેમ કીડાઓ ખદબદે છે તેમ આળસુ મગજમા વિકારોના કીડા ખદબદે છે; આ કારણે આળસ પણ એક અનર્થદંડ છે.

શાસ્ત્રકારોએ પ્રમાદની વ્યાખ્યા કરતાં ફરમાવ્યું છે કે, **मद्द विषय कसाया, निद्दा विकहाय पंचमा भणिया। ए ए पंच पमाया, जीवा पाडंति संसारे॥** જાતિમદ આદિ આઠ મદ, શબ્દ-રૂપાદિ પાચ વિષય, ક્રોધાદિ ચાર કષાય, નિદ્રા અને વિકથા-પાચ પ્રકારના પ્રમાદો છે. અનર્થદંડથી વિરમનારે આ પ્રમાદોથી બચવું જોઇએ. આ વ્રતના આરાધકમાં ઉંચ-નીચના જાતિભેદ ન હોય, ધનનો મદ ન હોય, વિદ્વતા કે તપ-ત્યાગનું અભિમાન ન

હોય અને સત્તાનો ઘમંડ ન હોય, તેનામા શબ્દ, રૂપ, રસાદિની લોલુપતા ન હોય, ક્રોધાદિ કષાયથી તે મૂક્ત હોય, દિવસે તે નિદ્રા લેતો ન હોય અને સવારે પણ તે વહેલો જાગતો હોય; વિકથા સ્વમુખેથી કદી ઉચ્ચારતો ન હોય અને કાનેથી સાભળતો પણ ન હોય.

## હિંસપ્પયાણે

હિંસપ્પયાણે ત્રીજું અનર્થદંડ છે, જે વડે હિંસા થઈ શકે તેવા અસ્ત્ર, શસ્ત્ર કે વિષ આદિ સાધનો કોઇને આપવા અથવા કોઇના હિંસાના કૃત્યમાં સહાયક થવું તે હિંસપ્પયાણં નામનું અનર્થદંડ છે.

## પાવકમ્મોવએસં

'પાવકમ્મોવએસ' એ અનર્થદંડનો ચોથો પ્રકાર છે. પાવકમ્મોવએસં એટલે પાપકર્મનો ઉપદેશ કરવો. જે ઉપદેશથી પાપકર્મમા પ્રવૃત્તિ થાય તેવો ઉપદેશ અનર્થદંડ છે. પાપકર્મમાં સલાહ કે સંમતિ આપવી, તે પણ આ પ્રકારમા આવી જાય છે. પોતાનામા રહેલી કુટેવો બીજાને લગાડવી, એ પણ પાપકર્મ ઉપદેશમા આવી જાય છે, જેમ કે કોઈને બીડી પીવાની ટેવ હોય અને તે આગ્રહ કરીને બીજાને બીડી પીવાની ટેવ પાડે તો તે પાપકર્મ ઉપદેશ છે, તેવી જ રીતે ચા, તમાકુ, વગેરે વસ્તુનો ઉપયોગ ન કરનાર માણસ પાસે તે વસ્તુનો ઉપયોગ કરાવવો તે પણ પાપકર્મ ઉપદેશ જ છે માણસ પોતાની કુટેવ ન છોડી શકતો હોય તો પણ તેણે તે વ્યસનનો પ્રચાર તો ન જ કરવો જોઇએ. પોતાને જે વ્યસનો હોય તેને કુટેવ તરીકે ગણવા જોઈએ અને બીજાને તેનું અનુકરણ નહિ કરવાની સલાહ આપવી જોઇએ.

આ વ્રતના ધારક આ ચાર પ્રકારના અનર્થદંડથી મૂક્ત

રહેવું જોઇએ.

## આ વ્રતના પાંચ અતિચારો

આ વ્રતના પાંચ અતિચારો છેઃ कन्दर्प कौत्कुच्य मौखर्यासमीक्ष्याधि करणोप भोगाधि कत्वानि।

### કંદર્પ–કૌત્કુચ્ય

વિકાર વધે તેવા શબ્દો સાંભળવા કે બોલવા, તે કંદર્પ છે. નાટક તથા સિનેમા જોનાર આ અતિચારમાંથી કેવી રીતે બચ શકે? વિકારવર્ધક અને વિલાસવર્ધક ચેષ્ટા કરવી કે જોવી તે કૌત્કુચ્ય છે. આવા દશ્યોવાળી ફિલ્મો પણ આ વ્રતધારીઓથી જોઇ ન શકાય. સુશીલ સ્ત્રી–પુરુષોથી સિનેમામા પગ પણ મૂકી શકાય નહિ. કુલીન માણસો લાંબો રસ્તો પસંદ કરે છે, પણ દારૂ માસની દુકાન પાસે થઇને કે અસદાચારી બ્હેનોના નિવાસસ્થાન પાસે થઇને કદી નીકળતા નથી; આ જ રીતે, ચિત્રગૃહનો રસ્તો પણ તેના માટે ત્યાજય હોવો જોઇએ.

### મૌખર્ય

સંબંધ વિનાનું અથવા જરૂર વિનાનું બહુ બોલ્યા કરવું તે મુહરીચે અથવા 'મૌખર્ય' નામનો ત્રીજો અતિચાર છે. વચનપાત વીર્યપાત કરતાં પણ વધારે નુકશાનકારક ગણાય છે. વિના વિચાર્યે બોલવું–તે પણ એક અનર્થદંડનો જ પ્રકાર છે. વચનનો સંયમ રાખનાર અનેક કલહોથી બચી શકે છે. એક પ્રચલિત કહેવત છે કે, 'ન બોલ્યામાં નવ ગુણ;' આ ખરેખર સાચું જ છે. વાચાળ કે બહુ બોલકણો માણસ ઘણી વાર હાનિકર નીવડે છે. વધારે બોલવાથી શરીરની શક્તિ પણ ક્ષીણ થાય છે. વૈજ્ઞાનિકોના કથનાનુસાર પાશેર દુધ પીવાથી જેટલી શક્તિ આવે છે તેટલી શક્તિ માત્ર એક અક્ષરનો ઉચ્ચાર કરવામાં નાશ પામે છે. બહુ બોલવાથી

માનસિક શાન્તિ અને આત્મશાન્તિનો પણ ભંગ થાય છે.

ઉત્તરાધ્યયન શાસ્ત્રના પહેલા અધ્યયનમાં ભગવાન ફરમાવે છે કે, '**बहुयं माय आलवे**' અર્થાત્ વધારે બોલો નહિ. વધારે બોલવું એ વાચિક દુષણ છે. જે માણસ વાણીનો સંયમ રાખી શકે છે તેની વાણીનો પ્રભાવ પણ અદ્દભુત હોય છે. મૌન સેવવાથી અનેક પ્રકારના લાભો થાય છે; મનથી માનસિક અને આત્મિક શકિતઓ ખીલે છે. માણસે નિત્ય પા, અર્ધો કે એક કલાક મૌન રાખવાની ટેવ પાડવી જોઇએ. ભગવાને દીક્ષા અંગીકાર કરીને સાડા બાર વર્ષ સુધી મૌન સેવ્યું અને સાધના કરી. બુદ્ધદેવે પણ મૌનનું સેવન કર્યું હતુ. મહાત્માજી પણ દર સોમવારે મૌન રાખતા હતા. મૌનના અનેક ગુણોનું વર્ણન કરતા એક વિદ્વાને કહ્યું છે કે, 'Silence is the rest of the mind and is to the spirit what sleep is to the body, nourishment and refreshment. It covers folly, keeps secrets, avoids disputes and prevents sin. મૌન એ મનનો વિશ્રામ છે, નિદ્રાથી શરીરને જેમ આરામ અને તાઝગી મળે છે તેમ મૌનથી આત્માને પણ આરામ અને તાઝગી મળે છે. મૌન રાખવાથી ઘણીવાર આપણું અમુક વિષય અંગેનું અજ્ઞાન ગુપ્ત રહી શકે છે; કોઇ વાત ન કહેવા જેવી હોય તો તે અંગે ગુપ્તતા જાળવી શકાય છે, મૌનથી ઘણા ઝગડાઓ ટાળી શકાય છે તથા ઘણા પાપોથી બચી શકાય છે.' અન્ય વિદ્વાન કહે છે કે, Tie your tongue; keep it within the banks; a rapidly flowing river soon collects mud. તમારી જીભને બાંધી રાખો અને હોઠરૂપી બંને કાઠાઓની અંદર જ તેને રહેવા દો. જે નદી પૂરજોરથી વહે છે તેમાં કાદવ—કીચડ જલ્દી એકઠો થાય છે; તેવી જ રીતે જે બહુ બોલ્યા કરે છે તે કજીઆ, કંકાસરૂપી કાદવને જલ્દી એકઠો કરે છે; શાસ્ત્રો

અને વિદ્વાનોના આ કથનો કહે છે કે મિતભાષી થવું એ શારી-રિક અને આત્મોન્નતિની દૃષ્ટિએ શ્રેયસ્કર છે.

## આજનો યુગ-ઘોંઘાટમય યુગ

મૌનની આરાધના તો આજે દિવસે દિવસે ઓછી થતી જાય છે, આજના યુગને 'ઘોઘાટમય યુગ' કહીએ તો ખોટું નથી. આજનો સમાજ એટલે બોલ બોલ કરતી સંસ્થા. એક લેખકે લખેલા આ શબ્દો યથાર્થ જ છે. આજનું સામાજિક જીવન ધમાલ, ધમાધમ અને ઘોઘાટમય જ બની ગયેલ છે. શહેરની ગલીઓમા જાઓ, હોટલ કે રેસ્ટોરામા જાઓ, બજારમા જાઓ કે જાહેર સ્થળોએ જાઓ, બધે ઘોઘાટ અને ધમાલ જ માલૂમ પડશે. રેડીઓ, ગ્રામોફોન, લાઉડસ્પીકર-આ ઘોઘાટના મુખ્ય પ્રચા-રકો છે. માણસને વાતચીત વિનાનુ જીવન જ આજે શુષ્ક લાગે છે. મૌનથી તે ભય સેવે છે. આ યંત્રયુગે મૌન ઉપર જીવલેણુ હુમલો કર્યો છે; માનવ માત્રની શાન્તિ હરી લીધી છે.

## મૌનની મહત્તા

આમ છતા માનવને સાચી શાન્તિ જોઈતી હશે તો તેમણે 'મૌન'ની મહત્તા સમજવી જોઈશે અને પોતાના જીવનમાં 'મૌન'ને વહેલું કે મોડું અપનાવવું જ જોઈશે યુરોપ અને અમેરિકાના લોકો પણ આજે ઘોઘાટમય સમાજથી કંટાળેલ છે અને ત્યાં તો 'ઘોઘાટ વિરોધી સંસ્થાઓ' (Anti noise leagues) પણ સ્થપાયેલ છે.

સંસ્કૃતમા એક સુભાષિત છે કે, **मौनं सर्वार्थ साधनम्**-મૌન એ સર્વ વસ્તુઓનું સાધક છે. બહુ બોલનારા સત્યથી વિમુખ બને છે. શબ્દો જેમ થોડા તેમ તેમા સત્યનો અંશ વધારે

જેને સત્યની ઉપાસના કરવી છે તેણે 'મૌન'ને વિશેષ અપનાવવાનું રહે છે. ખોરાકના ઉપવાસ કરતાં, શબ્દોનો ઉપવાસ અનેકગણો ચડીઆતો છે ને તેનો ભાવ તપમાં સમાવેશ થાય છે. સંસારની વાતોનો રસ લેવાનો ઉપવાસ આજે વધુ મહત્ત્વનો છે. માણસે જીભનો ઉપયોગ કરવા કરતાં કર્તવ્ય પાલન માટે હાથનો ઉપયોગ વધારે કરવો જોઈએ.

વાચાળતાની સરખામણીમાં તલવાર અને અગ્નિ તો અલ્પ હાનિકર શસ્ત્રો છે. જીભને વશ રાખવા માટે ભિન્ન ભિન્ન અંગ્રેજ વિદ્વાનોએ અનેક રીતે સમજાવ્યું છે. ઝીમરમેન કહે છે કે, 'Open your mouth and purse cautiously and your stock of wealth and reputation shall, at least in repute, be great-તમારી પૈસાની કોથળી અને મોઢું વિચારપૂર્વક ઉઘાડજો, એટલે તમારી સંપત્તિ અને કીર્તિમાં વૃદ્ધિ થશે.' પાઈથેગોરાસ કહે છે કે, 'A wound from a tounge is worse than a wound from a sword; for the latter affects only the body, the former the spirit-તલવારના જખમ કરતાં શબ્દોનો જખમ ઘણો ખરાબ છે; કેમ કે, તલવાર તો શરીરને જ ઈજા કરે છે, ત્યારે શબ્દો આત્માને ઈજા કરે છે એક બીજા વિદ્વાન કહે છે કે, 'By examining the tounge, physicians find out the diseases of the body, and philosophers, the diseases of the mind and heart-જીભની પરીક્ષા કરીને ડાકતરો શરીરના રોગો શોધી કાઢે છે અને તત્ત્વવેત્તાઓ પણ માણસની જીભ પરથી, મન અને આત્માના રોગ સમજી લે છે' એક જાપાની કહેવત છે કે, The tounge is but three inches long, yet it can kill a man six

feet high-જીભ માત્ર ત્રણ ઇંચની છે, પણ છતાં તે છ ફૂટ ઉંચા માણુસને મારી શકે છે.'

જીભને તમે મિત્ર પણુ બનાવી શકો છો અને તમારો દુશ્મન પણ બનાવી શકો છો. મિત, હિત અને મધુર બોલો તો તે તમારો મિત્ર બને છે અને કઠોર ભાષા વિચાર વગર બોલ્યે રાખો, તો તે તમારો શત્રુ બને છે. કોઈ માણુસ જંગલમાં જાય; જંગલમાં એક બાજુ સોનાની ખાણ હોય અને બીજી બાજુ કોલસાની ખાણુ હોય; કોઈ, માણુસને કોદાળી આપે અને કહે કે તારી મરજી પડે તે ખાણુ ખોદીને વસ્તુ લઈ જા, તો એવો કોણ મૂર્ખ માણુસ નીકળશે—જે સોનાની ખાણુ છોડીને કોલસાની ખાણુ ખોદવા બેસશે ? માણુસ સ્હેજે સોનાની ખાણુ તરફ વળશે આપણુને પણુ કુદરતે કોદાળી સમાન જીભ આપી છે, એ જીભનો કડવા વચન બોલવામા ઉપયોગ કરવો, એ કોલસા ખોદવા જેવુ છે, મિષ્ટ વચનો ઉચ્ચારવા, એ સુવર્ણ મેળવવા સમાન છે કહેવાનુ તાત્પર્ય એ છે કે, જીભ પર સંયમ રાખી, જીભને તમારી મિત્ર બનાવો 'મૌખર્ય' નામનો અતિચાર જીભનો સંયમ રાખવાનું જ કુહે છે આ અતિચારમાંથી મૂક્ત બનવા માટે, વાચાલતા ઘટાડવાની અને મૌનની ઉપાસના કરવાની જરૂર છે.

**અસમિક્ષ્યાધિકરણ**

નિષ્પ્રયોજન હિંસક સાધનો બીજાને આપવા તે 'અસમિક્ષ્યાધિકરણુ' નામનો ચોથો અતિચાર છે; ભાવથી કોઈનુ અપમાન કરવાનો વિચાર ઘડી રાખવો, તેનો પણુ આ અતિચારમા સમાવેશ થઇ જાય છે.

**ઉપભોગાધિકત્વ**

પોતાના માટે આવશ્યક હોય તે ઉપરાંત કપડાં, બુટ, મોજાં, આદિ વસ્તુઓ સંગ્રહવી તે 'ઉપભોગાધિકત્વ' નામનો પાંચમો અતિચાર છે. રાચરચીલું, ધોતિયાં, કોટ, ખમીસ, સાડીઓ, ઘરેણાં,

હીરા-મોતી, માણેક, લીલમના સેટ વગેરે આવશ્યકતા કરતાં વિશેષ પ્રમાણમાં રાખવાં તે 'ઉપભોગાધિકત્વ' છે. પહેરનાર એક અને સેટ અનેક, બેસનાર એક વ્યક્તિ અને ખુરશીઓ અનેક આ પરિસ્થિતિ આ વ્રતનાં આરાધક માટે ત્યાજ્ય છે.

એક માણુસ આગગાડી, ટ્રામ કે બસ આદિમા વધારે જગ્યા રોકીને બેસી શકતો નથી, આગગાડીમા ભીડ હોવા છતા, એક માણુસ ચાર માણુસ જેટલી જગ્યા રોકે તો તે અસભ્ય કહેવાય છે, તો પછી અનાજ, ખાંડ અને અન્ય વસ્તુઓની દેશમાં તંગી હોય ત્યારે એક માણુસ ચાર માણુસને થઈ રહે તેટલી વસ્તુઓ સંગ્રહે તે કેમ શોભે? સામાજિક દૃષ્ટિએ પણ આ વૃત્તિ ખરાબ છે.

આવશ્યકતાઓ ઘટાડવી તે આર્યતા છે અને આવશ્યકતાઓ વધારવી તે અનાર્યતા છે. આવશ્યકતાઓ વધારી વધે છે અને ઘટાડી ઘટે છે. અમારા પૂજ્ય ગુરુદેવ અનર્થદંડની વિશાળ વ્યાખ્યા કરે છે. તેઓશ્રી ફરમાવે છે કે, શરીર નિર્વાહ માટે ભોજન, વસ્ત્ર લેવા તે અર્થદંડ છે, પણ રસાસ્વાદ માટે ભોજન કરવું અને વિલાસ માટે વસ્ત્રાભૂષણ ધારણ કરવા તે અનર્થદંડ છે. સુતરની ખાદીના વસ્ત્રો અર્થદંડ છે, જ્યારે ચમકતા મિલના તથા રેશમી વસ્ત્રો અનર્થદંડ છે. સૌભાગ્યની લાકડાની ચૂડી અર્થદંડ છે, સોના-રૂપા-મોતીની બંગડી અનર્થદંડ છે. સૌભાગ્યની ટીલડી અર્થદંડ છે, લીપસ્ટીક પાવડર અને નખ રંગવાની ચીજો અનર્થદંડ છે. માટીના કે સાદી ધાતુના વાસણો અર્થદંડ છે, સોના-ચાંદીના વાસણો અનર્થદંડ છે. રોટલી, દાળ, શાક અર્થદંડ છે, જ્યારે ચટણી, મુરબ્બા, અથાણા, મસાલા, ભજીયા, કચોરી, વગેરે રસોત્તેજક વસ્તુઓ અનર્થદંડ છે. તૃષા શાન્ત કરવા માટે પાણીનો ઉપયોગ અર્થદંડ છે, જ્યારે સ્વાદ માટે બરફ, સરબત, સોડા, લેમન આદિ અનર્થદંડ છે. પગે ચાલવું તે અર્થદંડ છે, જ્યારે રેલ્વે, મોટર, એરોપ્લેનનો અનાવશ્યક પ્રવાસ અનર્થદંડ છે.

## સમતા રસ કેળવવાની પ્રાથમિક તૈયારી

વિજ્ઞાનની નવી નવી શોધોએ અનેક નિરર્થક વસ્તુઓ ઉપજાવી છે; વસ્તુઓ વધવાની સાથે પાપ પરંપરા પણ વધી છે. અન્ય પાપો કરતાં આ દષ્ટિયે અનર્થદંડનું પાપ મોટું જણાય છે; તે ઘટાડયા વિના, જીવન શુદ્ધિ શક્ય નથી.

સમાજ આ અનર્થદંડને સમજે અને તેનો ત્યાગ કરે તો અનર્થોનો નાશ થાય. અનર્થદંડનું સેવન અનર્થ ઉપજાવે છે. અનર્થદંડનો ત્યાગ અનર્થોનો નાશ કરે છે.

અનર્થદંડનો ત્યાગ કરીને, જીવન શુદ્ધ કરવામાં આવે ત્યારે જ પ્રભુના ઘરરૂપ સમતા રસના સામાયિક વ્રતમા પ્રવેશ કરી શકાય છે. અનર્થદંડથી મન તન્દુલ મચ્છની જેમ પાપ પ્રવૃત્તિમાં મગ્ન રહે છે; વચન કાગડા જેવુ કર્કશ રહે છે, કાયા શ્વાન જેવી ચપળ બને છે. આવા યોગવાળો સામાયિકમાં કેમ પ્રવેશી શકે? સામાયિક વ્રતના આરાધકે પ્રથમ અનર્થદંડનો ત્યાગ કરવો ઘટે છે; તેથી જ સામયિક વ્રત પહેલાં અનર્થ દડનું વ્રત મૂકવામાં આવેલ છે.

ખેડુત ખેતી કરતાં પહેલાં નકામું ઘાસ ઉખેડી નાખે છે તેમ સામાયિકમાં સમભાવનું બી વાવતા પહેલા અનર્થદંડના ઘાસને ઉખેડી નાખવું જોઇએ. અનર્થદંડનો ત્યાગ કૃત્રિમ જીવન જીવનારને વાઘ જેવો વિકરાળ લાગે છે, પણ કુદરતી જીવન જીવનારને સરળ લાગે છે.

અનંતજ્ઞાની પ્રભુએ અનંત જ્ઞાન દ્વારા અનંત ઉપકાર કરેલ છે; તેમાં આ અનર્થદંડનું સ્વરૂપ સમજાવીને, મહાન ઉપકાર કરેલ છે. સર્વ પાપોના મૂળ રૂપ જ અનર્થદંડ છે, તેનો ત્યાગ કરી, સમતાભાવમાં આવવા પ્રયત્નશીલ બનવું જોઇએ.

# ૯. સામાયિક વ્રત

## સામાયિકઃ આત્માનો ખોરાક

શરીરને પોષણ આપવા માટે ખોરાકની જરૂર પડે છે, તેમ આત્માને પોષણ આપવા માટે પણ ભાવ ખોરાકની જરૂર છે; શરીરને ખોરાક ન મળે તો શરીર નબળુ અને તેજહીન બને છે તેમ આત્માને પણ ખોરાક ન મળે તો આત્મા તેજહીન અને નબળો બને છે. આજે માણુસોમા આત્મબળ નથી દેખાતું; તેનું કારણ એ છે કે આત્માને આજે પોષણ નથી મળતું. શરીરનો ખોરાક જેમ અન્ન છે તેમ આત્માનો ખોરાક સામાયિક છે. શ્રી શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ ગૃહસ્થ-ધર્મમાં નવમા વ્રતમાં તેને સ્થાન આપેલ છે.

સામાયિક કરો કે આત્મસ્વરૂપની પ્રાર્થના કરો-તે સમભાવ અને સત્યની ઉપાસના છે. આત્માને બળવાન બનાવવા માટે સામાયિકની ઉપાસના અત્યંત આવશ્યક છે.

આપણા તીમીરયુકત જીવનને પ્રકાશિત કરવા માટે સામાયિકના કિરણુની જરૂર છે; પૌદ્ગલિક પદાર્થો પરનું મમત્વ હટાવવા માટે અને આત્મગુણોમાં રણમતા કરવા માટે સામાયિકની આવશ્યકતા છે.

## ચિત્ત સ્થિર કરવાની તાલીમરૂપ સામાયિક

કેટલાક લોકો એમ કહે છે કે, અમારું ચિત્ત સ્થિર નથી રહેતું, ત્યા સામાયિક કરીને શું કરીએ? આ પ્રશ્નનું નિરાકરણુ એ

છે કે ચિત્ત સ્થિર નથી રહેતું તે બરાબર છે, પરન્તુ ચિત્ત સ્થિર કરવાની તાલીમ લેવા માટે જ સામાયિક વ્રત યોજવામાં આવેલ છે. દરરોજ સામાયિક કરવામાં આવે અને ધીમે ધીમે ચિત્ત સ્થિર કરવાનો અભ્યાસ કરવામાં આવે તો સ્થિરતા આવી જશે. જેનું ચિત્ત સ્થિર છે, રાગદ્વેષમાં જેની ચિત્તવૃત્તિ ખેંચાતી નથી તેવા વીતરાગને તો સામાયિક સિદ્ધ થઇ જાય છે, પણ સાધારણ માણસો માટે તો ચિત્ત સ્થિર કરવાની સામાયિક શ્રેષ્ઠ તાલીમ છે.

## સામાયિક એટલે સમભાવ

સામાયિકનો અર્થ સમભાવ થાય છે. સમ કહેતાં સમતા અને આય કહેતાં લાભ; જેથી સમભાવનો લાભ કે સમભાવની પ્રાપ્તિ થાય તે સામાયિક. શાસ્ત્રકારોએ કહ્યું છે કે, **लाभालाभे सुहेदुक्खे, जीविए मरणे तहा, समो निन्दा पसंसासु, तहा माणाव माणओ ।** લાભમાં કે હાનિમાં, સુખમાં કે દુઃખમાં, જીવનમાં કે મરણમાં, નિંદામાં કે પ્રશંસામાં, માનમાં કે અપમાનમાં, અઢાર પાપસ્થાનકના ત્યાગ-પૂર્વક સમભાવ રાખવો એ જ સામાયિકની સાધના છે. શત્રુ-મિત્ર, સંપત્તિ-વિપત્તિ, સર્વને સત્ય ભાવે નિહાળવા, તે સમભાવ છે. આ ભાવ કેળવાય ત્યારે સામાયિક સિદ્ધ થઈ ગણાય.

## સમભાવ જીવનવ્યાપી જોઈએ

માણસે સામાયિકમાં સાધેલો સમભાવ એની સર્વ પ્રવૃત્તિમાં જણાઇ આવવો જોઇએ. સૂર્યમાં રહેલો પ્રકાશ છાનો રહી શકતો નથી. ફુલમાં રહેલી સુવાસ તરત જણાઈ આવે છે. ચંદ્રની શીતળતા અને અગ્નિની ઉષ્ણતા બહાર પ્રગટયા વગર રહેતી નથી, હીરાનો ચળકાટ તરત જણાઈ આવે છે, તેવી જ રીતે સામાયિકના સાધકનો સમભાવ પણ તેની દરેક પ્રવૃત્તિમાં પ્રગટ થયા વિના

રહેતો નથી. તે ઘરમાં હોય કે દુકાનમાં, કેદમા હોય કે કચેરીમાં, સ્મશાનમાં હોય કે આલીશાન બંગલામાં, દરેક સ્થળે અને દરેક સમયે સામાયિકનો સાધક સમભાવમય જોવામાં આવે છે. સમતાની સાધના આ રીતે જીવનવ્યાપી બનાવવી, તે સામાયિકનો ધ્યેય છે.

## સર્વ વ્રતોના આધારરૂપ સામાયિક

મધપુડામા અનેક મધમાખીઓ કામ કરતી હોય છે; તે મધમાખીઓમાં એક રાણી હોય છે, તે જ્યા સુધી મધપુડામાં હોય છે ત્યાં સુધી સર્વ માખીઓ રહે છે, પણ તે ઉડી જાય તો બધી મધમાખીઓ તેની સાથે ઉડી જાય છે. તેવી જ રીતે સર્વે વ્રતો અને સર્વે સદ્ગુણો સમભાવરૂપ સામાયિક હોય ત્યાં સુધી જ ટકે છે.

## સામાયિકનો અધિકારી કોણ ?

સામાયિકની સાધના, એ જૈનધર્મનો સાર છે. સામાયિક એટલે સમભાવને કેળવવાની તાલીમ. સામાયિક એટલે સમતા રસના સાગરમાં ડૂબકીઓ મારવી. મુંબઇમાં લાખો રૂપિયાને ખર્ચે દરિયામાં 'સ્વીમીંગ બાથ' બાધવામાં આવેલ છે. તેમા કોઇને તરવા જવું હોય તો દશ રૂપિયા પ્રવેશ ફી આપવી પડે છે અને દર મહિને ત્રણ રૂપિયા ફી આપવી પડે છે. પરન્તુ દાખલ કરતાં પહેલાં તેના શરીરની તપાસ કરવામા આવે છે, તેની ચામડીમા કોઇ ચેપી રોગ ન હોવાનું પ્રમાણપત્ર તેમણે રજુ કરવું પડે છે, ત્યારબાદ ઇન્સ્પેકટર તેનું શરીર તપાસે છે, આટલી તપાસણી થયા બાદ તેને દાખલ કરવામા આવે છે.

'સ્વીમીંગ બાથ' મા તરવા આવનાર સીધો તરવા જતો નથી, પ્રથમ તે શરીરનો મેલ દૂર કરવા માટે બીજા સામાન્ય સ્થાને ન્હાય

છે; ત્યાર બાદ તે 'સ્વીમીંગ બાથ'માં ડુબકીઓ મારવાનો અધિકારી બને છે!

સામાન્ય દરિયાના ખારા પાણીમાં સ્નાન કરવા માટે આટલી વિધિ કરવી પડે છે તો સામાયિક રૂપ સમતા રસના શાન્ત અને મધુર સમુદ્રમાં સ્નાન કરવા માટે તો તેથીયે અનેક ગણી વધારે વિધિ કરવાની જરૂર રહે તે સ્વાભાવિક છે. અનર્થદંડના ચેપી રોગથી જે મૂક્ત હોય તેને જ સમતા રસના સાગરમાં સ્નાન કરવાનો અધિકાર શાસ્ત્રકારોએ આપ્યો છે.

**સામાયિક એટલે સાવદ્ય યોગથી નિર્વૃત્તિ**

સામાયિક એટલે સાવદ્ય યોગથી વિરમવું, પાપ વેપારથી નિવૃત્તિ પામવી. તેનો અર્થ કોઇ ન કરે કે સામાયિક એટલે નિવૃત્તિ! નિવૃત્તિ તો પાપ વેપારથી કરવાની રહે છે, પરન્તુ પ્રવૃત્તિ વિના નિવૃત્તિ ટકી શકતી નથી. સામાયિકમાં નિવૃત્તિની સાથે મહાન પ્રવૃત્તિ પણ કરવાની રહે છે. અનર્થકારી વિચારોને દૂર કરવા માટે, તેવા વિચારો સાથે યુદ્ધની પ્રવૃત્તિ કરવી જોઇએ. તો જ અનર્થકારી વિચારોમાથી નિવૃત્તિ મળી શકે. તેથી સામાયિક એટલે પાપ વ્યાપારોમાંથી નિવૃત્તિ અને સમતારસમા પ્રવૃત્તિ. એક ઠેકાણે સામાયિકની વ્યાખ્યા કરતા કહેવામાં આવેલ છે કે,

सामाइयं नाम सावज्ज जोग परिवज्जणं।
निरवज्ज जोग पडीसेवणं च ॥

સાવદ્યયોગનો ત્યાગ કરવો અને નિરવદ્ય યોગમાં પ્રવૃત્તિ કરવી, તે જ સામાયિક છે.

મન, વાણી અને કર્મમાં સાવદ્યતા રહેવા ન પામે, સર્વ પ્રકારે પાપ-વ્યાપારનો નાશ થાય, તે સામાયિકનો ઉદ્દેશ છે. સામાયિક કરનારના મન, વાણી અને કર્મ ક્રમે ક્રમે નિર્વિકાર

અને પવિત્ર બનતા જાય છે.

## સામાયિક એટલે માનસિક સ્થિરતા

'અનુયોગ-દ્વાર' સુત્રમાં સામાયિકની આ મુજબ વ્યાખ્યા કરવામા આવી છે जो समो सव्वभुएसु तसेसु थावरेसुय, तस्स सामायिय होइ इइ केवल्लिभासिय । જેને ત્રસ અને સ્થાંવર સર્વ જીવોમા સમભાવ છે તેને સામાયિક વ્રત કહેવામા આવેલ છે. સામાયિક શારીરિક ક્રિયાની સાથે માનસિક ક્રિયા પણ છે. મન ઉપર સામાયિકનો મુખ્ય આધાર છે. શરીર સ્થિર હોય, પણ મન અસ્થિર હોય તો સામાયિકની સમભાવની સાધના કેવી રીતે થઈ શકે? રાજર્ષિ પ્રસૂન્નચંદ્રનું શરીર ધ્યાનસ્થ હતું, પણ મન અસ્થિર હતું, શુભ ધ્યાનથી બહાર હતુ, ત્યારે સાતમી નારકીના દળીયા એકઠા કર્યા અને મનને પાછુ ફેરવવાથી–આત્મભાવમા સ્થિર થવાથી કૈવલ્ય દર્શનની પ્રાપ્તિ થઇ. આ રીતે સામાયિકનો મુખ્ય આધાર મનની સ્થિરતા પર રહેલો છે. આ સ્થિરતા માત્ર એક કલાક પુરની જ નહિ, પરન્તુ જીવનવ્યાપી બનાવવા પ્રયત્ન કરવો જોઇએ. દિનચર્યામા વિષમભાવને બદલે તમામ પ્રસંગે સમતોલ વૃત્તિ કેળવવાનો પ્રયાસ કરવો જોઇએ.

## 'વસુધૈવ કુટુમ્બકમ્' ભાવનાની ખીલવણી

પ્રાણીમાત્રમા સ્વસુખ અને સ્વરક્ષણની ભાવના રહેલી છે. લોટમા પડી ગયેલી ઇયળને આંગળી અડાડતા જ તે ભેગી થઇ જાય છે, તેને કોઇ મારી નાખે નહિ તે માટે, સ્વરક્ષણની વૃત્તિથી શરીરને તે સંકોચી લે છે. માણુસ લાકડી લઇને, કોઈ પશુની સામે થાય તો પશુ આમ તેમ નાશી જાય છે, માણુસ રસ્તે ચાલતો હોય અને સામેથી કોઈ મોટર દોડતી આવતી હોય કે ગાય, ભેંસ, બળદ તોફાન કરતા આવતા હોય તો તે તરત જ બાજુએ ખસી જાય છે. આમ કીડાથી માંડીને માણુસ સુધીમા સ્વરક્ષણની વૃત્તિ

રહેલી છે. આ સ્વરક્ષણની વૃત્તિને સર્વ રક્ષણની સમભાવી વૃત્તિમા ફેરવવી, તે સામાયિકનો ધ્યેય છે. માનવ દૃષ્ટિ પોતાના દેહ, ઇન્દ્રિયો અને ભોગો પુરતી જ રહે છે; જરા આગળ વધીને તે પરિવાર સુધી પહોચે છે. તે દૃષ્ટિને વિશ્વવ્યાપી બનાવવી તે સમભાવમય સામયિકનું ધ્યેય છે. 'મને સુખ કે રક્ષણ પ્રિય છે તેમ અન્યને પણ તેવું જ પ્રિય છે' એમ સમજીને કોઇની હિંસા ન કરવી કે કોઇને કષ્ટ ન આપવું અને **वसुधैव कुटुम्बकम्** ની સર્વ રક્ષણ અને સર્વ સુખની ભાવના કેળવવી, રાગદ્વેષ પર વિજય મેળવવો તેમાં સામાયિકની સિદ્ધિ રહેલી છે.

જ્યા સામાયિક થતી હોય, ત્યાં દ્વેષ, કલેશ, ઝગડા, લડાઈ કે યુદ્ધ ન જ હોય, ઉંચ-નીચના ભેદભાવો ન ટકે. સ્પર્શાસ્પર્શની કૃત્રિમ દિવાલો ન હોય. આજે તો ઉંચ-નીચના ભેદભાવો વધતા જાય છે; વ્યક્તિ વ્યક્તિ વચ્ચે અને કુટુમ્બ કુટુમ્બ વચ્ચે ઝગડાઓ પ્રવર્તી રહેલ છે; સમાજ સમાજ વચ્ચે ઘર્ષણ ચાલી રહેલ છે; રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે યુદ્ધોની વાતો થઈ રહી છે. આ જાતના ઘર્ષણ દૂર કરવાની એક માત્ર ઔષધિ 'સમતાભાવ' જ છે. અને આ સમ ભાવ કેળવવાનું સાધન સામાયિક છે.

## દ્રવ્ય સામાયિક અને ભાવ સામાયિક

સામાયિકના બે પ્રકાર છે: દ્રવ્ય સામાયિક અને ભાવ સામા યિક. જીવનના દરેક પ્રવૃત્તિમા સમતા ઉતારવી તે ભાવ સામાયિક છે. ભાવ સામાયિકને સાધવાના સાધનોને દ્રવ્ય સામાયિક કહે છે. દ્રવ્ય સામાયિકને ભાવ સામાયિક સુધી પહોંચાડવાનું સાધકનું ધ્યેય હોવું જોઈએ અને તે માટે તેણે પ્રયત્નશીલ રહેવું જોઇએ.

એક ઘડિયાળને તમો ચાવી આપો તો તે ચોવીશ કલાક ચાલે છે; મોટી ઘડિયાળને એક વાર ચાવી આપવાથી આઠ દિવસ ચાલે

છે; પણ કોઇ ઘડિયાળ એવી હોય કે તમો તેને ચાવી આપો તેટલો વખત ચાલે અને પછી બંધ પડી જાય, તો તમો તેને ઘડિયાળ કહેશો કે રમકડું ? તેને ઘડિયાળ નહિ કહી શકાય, પરન્તુ તે રમકડું જ ગણાશે. તેવી જ રીતે માણસ સામાયિક કરે ત્યાં સુધી જ તેનો સમભાવ ટકે અને પછી તેના વર્તનમાં વિષમતા આવી જાય, તેની પ્રવૃત્તિમાં સમતાનો અંશ જોવામાં ન આવે તો સમજવું કે તેમની સામાયિક દ્રવ્ય સામાયિકના આભાસરૂપ છે; તે સામાયિક ભાવ સામાયિકમાં પરિણમેલ નથી.

વર્ષો સુધી સામાયિક કરવા છતાં સમભાવ સિદ્ધ ન થાય તો જરા શાંત ચિત્તે આત્મનિરીક્ષણ કરવું જોઇએ અને સમભાવ કેળવવામાં જે જે બાધક તત્ત્વો હોય, જે જે તત્ત્વો અંતરાયરૂપ હોય તે શોધી કાઢવા જોઇએ અને દૂર કરવાં જોઇએ.

બાળપોથી ભણનાર નાનું બાળક એક વર્ષે પુસ્તક પુરૂં કરે છે, તે જ બાળપોથીને સાતમા ધોરણનો વિદ્યાર્થી એક કલાકમાં વાંચી નાખે છે. બાળપોથી ભણનાર અને સાતમી અંગ્રેજી ભણનાર વચ્ચે જેટલું અંતર છે તેટલું પવિત્રતા અને સમતારસનું અંતર સામાયિક શરૂ કરનાર અને વર્ષોથી સામાયિક કરનારમાં હોવું જોઇએ.

વર્ષો થયા અભ્યાસ કરવા છતાં જે વિદ્યાર્થી બાળપોથીમાં જ હોય તે માટે આપ શું વિચારશો ? તેવી જ રીતે વર્ષોથી સામાયિક કરનારમાં સહજ સમતોલવૃત્તિ પ્રગટેલી ન હોય, તો તે માટે આપ કોને કારણભૂત ગણશો ?

એકવાર અમારા પૂજ્ય ગુરુદેવે ફરમાવ્યું હતું કે,

'કોઇ માણસને મકાન બાંધવું હોય અને તે ચણતરકામ શરૂ કરે, પરન્તુ દિવસે ચણેલી ભીંત રાત્રે પડી જતી હોય તો તેનું કાર્ય પુરું થાય ખરું ? તેના ચણતરકામમાં કદી પ્રગતિ થવા પામે નહિ,

દિવસોના દિવસો સુધી અને વર્ષોના વર્ષો સુધી તે ચણતરકામ ચાલુ રાખે તો પણ તે કામ જ્યાનું ત્યાં જ રહે; તેમા જરા પણ પ્રગતિ માલૂમ પડે નહિ.

તેવુ જ સામાયિકનું છે. સામયિકમા સમભાવની દિવાલ ચણવામા આવે, પરન્તુ સામાયિક પળાય, ન પળાય ત્યા સમભાવની દિવાલ તૂટી પડે તો સમતારસમા જરા પણ વૃદ્ધિ થવા પામે નહિ.

પાયો મજબૂત ન હોય તો જ દિવાલ તૂટી પડે, તેમ સામાયિકમા વિવેકનો પાયો મજબૂત ન હોય તો જ સમતારસ જતો રહે, માટે સમભાવ ટકાવવા માટે વિવેકનો પાયો મજબૂત બનાવવો જોઇએ.

## પહેલાંના શ્રાવકો

પહેલાંના શ્રાવકોમા સામાયિક, પ્રતિક્રમણ આદિ ધર્મક્રિયા પ્રતિ પૂર્ણ શ્રદ્ધા હતી. સુરતના એક પ્રતિષ્ઠિત ઝવેરી પર ખોટો આરોપ આવવાને લીધે, તેમને કેદ કરવામા આવ્યા હતા, સામાયિક-પ્રતિક્રમણ કરવાનો તેમનો હમેશનો નિયમ હતો, પરન્તુ ત્યાં ધાર્મિક ક્રિયા કરવાની સગવડ હતી નહિ. તેણે જેલના વ્યવસ્થાપકને કહ્યુ કે તમે જેમ નિમાજ પઢો છો તેમ અમારે પણ ધાર્મિક ક્રિયા કરવાની હોય છે, માટે મને સગવડ કરી આપો તો આપનો ઉપકાર. વ્યવસ્થાપક ભલો માણસ હતો, તેથી તેણે શેઠને ધાર્મિક ક્રિયા કરવાની સગવડ કરી આપી શેઠ પોતાને સગવડ આપનાર અમલદાર પર ખુશ થયા અને હમેશા પાંચસો સોનામહોર તે અમલદારને ઈનામ તરીકે આપવાની શેઠે પોતાના પુત્રને સૂચના કરી

શેઠ પરનો આરોપ ખોટો ઠર્યો અને શેઠ નિર્દોષ છૂટી ગયા, ત્યારે તે અમલદારને થયું કે શેઠ પાસેથી વાત બહાર આવશે અને

સોનામહોરનુ ઇનામ લીવાની ખબર બાદશાહને પડશે તો બાદશાહ દંડશે; તેથી શેઠને સોનામહોરો તે પાછી આપવા લાગ્યો. શેઠે કહ્યુ, 'ભાઈ, આ તો મેં તમને પ્રેમથી ભેટ આપી છે, આમાં તમારે કશું કરવાનું કારણ નથી. મેં તો તમને ફક્ત રોજની પાચમો સોનામહોર આપી છે, પણ તમે તો મને જેનું મૂલ્ય ન થઇ શકે તેવુ અમૂલ્ય સામાયિક રત્ન કરવાની અમૂલ્ય તક આપી છે; આ દષ્ટિએ તમે મારા પર વિશેષ ઉપકાર કર્યો છે.'

કહેવાનુ તાત્પર્ય એ છે કે શેઠે જેલમાં પણ પોતાની ટેક મૂકી નહોતી. અગાઉ આવા શ્રાવકો હતા, પરન્તુ આજે શિથિલતા જોવામાં આવે છે.

મુસલમાનો પોતાનો નમાજનો વખત કોઇ દિવસ પણ પઢયા વિના જવા દેતા નથી, તેઓ પ્રવાસમા હોય કે જંગલમા–ગમે ત્યા હોય, પરંતુ નમાજના સમયે નમાજ પઢવા લાગી જશે. તેઓ કોઇ પણ સંજોગોમા નમાજ પઢવાનું ચુકતા નથી, ત્યારે તમારી પાસે સમય હોય છતા તમો વિકથામા તે સમય વિતાવી દો તો ખરેખર તમારે શરમાવા જેવુ છે, સામાયિક–પ્રતિક્રમણ હમેશા કરવાનો શ્રાવકે અવશ્ય નિયમ રાખવો જોઇએ.

## મનની સ્થિરતા માટે આજીવિકાની શુદ્ધિની આવશ્યકતા

કેટલાક લોકો કહે છે કે અમે સામાયિક કરીએ છીએ, પણ અમારું મન સ્થિર રહેતું નથી, મન સ્થિર રાખવાના ઘણા ઉપાયો છે, પરંતુ મન સ્થિરતાનો મુખ્ય આધાર આજીવિકાની શુદ્ધિ પર છે. સત્ય અને પ્રમાણિકતાથી આજીવિકા મેળવનારનું ચિત્ત શુદ્ધ અને સ્થિર રહી શકે છે; જ્યા તેનો અભાવ હોય ત્યા મનની સ્થિરતા રહી શકતી નથી.

પુણિયા શ્રાવકની સામાયિક આપણે ત્યા પ્રસિદ્ધ છે, ફક્ત

બાર આનાની પુંજી તેમણે રાખી હતી; તેનું રૂ ખરીદી, તેની પુણીઓ બનાવી તેઓ વેચતા અને તેમાથી જે કાઇ મળે તે વડે પોતાની આજીવિકા ચલાવતા. તેઓ એક વાર સામાયિકમા બેઠા હતા, ત્યારે રોજની જેમ તેમનું મન સ્થિર ન રહ્યું, આથી તેઓ વિચારમાં પડી ગયા, તેમને થયું કે આજે કોઇ અણુહક્કની ચીજનો ઉપયોગ થયો લાગે છે, નહિતર મનની સ્થિરતા ગુમાવાય નહિ, તેમણે પોતાની દિનચર્યા તપાસી જોઇ, પરંતુ તેમા કયાય અણુહક્કની વસ્તુ આવ્યાનું માલૂમ પડયું નહિ. સામાયિક પૂરી થયા પછી તેમણે શ્રાવિકાને પૂછયું કે, 'આજે ખોરાકમાં કોઇ બીજાના ઘરની વસ્તુ તો નથી આવીને?' તેમના ધર્મ પતિએ નમ્રતાપૂર્વક ખૂલાસો કર્યો કે, 'ભોજનમા બીજાના ઘરની વસ્તુ તો નથી આવી, પણ ચુલો સળગાવવા માટે પડોશીના ઘરનો દેવતા, છાણાના ટુકડામાં તેમને પૂછયા વગર લાવી હતી.' આ ખુલાસાથી સામાયિકમાં મન સ્થિર ન રહેવાનું સાચું કારણ પુણિયા શ્રાવકને સમજાયું અને ભવિષ્યમાં કદી આમ ન કરવા માટે તેમણે પોતાની ધર્મપતિને સમજાવ્યુ.

ફક્ત પારકાનું છાણું વાપરનારનું ચિત્ત સામાયિકમા સ્થિર રહે નહિ તો બીજાના શ્રમથી પેદા થયેલ ધન પર તાગડધિન્ના કરનારનુ મન સામાયિકમાં સ્થિર કેવી રીતે રહી શકે ભલા? સામાયિક વ્રતની શુદ્ધ આરાધના કરવા માટે તેની પ્રાથમિક ભૂમિકા રૂપ, આજીવિકાની શુદ્ધિ કરવાની અને અનાવશ્યક ખર્ચ ઘટાડવાની અનિવાર્ય આવશ્યકતા છે.

## સામાયિકના પાંચ અતિચારો

સામાયિક વ્રતના પાંચ અતિચારો છે: **યોગ દુષ્પ્રણિધાના ઽ નાદર સ્મૃત્યનુપ્રસ્થાપનાનિ।** હાથ, પગ, વગેરે અંગોનું ખોટી રીતે સંચાલન કરવુ અથવા છકાય જીવની હિંસા કરવી;

જીવને દુઃખ થાય તેવી કાયા પ્રવર્તાવવી તે કાયદુષ્પ્રણિધાન છે. સંસ્કાર વિનાની અને અર્થ વિનાની ભાષા બોલવી, છકાય જીવની હિંસા કે દુઃખ થાય તેવું વચન પ્રવર્તાવવું, તે વચન દુષ્પ્રણિધાન છે. ક્રોધ, દ્રોહ, આદિને વશ થઇ મનોવ્યાપાર કરવો તે મનદુષ્પ્રણિધાન છે. સામાયિકમા ઉત્સાહ ન રાખવો, સામાયિકના સમયે સામાયિકમા પ્રવૃત્ત ન થવુ, સામાયિકમા ગમે તેમ પ્રવૃત્તિ કરવી અથવા અવ્યવસ્થિતપણે સામાયિક કરવી, તે અનાદર નામનો અતિચાર છે. એકાગ્રતાના અભાવથી યા ચિત્તની અવ્યવસ્થાથી અધૂરી સામાયિક પાળી લેવી તે સ્મૃતિનું અનુપસ્થાન નામનો પાચમો અતિચાર છે. આ અતિચારોથી દૂર રહી, શુદ્ધ સામાયિક વ્રત આચરવાથી શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે.

## સામાયિક આવશ્યક ક્રિયા

અન્ય કામો માટે આપણને સમય મળે છે, ત્યારે આત્માના ખોરાક રૂપ અને સમભાવની તાલીમ રૂપ સામાયિક કરવા માટે શું ઓછામા ઓછી એક કલાક ન મેળવી શકાય? શાસ્ત્રકારોએ છ આવશ્યક કહ્યા છે તેમાં સામાયિકને પણ આવશ્યક ક્રિયા ગણવામા આવી છે, એટલે તે હમેશા થવી જોઇએ. જીવનને ટકાવવા માટે જેમ હવા, પાણી, ખોરાકની જરૂર છે તેમ આત્માના સમતા રસને ટકાવવા માટે સામાયિકની અનિવાર્ય અગત્ય છે અને તેથી ઓછામા ઓછી સામાયિક માટે એક કલાક તો હંમેશા કાઢવી જ જોઇએ.

## ૧૦. દેશાવકાશિક વ્રત

### મર્યાદા ટુંકાવવા માટેનું વ્રત

સઢ વિનાની નૌકા સમુદ્રમા ચારે બાજુ અથડાઇને ભાંગી પડે છે તેમ વ્રત કે સયમ વિનાનો માનવી ચારે બાજુ અથડાઇને પતન પામે છે; જીવનને વિશેષ સંયમી બનાવવા માટે શ્રાવકના આ સર્વ વ્રતો છે; તેમા દસમું 'દેશાવકાશિક' વ્રત છે.

છઠ્ઠા વ્રતમા જે દિશાની મર્યાદા બાંધવામાં આવી હોય તેમા, સંવરની વૃદ્ધિ માટે, રોજની દિશામા ઘટાડો કરવાનો અને સાતમા વ્રતમા જે ઉપભોગ–પરિભોગની મર્યાદા રાખી છે તેમાં એક દિવસ માટે ઘટાડો કરવાનો આ વ્રતનો આશય છે. માણસે દિશાની કે ઉપભોગ-પરિભોગની જીવન સુધીની જે મર્યાદાઓ રાખી હોય તે મુજબ તે હમેશા ઉપયોગ કરતો હોતો નથી; તેથી આવાગમનના ક્ષેત્રની અને ભોગોપભોગના પદાર્થની એક દિવસ માટે મર્યાદા ઓછી કરવી, તે દેશાવકાશિક વ્રતનો ઉદ્દેશ છે.

કોઈ આચાર્ય એમ પણ કહે છે કે બધા વ્રતોમાં જે મર્યાદાઓ રાખી હોય તે બધી મર્યાદાઓ ટુંક સમય માટે ઓછી કરવી, તે દેશાવકાશિક વ્રત છે. ચોથા, પાંચમા, છઠ્ઠા, સાતમા, વગેરે વ્રતોમાં જે વધારે છૂટો રાખવામાં આવેલી હોય તે થોડા સમય માટે વધુ મર્યાદિત કરવી જોઇએ, એમ તેમનુ કહેવું છે.

વર્તમાનમાં ઉપવાસ કરીને, પાણી પીને અથવા એકાસણુ કરીને, ૨૪ કલાક માટે ૧૮ પાપસ્થાનના ત્યાગ કરી, સવર કરણીમા

સમય વિતાવવો તેને દશમુ વ્રત ગણવામાં આવે છે.

### આ વ્રતના પાંચ અતિચારો

આ વ્રતના પાંચ અતિચારો આ પ્રમાણે છે **આનયન પ્રેષ્યપ્રયોગ શબ્દરૂપાનુંપાત પુગ્દલપ્રક્ષેપ.** । 'આનયન' એટલે જેટલા પ્રદેશનો નિયમ કર્યો છે તેની બહારની વસ્તુ મગાવવી; પોતે ન જતાં નોકર પાસે મંગાવવી તે 'પ્રેષ્યપ્રયોગ' છે. સાદ પાડીને કોઈને મર્યાદા બહારથી બોલાવ્યો હોય તે 'શબ્દાનુપાત' છે; શબ્દ બોલ્યા વિના વસ્તુની આકૃતિ માત્ર બતાવીને, મર્યાદા બહારથી વસ્તુ મગાવી હોય કે કોઈને સકેતથી બોલાવ્યો હોય તો તે 'રૂપાનુપાત' છે. કાંકરો કે ઢેફું, વગેરે ફેંકી, કોઈને પોતાની નજીક આવવાની સૂચના કરવી તે 'પુદ્દગલ પ્રક્ષેપ' છે દશમા વ્રતના આરાધકે આ અતિચારથી દૂર રહેવુ જોઇએ.

આ વ્રતથી ઉપભોગ-પરિભોગની વૃત્તિઓને સયમિત કરવાનો અભ્યાસ થઈ શકે છે.

### આજની ચાલુ પ્રણાલિકા

આજકાલ દશમું વ્રત કરવાની એક બીજી પ્રણાલિકા પણ ચાલુ છે, માલવા, મેવાડ, મારવાડ વગેરે સ્થળોએ દશમું વ્રત કરવાની પ્રથા છે. દશમું વ્રત કરનાર એક વખત ભોજન કરે છે; શેષ સમય સામાયિક, સંવર, જ્ઞાન-ધ્યાન, આદિ સંવર કરણીમાં વિતાવે છે, દશમુ વ્રત કરાવનાર પોતાના ખર્ચે સર્વે વ્રતધારી ભાઇ-બ્હેનોને જમાડે છે. રતલામ જેવા શહેરમા તો મહિનામાં દશ દિવસ દશ તિથિઓએ આ વ્રત કરવાની પ્રથા સંભળાય છે ઘણા સહાયપાત્ર ભાઈ-બ્હેનો પણ આનો લાભ લઈ ધર્મારાધના કરી શકે છે

કેટલાક લોકો દશમા વ્રતમાં મીઠાઈઓ અને બીજી તૈયાર વસ્તુઓ ખરીદી લાવીને ઉપયોગ કરતા અને સમજતા કે તૈયાર

વસ્તુઓ લેવાથી, આરંભમાંથી બચાયું, તેમની દૃષ્ટિ તૈયાર વસ્તુ
ઓની પાછળના મહા-આરંભ તરફ ગઈ ન હતી અને તેથી તેઓ
આમ કરતા હતા. આ પ્રથાને દૂર કરવા માટે પૂ. શ્રી જવાહિરલાલજી
મહારાજ સાહેબ અલ્પારંભ અને મહારંભ અંગે બહુ સુંદર પ્રતિ·
પાદન કરી, સમાજને સત્ય સ્વરૂપનું ભાન કરાવ્યું હતું.

ભગવતી સૂત્રમાં શંખજી, પોખલીજીનો અધિકાર આવે છે.
તેમણે આ વ્રતની આરાધના કરવા માટે બજારની તૈયાર વસ્તુઓ
ન હોતી મંગાવી, પણ પોતાને ત્યાં બનેલી વસ્તુઓનો ઉપયોગ
કર્યો હતો. જો તૈયાર વસ્તુઓના ઉપયોગથી, આરંભથી બચી
શકાતું હોત તો તેઓ શા માટે તૈયાર વસ્તુઓનો ઉપયોગ ન
કરત! આ પરથી સ્પષ્ટ જણાય છે કે તૈયાર વસ્તુઓના ઉપયોગથી
આરંભથી બચી શકાતું નથી, પણ મહારંભના ભાગીદાર થવું પડે
છે. જીવનની તમામ પ્રવૃત્તિમાં, મહારંભનો ત્યાગ કરી, જીવનની
જરૂરીઆતો ઘટાડી, જીવનને પવિત્ર બનાવવું જોઈએ. મહારંભી
વસ્તુ માત્રના ત્યાગનો આદર્શ નજર સમક્ષ રાખો, શ્રાવકે પોતાના
જીવનને પવિત્ર પંથે વિતાવવું, એ આ વ્રતનો પવિત્ર આશય છે.



## ૧૧. પૌષધ વ્રત

### સચ્ચારિત્રમાં ગતિ એટલે જ જીવન

આપણા શરીરમાં ફેફસાં નિરન્તર સંકોચ અને વિકાસની ક્રિયા કર્યા કરે છે, હૃદય સતત ધડકયા કરે છે; નાડીઓનો ધબકારો અવિરતપણે થયા કરે છે, લોહી પરિભ્રમણ કર્યા કરે છે. આ સર્વ ગતિશીલ છે ત્યા સુધી માણસ જીવે છે, એક ક્ષણ માટે પણ જો આ ગતિ અટકી જાય તો માણસનુ મૃત્યુ નીપજે છે.

તેવી જ રીતે માનવ પણ જયા સુધી સચ્ચારિત્રમાં ગતિશીલ છે ત્યા સુધી જ તે સાચા અર્થમા જીવી રહ્યો છે; જે ક્ષણે તે સચ્ચારિત્રમાં આગળ વધતો અટકી જાય તે જ ક્ષણે તે જીવતા છતાયે મૃતવત્ છે. બાહ્ય દૃષ્ટિએ તે ભલે જીવતો દેખાતો હોય, પણ આભ્યંતર દૃષ્ટિએ તે મરેલો જ છે. ગૃહસ્થે સચ્ચારિત્રનું ઘડતર કરવા માટે બાર વ્રતની આરાધના કરવી જોઇએ અને દિનપ્રતિદિન તે વ્રતોને વિશેષ દૃઢ બનાવવા જોઇએ. અત્રે આપણે અગ્યારમા વ્રતનો વિચાર કરવાનો છે.

### પૌષધ વ્રત એટલે આત્માને પોષવો

અગ્યારમું પૌષધવ્રત છે, શરીરને ભૂખ્યું રાખી, આત્માને પોષવો તે પોષધવ્રત છે. આત્મચિંતનમાં એક અખંડ દિવસ વિતાવવો અને તે દરમ્યાન આત્મનિરીક્ષણ કરી, આત્માને પોષક તત્ત્વોનું ચિંતન કરી, આત્મભાવમાં રમણ કરવું તે પૌષધ વ્રત છે. આ વ્રતમા બધી સાંસારિક પ્રવૃત્તિઓનો ત્યાગ કરી, ચોવીસ

કલાક ધર્મ જાગરણમાં તત્પર રહેવાનું હોય છે. આ વ્રતની આરાધનાથી અનાત્મભાવ ઘટતો જાય છે અને આત્મભાવનું પોષણ થતું જાય છે.

## પૌષધ વ્રતમાં અડગતા

આત્માનું પોષણ કરનાર પૌષધ વ્રત અંગીકાર કરેલ મનુષ્યની સામે ગમે તેટલી ભૌતિક આપત્તિઓ આવે તો પણ તે વિચલિત થાય નહિ. શાસ્ત્રમા કામદેવ શ્રાવકનો અધિકાર આવે છે. કામદેવજી પોતાની પૌષધશાળામા પૌષધ વ્રત કરીને આત્મભાવમાં રમણતા કરી રહ્યા હતા તે સમયે તેમના શરીર પર દૈવી ઉપસર્ગ આવ્યો, પરન્તુ તેઓ આત્મભાવથી ચલીત થયા ન હતા, ગમે તેટલી મુશ્કેલી આવે તો પણ સ્થિરતા જાળવા રખાય, ત્યારે પૌષધ વ્રત સિદ્ધ થયું ગણાય અને ત્યારે જ અખંડ આત્મશાન્તિ પ્રાપ્ત થાય.

## આજની પરિસ્થિતિ

આજકાલ માણસોમા આત્મબળ ઘટતું જાય છે, એટલું જ નહિ પણ આત્મભાવ પણ ઘટી રહ્યો છે માનવ સમાજ આજે અનાત્મભાવના વહેણમાં વહી રહ્યો છે. માનવ જેમ જેમ બાહ્ય વસ્તુઓના વૈભવને મેળવતો જાય છે તેમ તેમ તે આત્મવૈભવ ગુમાવતો જાય છે, પરન્તુ માનવે વિચારવું ઘટે છે કે આત્માને વેચી નાખીને, સારૂં એ જગત મેળવવામા આવે તો પણ તેની કશી કિંમત નથી.

અંગ્રેજની એક સુંદર કવિતામાં એ જ વાત કહી છે: For, what shall it profit a man if he shall gain the whole world and lose his own soul, અર્થાત્ આત્માને ગુમાવીને આખું વિશ્વ મળે તો પણ તેથી માણસને શું લાભ થશે?

માણસ આજે બાહ્ય સૃષ્ટિના નિરીક્ષણ માટે આમથી તેમ

હજારો માઈલની દોડાદોડ કરે છે, પણ પોતાની આન્તર્ સૃષ્ટિના નિરીક્ષણ માટે પા કલાક પણ કોઈ દહાડો બેસે છે ખરો? તે યુરોપ અને અમેરિકાના દેશો જોવા જાય છે, પણ પોતાના હૃદય-પ્રદેશને નિહાળવાનો તેને અવકાશ મળતો નથી. માણસ સવારમાં ઊઠીને રોજ છાપાઓ વાંચવા બેસે છે અને દુનિયામાં શું થઇ રહ્યું છે તે જાણવા મથે છે વરસાદ કે બીજા કોઈ કારણે, ગાડીઓ ચાલતી ન હોય અને છાપા આવ્યા ન હોય તો માણસ અધીરો બની જાય છે દુનિયામા શું ચાલી રહ્યું છે તે જાણવાની તેને આટલી બધી તાલાવેલી છે, પણ પોતાના હૃદયમા કેવી ગડમથલ ચાલી રહી છે, વૃત્તિઓમા કેવો સંગ્રામ મચી રહ્યો છે તે જોવા કે જાણવાનો અવકાશ મળતો નથી! આ માનવીની પામર દશા છે. આ પામર દશામાથી મૂક્ત થવા માટે, આન્તર્ વૃત્તિઓનું નિરીક્ષણ કરવા માટે અને આત્મ વિકાસ સાધવા માટે પૌષધ વ્રત ઉત્તમ સાધન છે.

### આત્મ-સંપત્તિની વૃદ્ધિની આવશ્યકતા

આત્મા વિષે એક અંગ્રેજ અનુભવી લખે છે કે, He that loses wealth, loses much, he that loses friends, loses more, but he that loses his spirit loses all; અર્થાત્ જે માણસ સંપત્તિ ગુમાવે છે તે ઘણું ગુમાવે છે, જે મિત્રોને ગુમાવે છે તે તેથી પણ વધુ ગુમાવે છે; પણ જે આત્માને ગુમાવે છે તે બધુ ગુમાવે છે. જે માણસ ભૌતિક શક્તિઓનો સંગ્રહ કરે છે તે આત્મિક શક્તિઓને ગુમાવે છે; તે જડ વૈભવ તરફ ખેંચાતો જાય છે અને આત્માથી દૂર થતો જાય છે; તેથી સર્વ અનાત્મ ભાવોને દૂર કરી, આત્મભાવ પોષવા માટે પૌષધ વ્રતની આવશ્યકતા છે.

### પૌષધ વ્રતમાં સેવવાના ત્રણ મનોરથો

અગ્યારમા પૌષધ વ્રતમાં શ્રાવકે ધર્મ જાગરણ જાગીને ત્રણ

મનોરથનું ચિંતન કરવું જોઈએ. ત્રણ મનોરથ આ મુજબ છે: આરંભ–પરિગ્રહને નિત્ય ઘટાડવાની ભાવના; છેવટે આરંભ–પરિગ્રહથી સર્વથા મુક્ત થવાની ભાવના, અને પંડિત મરણની ભાવના.

પહેલા મનોરથમાં આરંભ પરિગ્રહને ઘટાડવાનું ચિતન હોવું જોઈએ. શ્રી ઠાણુંગ સુત્રમાં ફરમાન છે કે જયા સુધી જીવ આરભ–પરિગ્રહમાં રાચતો હશે, જ્યા સુધી આરભ–પરિગ્રહ પ્રતિ ઉદાસીન વૃત્તિ જાગૃત થઈ નહિ હોય ત્યા સુધી જીવ ધર્મારાધના કરી શકશે નહિ, એટલું જ નહિ પણ ધર્મ સન્મુખ પણ થઈ શકશે નહિ. ધર્મને પ્રાપ્ત કરવા માટે આ પહેલો મનોરથ ચિંતવવાનો છે, પણ આજે આવો મનોરથ ચિંતવનારા કેટલા ? આજે મનુષ્યને જ્યારે એકાતનો સમય મળે છે ત્યાર આરભ–પરિગ્રહ ઘટાડવાના વિચારોને બદલે વધારવાના જ વિચારો ચિતવાય છે. 'કયો વેપાર કરવો ? કયું કારખાનું ખોલ્યું હોય તો ઘેર બગલા અને મોટર થઈ જાય ? પરદેશની મુસાફરી કયારે થાય અને કયારે નવા ઉદ્યોગો સ્થપાય ?' આ જાતના જ વિચારો આત્મ ચિંતવન કરવાના સમયે ઘોળાતા હોય છે ! આ વિચારોને વ્હેલી તકે મૂર્તસ્વરૂપ આપવા માટે શીઘ્રવેગી મોટર, આગગાડી અને હવાઈ જહાજ જેવા સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે ! !

આ રીતે વિશેષ મૂડી વધારવાનો આશય વિલાસ અને આડંબર વધારવા સિવાય બીજો હોય છે ખરો ? લગ્નાદિ પ્રસંગોમા ખૂબ ભપકો કરી, આડબર પ્રેમી અબોધ બાલ જીવોને આજી નાખવાનો તેમનો પ્રયાસ હોય છે, લગ્નમા આટલા હજાર કે આટલા લાખ ખર્ચ્યા, આટલા મ્હેમાનો અને આટલા વાજાવાળાને બોલાવ્યા, આટલા હજાર વીજળીના દીવા કર્યા, ગામમાં વિજળીનું સાધન ન હોવા છતાં નવું મશીન ઉભું કર્યું, પખા તથા સીનેમાની જાનૈયા માટે સગવડ કરી, જાનૈયાઓને સોના–ચાંદીની વસ્તુઓ ભેટ

આપી, ખૂબ મેવા મિઠાઈઓ જમાડયા—આ જાતની ખોટી વાહવાહ ગાવા માટે આજે નીતિ-અનીતિનો વિચાર કર્યા સિવાય પૈસો મેળવવામાં આવે છે. વર-કન્યા એકબીજાને બે આનાની સુતરની માળા પહેરાવી દે તો પણ ચાલે, ત્યાં લાખોનું અનર્થ ખર્ચ કરનાર અને તેની વાહ વાહ કરનાર—બંને જ્ઞાનીની દૃષ્ટિએ દયાપાત્ર છે

સવાસો વર્ષ પહેલા પતિના મૃત્યુ પછી વિધવા પત્નિને ફરજીઆત સતી થવાનો રિવાજ હતો, પત્નિને પતિ સાથે અગ્નિમા બળી મરવું પડતું, આ રિવાજ જંગલી હતો એમ સૌ કોઇ માને છે, પરન્તુ બાહ્યાડંબરમાં પોતાના સમય, શક્તિ અને ધનનો દુર્વ્યય કરવો તે સતી થવાના રિવાજ કરતા પણ વિશેષ ભયકર અને ઘાતક રિવાજ છે, સતી થવાના રિવાજમાં તો એક જ બ્હેનને પોતાના જીવનનો અત આણવો પડે છે, ત્યારે આડંબરની પ્રથા તો વંશપરપરાએ અનેકને ચિન્તાગ્નિમા બાળીને ખાખ કરી દે છે. જો ધર્માચાર્યો ધાર્મિક ઉત્સવ આડંબરથી ઉદાસીન બને તો ગૃહસ્થોને પણ શિક્ષા પાઠ મળે અને સમાજ આરંભ-પરિગ્રહના પાપથી બચી શકે.

## આ વ્રતના પાંચ અતિચારો

આ વ્રતના પાચ અતિચારો છે: **अप्रत्यवेक्षिता प्रमार्जितोत्सर्गा दाननिक्षेप संस्तारोप क्रमणानादर स्मृत्यनुपस्थापनानि ।** કોઇ જંતુને આખે જોવા વિના અથવા કોમળ ઉપગરણ વડે પ્રમાર્જન કર્યા વિના મળ, મૂત્ર, લીંટ, આદિ ત્યાગવા; જોયા વિના કે પ્રમાર્જન કર્યા વિના પાટ, પાટલા લેવા અથવા પોજ્યા વિના બિછાનુ પાથરવું; પૌષધ વ્રત કરવામાં ઉત્સાહ ન બતાવવો અને પૌષધ વ્રતના સમયને યાદ ન રાખવો, આ પાચ અતિચારો છે, આ વ્રતની આરાધનાથી આત્મા પુષ્ટ અને બળ

વાન બને છે. પૌષધ સિવાયના દિવસોમા પણ શ્રાવકોએ ઉપરોક્તરીતે જીવરક્ષા માટે યત્ના કરવી જોઇએ. પોતાના જીવનના તમામ વ્યવહારમાં ત્રસ જીવોની હિંસા ન થાય, તે માટે જાગૃતિ રાખવી જોઇએ. જે પ્રવૃત્તિથી ત્રસ જીવની હિંસા થાય તેવી તમામ પ્રવૃત્તિનો ને તેવાં સાધનોનો ત્યાગ કરવો જોઈએ.

## પહેલાંના આદર્શ શ્રાવકો

પહેલાંના શ્રાવકો મહિનામાં ૭ પૌષધ કરતા હતા; ૭ દિવસ કામધંધો મૂકીને આત્મવિચારણા કરતા, ઇસાઈ ધર્મમાં રવિવારની રજા પાળવાનું જે વિધાન છે તે પણ ધર્મારાધના માટે કરવામાં આવેલ છે, રવિવારને દિવસે માણસ રોજનો ગોરખ ધંધો પડતો મૂકીને, પ્રભુ પ્રાર્થનામાં લીન રહે એ ઉદ્દેશથી રવિવારના દિવસને 'હોલી–ડે ' એટલે પવિત્ર દિવસ તરીકે નક્કી કરવામાં આવેલ છે, પરન્તુ આજે તો તે જ દિવસે રોજ કરતાં વધુ વિલાસી જીવન જીવાઈ રહેલ છે! ખાવું-પીવું, સારાં કપડા પહેરવા, જમણવાર કરવા, હરવું-ફરવુ, નાટક-સિનેમા જોવા, વગેરે પ્રવૃત્તિઓમાં રવિવારનો દિવસ પસાર કરવામાં આવે છે, 'હોલી–ડે ' એટલે પવિત્ર દિવસની આ રીતે હોળી કરવામાં આવે છે અને 'હોલી–ડે 'ને 'હોળી–ડે 'મા ફેરવી નાખવામાં આવે છે! વાસ્તવિક રીતે તો રવિવારનો દિવસ પ્રભુ પ્રાર્થના અને આત્મ વિચારણા માટે જ યોજાયેલ છે, કહેવાનું તાત્પર્ય એ છે કે પૌષધ વ્રત માટે કે આત્મ સાધના માટે માણસોએ મહિનામાં અમુક દિવસો નિશ્ચિત કરવા જોઇએ અને સાંસારિક પ્રવૃત્તિઓમાથી મન તેમજ ઇન્દ્રિયોને વાળી લઇને, આત્મ ચિંતન તેમજ મનનમાં તે દિવસો પસાર કરવા જોઇએ



## ૧૨. અતિથિ સંવિભાગ વ્રત

### અતિથિ સંવિભાગ

મેડી પર ચડવા માટે દાદરની જરૂર રહે છે તેમ શ્રાવકત્વ એટલે સદ્‌ગૃહસ્થના ધર્મને પ્રાપ્ત કરવા માટે વ્રત રૂપ બાર પગથીયાવાળા દાદરની જરુર છે, તે પગથીયા ચડવાથી ચિત્ત શુદ્ધિ અને આત્મ વિકાસની પ્રાપ્તિ થઇ શકે છે. તે દાદર પૈકીના અગ્યાર પગથીયા ચડવાની વાત આવી ગઇ છે, આજે બારમાં પગથીયા અંગે વિવેચન કરવાનું છે, બારમુ પગથીયું અતિથિ સંવિભાગનુ છે.

મુનિરાજોને શુદ્ધ આહાર પાણી વગેરે વસ્તુનું દાન કરવાનું વિધાન આ વ્રતમાં છે. સંયમી પુરુષોને આવશ્યક વસ્તુઓનું દાન કરવાથી, તેમના જેવા પવિત્ર જીવનનું અનુમોદન થાય છે અને પવિત્ર જીવનના અનુમોદનથી, દાન કરનારનુ જીવન પણ પવિત્ર પંથે વિકાસ સાધે છે. ન્યાયથી પેદા કરીને શુદ્ધ ભક્તિભાવપૂર્વક સુપાત્રને દાન કરવાથી આ વ્રતની આરાધના સંપૂર્ણપણે થઇ શકે છે.

### આ વ્રતની આરાધના પર સ્વાધિન છે

અગ્યાર વ્રતો કરતા આ વ્રત એક દૃષ્ટિએ તદ્દન જુદું પડે છે, અગ્યાર વ્રતોની આરાધના કરવી તે દરેકની સ્વાધિનતાની વાત છે પણ બારમા વ્રતની આરાધનામા દરેક સ્વાધિન નથી બીજા શબ્દોમા કહીએ તો બારમા વ્રતની આરાધના પર સ્વાધિન છે. મુનિરાજોની હાજરી બારે માસ ગામમા હોતી નથી, કદાચ મુનિરાજ ગામમા

બિરાજતા હોય તો પણ એક જ ઘેર નિત્ય વ્હોરવા માટે પધારી શકતા નથી, કદાચ કોઇ વાર વ્હોરવા પધારે તો પણ વ્હોરાવનાર સુઝતો હોવો જોઇએ, વ્હોરાવનાર સુઝતો હોય એટલું જ બસ નથી, વ્હોરાવનારની વસ્તુ સુઝતી હોવી જોઇએ અને મુનિરાજને કલ્પે તેવી નિર્દોષ હોવી જોઇએ, સાથે વ્હોરાવનારની ઉત્કૃષ્ટ ભાવના હોવી જોઇએ.

આ બધી અનકૂળતા હોવા ઉપરાત વ્હોરનાર મુનિરાજ પણ સુપાત્ર હોવા જોઇએ; પાચ મહાવ્રત, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિના આરાધક મુનિરાજ જ સુપાત્ર ગણાય છે.

આ રીતે બારમા વ્રતનુ મહાત્મ્ય વિશેષ છે. શ્રાવક ઇચ્છે ત્યારે સામાયિક તથા પૌષધ કરી શકે છે; તેવી જ રીતે અન્ય વ્રતોની આરાધના પણ સ્વતંત્રરીતે થઇ શકે છે, પરન્તુ બારમુ વ્રત મહાન હોવા છતા, પરસ્વાધિન હોવાથી તેવા વ્રતની આરાધના માટે વિશેષ જાગૃતિ રાખવી જોઇએ.

## સંવિભાગ વિના મોક્ષ નથી

દશ વૈકાલિક સુત્રમા ફરમાવેલ છે કે **असंविभागी नहु तस्स मोक्खो ।** જે મુનિ સંવિભાગ કરતો નથી તે મૂક્ત બની શકતો નથી. આ કથન જેમ મુનિ જીવનને લાગુ પડે છે તેમ દરેક ગૃહસ્થે પણ તેનું અનુકરણ કરવું જોઇએ. મુનિ પોતાના સ્વધર્મીનો સંવિભાગ કર્યા પછી આહાર લઇ શકે, તેમ ગૃહસ્થે પણ તે મુજબ નિયમ રાખવો જોઇએ; જે માણસને ધન પ્રાપ્ત થયું હોય તેણે ધનનો સંવિભાગ કરવો જોઇએ અર્થાત્ બીજાને પણ તેમાંથી આપવું જોઇએ; આ નિયમ જેમ ધનવાનોને માટે છે તેમ અન્યને પણ લાગુ પડે છે, બુદ્ધિવાનોએ પોતાની બુદ્ધિનો સંવિભાગ કરવો જોઇએ. ધનવાન કે બુદ્ધિવાન પોતાના ધન કે

બુદ્ધિનો ઉપયોગ સ્વાર્થ માટે જ કરે અને બીજાને માટે તેનો સંવિભાગ ન કરે તો તે મુક્તિના માર્ગે વિકાસ સાધી શકે નહિ.

## આજની પરિસ્થિતિ

આજે વકીલો, સોલીસીટરો, દાક્તરો કે ઈજનેરો પોતાની બુદ્ધિનો કે ભણતરનો સંવિભાગ કરતા નથી કોઈ માણસ સોલીસીટરની જરા જેટલી સલાહ લેવા જાય તો થોડી મિનિટની વાતચીતનું તે પચીસ રૂપિયાનું બીલ બનાવશે દાક્તરને સહેજ કોઈ પૂછે કે મારા ગળા, નાક, કાન કે આંખમાં શું દર્દ છે? તો તે દર્દ કહેવા માત્રના પૈસા લે છે. મકાનના ચણતર કામ અંગે સલાહ આપવાના ઈજનેર પૈસા લે છે. આ બધું બુદ્ધિનું વેચાણ નહિ તો બીજું શું?

ભણેલાઓએ અભણ માણસોને પોતાની બુદ્ધિનો સંવિભાગ આપવો જોઈએ, જેની પાસે શરીર બળ હોય તેમણે નિર્બળની રક્ષા કરી, સંવિભાગ કરવો જોઈએ. આ રીતે જેની પાસે ધન, બુદ્ધિ, શક્તિ, જે કંઈ હોય તેનો સંવિભાગ કરવો જોઈએ સંવિભાગ કર્યા વિના મુક્તિને માર્ગે વિકાસ સાધી શકાતો નથી.

## પ્રાચીન આતિથ્ય સત્કાર પ્રણાલી

જુના જમાનામાં હિન્દમાં અતિથિ સત્કારનું ભારે મહત્ત્વ હતું, ઉપનિષદોમાં આવે છે કે अतिथि देवो भव । અતિથિ દેવતુલ્ય મનાતો હતો, પણ આજે તે આર્ય સંસ્કૃતિ દિવસે દિવસે ભૂલાતી જાય છે જુના જમાનામાં અતિથિ પ્રેમ વિશેષ જોવામાં આવતો, કોઈ માણસ કોઈને ત્યાં અતિથિ બનીને જાય તો તેનો સારી રીતે આતિથ્ય સત્કાર થતો. સાધુ પુરુષોને દાન દેવું, તે તો ઉચ્ચ કોટિનું દાન છે, પણ ઘેર આવેલ સાધારણ માનવીને માન આપવાનો, તેનો સત્કાર કરવાનો પણ ગૃહસ્થનો ધર્મ છે.

કોઈને આપવાથી ખૂટી જતુ નથી; કોઇને આપવુ, એ તો સ્વર્ગની બેન્કમાં જમા કરાવવા જેવુ છે એક વિદ્વાને ઠીક જ કહ્યું છે કે, What I gave, I have, what I spent I had, what, I hept I lost. માણસે જે દાન તરીકે આપ્યું, તે તેની પાસે જ રહે છે, જે ખર્ચી નાખે છે તે એક વખત તેમની પાસે હતું, પણ અત્યારે તેમની પાસે નથી; અને જેણે સાચવી રાખ્યું છે તે તો તેમણે ખરી રીતે ગુમાવેલું જ છે.

**સુપાત્ર દાનના પ્રકાર**

સુપાત્ર દાનના ત્રણ પ્રકાર છે: ઉત્કૃષ્ટ સુપાત્ર દાન. મધ્યમ સુપાત્ર દાન, અને જઘન્ય સુપાત્ર દાન. સંયમી પુરુષોને દાન આપવું તે ઉત્કૃષ્ટ સુપાત્ર દાન છે. સ્વધર્મી બંધુઓને દાન આપવું તે મધ્યમ સુપાત્ર દાન છે; અને સમકિતી તથા દીન દુખીને અનુકંપા ભાવે અભેદ ભાવથી સહાયતા આપવી તે જઘન્ય સુપાત્ર દાન છે આ ત્રણે સુપાત્ર દાન કહેવાય છે. જે સમયે જે પ્રકારના દાનનો અવસર પ્રાપ્ત થાય તે સમયે તે અવસરને સહર્ષ વધાવી લેવો જોઇએ.

**શ્રેષ્ટ દાન કયુ ?**

શુદ્ધ ભાવનાપૂર્વક શુદ્ધ વસ્તુનું સુપાત્રને આપેલું દાન ઘણું મહત્ત્વનું છે. આપણા શાસ્ત્રોમા તેવા દાનનુ અને તે દાનના સુપરિણામનુ અનેક વાર વર્ણન કરવામા આવ્યુ છે. સુખવિપાક સૂત્રમા સુબાહુકુમારનું વર્ણન આવે છે. સુબાહુકુમાર ભગવાન પાસે વ્રતો ધારણ કરીને જાય છે, ત્યારે શ્રી ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે કે, 'હે ભગવાન ! આ સુબાહુકુમાર મને ઇષ્ટ, કાન્ત, પ્રિય, મનને ગમે તેવા સૌમ્ય, વલ્લભ, પ્રિયદર્શન અને સુરૂપ લાગે છે; બીજા અનેક લોકોને પણ તેવા જ લાગે છે, તો હે ભગવાન, આ સુબાહુકુમારને આવી માનુષી સંપત્તિ કેવી રીતે પ્રાપ્ત થઈ ?'

ભગવાને સુબાહુકુમારનું પૂર્વ જન્મનું વૃતાન્ત જણાવતા, શ્રી ગૌતમ સ્વામીને ફરમાવ્યું કે, 'પૂર્વ જન્મમાં તેમણે સુદત્ત નામના મુનિવરને માસખમણને પારણે શુદ્ધ દાન આપ્યું હતું; તેમનું બહુ માન કર્યું હતું, તેથી તેમને આવી માનુષી સંપત્તિ પ્રાપ્ત થઇ છે.' શુદ્ધ અને સુપાત્ર દાનનું આવું મહત્વ શાસ્ત્રોમાં વર્ણવામાં આવેલ છે; તેથી સુપાત્ર સંયમી પુરુષનો યોગ થતા, ફરેક દાનની ઉત્કૃષ્ટ ભાવના સેવવી તે આ વ્રતનો ઉદ્દેશ છે.

## દાન આપનારનુ અનુમોદનનું ફળ

સંયમી મુનિના સુપાત્રમાં દાન આપવું, એ જીવનનો ઉત્તમ લ્હાવો છે. દશવૈકાલિક સૂત્રમાં ભગવાન મહાવીરે ફરમાવ્યું છે કે,

दुल्लहाओ मुहादाई मुहा जीवीत्ति दुल्लहा ।
मुहादाइ मुहाजीवी दोवि गच्छन्ति सुग्गइ ॥

સુપાત્રમાં દાન આપનાર અને લેનાર બંને દુર્લભ છે, બંનેને સદ્ગતિની પ્રાપ્તિ થાય છે, દાન આપનારને તો સદ્ગતિની પ્રાપ્તિ થાય છે, પણ દાન આપવાની શુભ ભાવના સેવનારને પણ સદ્-ગતિની પ્રાપ્તિ થાય છે.

બલભદ્ર મુનિ માસખમણને પારણે માસખમણની તપશ્ચર્યા કરતા હતા; તેમના શરીરનું સૌન્દર્ય જોઇને, ગામની સ્ત્રીઓ મોહીત થતી હતી. એક વાર કુવે પાણી ભરતી એક સ્ત્રીએ, રસ્તેથી પસાર થતા બલભદ્ર મુનિરાજને જોયા. તેમના દિવ્ય મુખ પર તેની દૃષ્ટિ સ્થિર થઇ. મુનિરાજનુ મુખ જોવામાં તે એટલી બધી તલ્લીન બની ગઇ કે ઘડામાં દોરડાનો ગાળો પહેરાવવાને બદલે પાસે ઉભેલા પોતાના નાના બાળકના ગળામાં તેણે પહેરવી દીધો ! આ ઘટના જોઇને મુનિ બહુ ખિન્ન થયા અને ત્યારથી ગામમાં જે જવાનું તેમણે બંધ કર્યું.

એક વાર જંગલમા માસખમણને પારણે સુતાર અને સુતારણ મુનિના પાત્રમા દાન આપી રહ્યા હતા; એક હરણે આ દૃશ્ય જોયુ. તે ખૂબ ખુશ થયુ અને મનમા ને મનમાં દાનનું અનુમોદન કર્યું. અકસ્માત તે જ સમયે જોરથી પવન ફુંકાવાથી, વૃક્ષની શાખા સુતાર, સુતારણ, મુનિ અને હરણ ઉપર પડી અને ચારેયનું આયુષ્ય ત્યાં જ પૂર્ણ થઇ ગયુ. બધા મરીને પાંચમાં દેવલોકમાં ગયા.

આ ઘટનામા જોવાનું એ રહે છે કે તપસ્વી અને સંયમી મુનિ પાંચમાં દેવલોકમાં ગયા. શુદ્ધ ભાવથી દાન દેનાર સુતાર અને સુતારણ પણ પાંચમાં દેવલોકમા ગયા અને દાનનું અનુમોદન કરનાર તથા શુભ ભાવના ભાવનાર હરણે પણ તે જ સદ્ગતિ પ્રાપ્ત કરી. અતિથિ સંવિભાગ કે દાનના વ્રતનું આટલું મહાન મહત્વ છે. તેથી હરકોઈ મનુષ્યે સત્પાત્રે દાન આપવાની ભાવના હંમેશા જાગૃત રાખવી જોઇએ. સાધુ-સાધ્વીઓનો યોગ ન મળે ત્યારે આ વ્રતની અલ્પ પ્રમાણમા પણ આરાધના કરવા માટે સ્વધર્મી બંધુ-બ્હેનને ભોજન સમયે યાદ કરવા જોઇએ, પોતાના ગામમા સહાયના કરવા યોગ્ય કોણ ભાઈ-બ્હેન છે તેની શોધ કરીને અને ઘટતી સહાય કરીને જ જમવાનો નિયમ કરવામાં આવે તો કેવુ સારૂં ! આ રીતે સુંદર ધર્મારાધના થઈ શકે.

## દાન માનવને ઉંચે લઈ જાય છે

જે ધનનો ઉપયોગ ભોગવિલાસમા કરે છે અને દાન આપતો નથી તેને લક્ષ્મી ભારરૂપ બને છે. એક વિદ્વાને કહ્યું છે કે, 'Money spent on myself may become a mill-stone about my neck, money spent on others may give me the wings like angels પોતાના માટે વિલાસમાં ખર્ચેલા પૈસા પત્થરનું ઘંટીનુ પડ બની, ગળે વળગે છે, જ્યારે બીજા માટે ખર્ચેલ દ્રવ્ય માણસને

વેદન જેવી પાંખો આપે છે, કહેવાનું તાત્પર્ય એ છે કે વિલાસમાં ખર્ચેલું ધન માણસને ડુબાડે છે, જ્યારે સત્કાર્યમાં ખર્ચેલું ધન માણસને ઉંચે લઈ જાય છે.

## પુણીયા શ્રાવકનો નિયમ

પુણીયા શ્રાવક ન્યાયથી ધન ઉપાર્જન કરતા, રોજ પુણીઓ બનાવતા અને આ રીતે જાતમહેનતથી પોતાની જરૂરીઆત પુરતુ મેળવતા, તેમનો નિયમ હતો કે રોજ એક સહધર્મી બંધુને જમાડવો.

આ ઉપરાંત એક દિવસ તેઓ પોતે ઉપવાસ કરતા અને પોતાના ભાગનું સ્વધર્મી ભાઈઓને જમાડતા, બીજે દિવસે તેમના ધર્મપત્નિ ઉપવાસ કરતા અને તેમના ભાગનું વધેલ સ્વધર્મી બન્ધુને જમાડતા; આ રીતે તેઓ સ્વધર્મી વાત્સલ્યથી આ વ્રતની આરાધના, શક્તિ મુજબ કરતા હતા.

## આ વ્રતના પાંચ અતિચાર

આ વ્રતના પાંચ અતિચાર છે : **सचित्तनिक्षेप पिधान परव्य पदेश मात्सर्य कालातिक्रमा ।** ખાન-પાનની વસ્તુ ખપમાં ન આવે તે દૃષ્ટિએ કોઈ સચેતન વસ્તુમાં મૂકી દેવી; પોતાની ઈચ્છા દેવાની ન હોય, તેથી 'આ વસ્તુ પારકાની છે' એમ કહેવું; આદર વિના દાન કરવું અથવા બીજાના દાનગુણની અદેખાઈ કરવી, કોઈને કંઈ દેવું ન પડે તે આશયથી ભિક્ષાનો સમય ન હોય તેવે સમયે ખાઈ-પી લેવું; આ વ્રતના આ પાંચ અતિચારો છે. આ અતિચારો રહિત શુદ્ધ વ્રતનું પાલન કરવાથી ઉદારતાનો ગુણ ખીલે છે અને પુન્ય જીવનનું અનુમોદન પણ થાય છે.

આ વ્રતનું આરાધન માનવીના જીવનને દિવ્ય અને તેજસ્વી બનાવે છે.

એક વારે જંગલમા માસખમણને પારણે સુતાર અને સુતારણ મુનિના પાત્રમા દાન આપી રહ્યા હતા; એક હરણે આ દૃશ્ય જોયુ. તે ખૂબ ખુશ થયુ અને મનમાં ને મનમાં દાનનું અનુમોદન કર્યું. અકસ્માત તે જ સમયે જોરથી પવન ફુંકાવાથી, વૃક્ષની શાખા સુતાર, સુતારણ, મુનિ અને હરણ ઉપર પડી અને ચારેયનું આયુષ્ય ત્યાં જ પૂર્ણ થઇ ગયુ. બધા મરીને પાંચમાં દેવલોકમાં ગયા.

આ ઘટનામાં જોવાનું એ રહે છે કે તપસ્વી અને સંયમી મુનિ પાંચમાં દેવલોકમા ગયા. શુદ્ધ ભાવથી દાન દેનાર સુતાર અને સુતારણ પણ પાંચમાં દેવલોકમાં ગયા અને દાનનું અનુમોદન કરનાર તથા શુભ ભાવના ભાવનાર હરણે પણ તે જ સદ્દગતિ પ્રાપ્ત કરી. અતિથિ સંવિભાગ કે દાનના વ્રતનું આટલું મહાન મહત્વ છે, તેથી હરકોઈ મનુષ્યે સત્પાત્રે દાન આપવાની ભાવના હંમેશા જાગૃત રાખવી જોઇએ. સાધુ-સાધ્વીઓનો યોગ ન મળે ત્યારે આ વ્રતની અલ્પ પ્રમાણમા પણ આરાધના કરવા માટે સ્વધર્મી બંધુ-બ્હેનને ભોજન સમયે યાદ કરવા જોઇએ, પોતાના ગામમા સહાયતા કરવા યોગ્ય કોણ ભાઈ-બ્હેન છે તેની શોધ કરીને અને ઘટતી સહાય કરીને જ જમવાનો નિયમ કરવામાં આવે તો કેવુ સારું! આ રીતે સુંદર ધર્મારાધના થઈ શકે.

### દાન માનવને ઉંચે લઈ જાય છે

જે ધનનો ઉપયોગ ભોગવિલાસમા કરે છે અને દાન આપતો નથી તેને લક્ષ્મી ભારરૂપ બને છે. એક વિદ્વાને કહ્યુ છે કે, ‘Money spent on myself may become a mill-stone about my neck, money spent on others may give me the wings like angels પોતાના માટે વિલાસમાં ખર્ચેલા પૈસા પત્થરનું ઘંટીનુ પડ બની, ગળે વળગે છે, જ્યારે બીજા માટે ખર્ચેલ દ્રવ્ય માણસને

દેવદૂત જેવી પાંખો આપે છે; કહેવાનું તાત્પર્ય એ છે કે વિલાસમાં ખર્ચેલું ધન માણસને ડુબાડે છે, જ્યારે સત્કાર્યમાં ખર્ચેલું ધન માણસને ઉંચે લઇ જાય છે.

## પુણીયા શ્રાવકનો નિયમ

પુણીયા શ્રાવક ન્યાયથી ધન ઉપાર્જન કરતા, રોજ પુણીઓ બનાવતા અને આ રીતે જાતમહેનતથી પોતાની જરૂરીઆત-પુરતું મેળવતા, તેમનો નિયમ હતો કે રોજ એક સહધર્મી બંધુને જમાડવો.

આ ઉપરાંત એક દિવસ તેઓ પોતે ઉપવાસ કરતા અને પોતાના ભાગનુ સ્વધર્મી ભાઇઓને જમાડતા, બીજે દિવસે તેમના ધર્મપત્નિ ઉપવાસ કરતા અને તેમના ભાગનું વધેલ સ્વધર્મી બન્ધુને જમાડતા; આ રીતે તેઓ સ્વધર્મી વાત્સલ્યથી આ વ્રતની આરાધના, શક્તિ મુજબ કરતા હતા.

## આ વ્રતના પાંચ અતિચાર

આ વ્રતના પાંચ અતિચાર છે: **सचितनिक्षेप पिधान परव्य पदेश मात्सर्य कालातिक्रमा ।** ખાન–પાનની વસ્તુ ખપમાં ન આવે તે દૃષ્ટિયે કોઈ સચેતન વસ્તુમા મૂકી દેવી; પોતાની ઇચ્છા દેવાની ન હોય, તેથી 'આ વસ્તુ પારકાની છે' એમ કહેવુ; આદર વિના દાન કરવું અથવા બીજાના દાનગુણની અદેખાઈ કરવી, કોઇને કઇ દેવું ન પડે તે આશયથી ભિક્ષાનો સમય ન હોય તેવે સમયે ખાઇ-પી લેવું; આ વ્રતના આ પાચ અતિચારો છે. આ અતિચારો રહિત શુદ્ધ વ્રતનું પાલન કરવાથી ઉદારતાનો ગુણ ખીલે છે અને ઉચ્ચ જીવનતું અનુમોદન પણ થાય છે.

આ વ્રતનું આરાધન માનવીના જીવનને દિવ્ય અને તેજસ્વી બનાવે છે.

## ઉપસંહાર

### આ તો માત્ર થોડી ચીનગારીઓ છે

આ બાર વ્રતોની અતિવ્યાપક વ્યાખ્યા અમારા પૂજ્ય ગુરુદેવ પાસેથી શ્રવણ કરી છે, તે પૈકી મારી અલ્પ મતિ પ્રમાણે જે થોડું ગ્રહણ થઈ શક્યું છે તે મેં આપની સમક્ષ મૂક્યું છે; તેઓશ્રીના અગાધ જ્ઞાન સિંધુના આ તો બિંદુઓ માત્ર છે. તેમના મણોબંધ જ્ઞાન પાસે આ તો થોડાં કણો માત્ર છે. તેઓશ્રીની પ્રચંડ જ્ઞાન જ્યોતની આ તો થોડી ચીનગારીઓ માત્ર છે, પરન્તુ જો આ થોડા બિન્દુઓ માનવીની અનાદિની તૃષ્ણાને શાંત કરશે; આ થોડાં કણો માનવીની અનાદિની ક્ષુધાને તૃપ્ત કરશે અને આ થોડી ચીનગારીઓ અનાદિના અંધકારને ભેદવા સમર્થ થશે તો આ અલ્પ પ્રયત્ન સફળ થયો ગણાશે. આ વ્રતોને યથાર્થરીતે સમજીને જીવનમા ઉતારવામાં આવશે તો મૂક્તિના રાજ માર્ગે વિકાસ સાધી શકાશે

### સર્વદેશીય ઉન્નતિનો માર્ગ

આ બાર વ્રતોને પ્રત્યેક માનવી આચરે તો સંસારમાં સ્વર્ગ ઉતરે; આ વ્રતોને સૌ કોઈ જીવનમાં ઉતારે તો પછી દુનિયામા કોઇ પણ વાદની જરૂર રહેશે નહિ. આ બાર વ્રતોમા સર્વ વાદો સમાઇ જાય છે. નિર્દોષ અને અહિંસક સામ્યવાદ કહો કે સમાજવાદ કહો, તે બધાનો આમાં સમાવેશ થઈ જાય છે. સમાજવાદ કે સામ્યવાદ તો માત્ર ભૌતિક પ્રશ્નોનો અપૂર્ણરીતે ઉકેલ લાવે છે, ત્યારે આ વ્રતો દ્વારા તો ભૌતિક અને આધ્યાત્મિક તમામ પ્રશ્નોનો

સર્વને રૂચિકર ઉકેલ આવે છે. સાચું સુખ શું ? છેવટનું જ્ઞાન કયું? ચિત્તની સમાધિ કેમ થાય? આ બધા પ્રશ્નો અંગે સમાજવાદ મૌન સેવે છે. મૃત્યુ, વ્યાધિ, રોગ, વૃદ્ધાવસ્થા વગેરેને કેમ નિવારી શકાય? તેના યથાર્થ જવાબ આજના કોઈ પણ વાદમાંથી મળી શકતો નથી. આ બાર વ્રતો તમામ સામાજિક તેમજ આધ્યાત્મિક પ્રશ્નોના ઉકેલ રૂપ છે.

બાયોકેમિક દવાઓની ઉપર લખેલું હોય છે કે, 'બારસો રોગની બાર દવા.' તેમ આ બાર વ્રતો પણ સંસારના સામાજિક, આર્થિક રાજકીય, આધ્યાત્મિક વગેરે તમામ ક્ષેત્રોના વિવિધ રોગોની બાર દવાઓ છે. ભગવાન મહાવીરે ફરમાવેલ આ બાર વ્રતો નીતિના નિધાન સમાન છે. આ વ્રતોની આરાધના માનવીને પૂર્ણ સ્વતંત્ર બનાવે છે, કારણ આ વ્રતો મૂક્તિની ચાવી સમાન છે.



# (૨) શ્રાવકના ૨૧ ગુણો

## ૧. અક્ષુદ્રપણું

**પ્રગતિનો યુગ !**

આજનો યુગ પ્રગતિ યુગ કહેવાય છે; આજે વિજ્ઞાન આગળ વધી રહ્યું છે; શિક્ષણના ક્ષેત્રમાં પણ પ્રગતિ થઈ રહી છે. શરીર શાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન, ભૂગોળ, ખગોળ, ઇતિહાસ, વગેરે વિષયોમાં પણ સારી એવી પ્રગતિ જોવામાં આવે છે.

વિજ્ઞાને માણસને આકાશમાં ઉડાડયો છે. પાંચ હજાર માઇલ દૂર થતી વાતો વિજ્ઞાનની મદદ વડે આપણે ઘેર બેઠા સાંભળી શકીએ છીએ. આ જ કારણે, આજનો યુગ પ્રગતિયુગ કહેવાય છે; પરન્તુ આ બધી પ્રગતિ બાહ્ય પ્રગતિ છે. આ પ્રગતિ યુગમાં જીવતા માનવીને કોઈ કાંડું પકડીને પૂછે કે, 'ભાઈ, આ બધી બાહ્ય પ્રગતિ તો ઘણી થઈ પણ તેં તારી પ્રગતિ કેટલી સાધી ? તું કેટલો આગળ વધ્યો ?' આ પ્રશ્નોનો જવાબ આજના માનવી પાસે નથી. આજના માનવીએ બાહ્ય પ્રગતિ ગમે તેટલી સાધી હોય, પરન્તુ તેમણે આધ્યાત્મિક ક્ષેત્રમાં તો પીછેહઠ કરી છે. પ્રગતિ સાધવાને બદલે તે અવનતિ તરફ જઈ રહ્યો છે.

**ખરી પ્રગતિનો માર્ગ**

પ્રગતિશીલ જીવન બનાવવાનો એક જ માર્ગ છે અને તે છે ભગવાન મહાવીરે ફરમાવેલ બાર વ્રતોને અનુસરવાનો. ભગવાન મહાવીર પ્રરૂપીત બાર વ્રત અનુસરનાર આદર્શ ગૃહસ્થનું જીવન જ

પ્રગતિશીલ જીવન કહી શકાય. આદર્શ શ્રાવક બનવા માટે બાર વ્રતો આચરવાની સાથે, એકત્રીસ શ્રાવકના ગુણો પણ જીવનમાં ઉતારવા જોઈએ, ત્યારે જ તે ભગવાન મહાવીરનો આદર્શ શ્રાવક બની શકે.

## એકત્રીસ ગુણ પૈકીનો પ્રથમ ગુણ . અક્ષુદ્રપણું

આ એકવીસ ગુણોમા સૌથી પહેલો ગુણ છે અક્ષુદ્રપણાનો. અક્ષુદ્રપણું એટલે ગભીર બુદ્ધિ—જેના યોગે માણસ ધર્મના ખરા સ્વરૂપને ઓળખી શકે છે. અક્ષુદ્રપણું કેળવવા ઈચ્છનારે તમામ ક્ષુદ્ર વૃત્તિઓનો ત્યાગ કરવો જોઈએ. નાની બાબતમાં લડવુ—ઝગડવું એ ક્ષુદ્ર વૃત્તિ છે. શ્રાવક હાલતા લડી પડે નહિ કે ગુસ્સે ભરાય નહિ. આઠ આનાની કિમતનો કાચનો પ્યાલો કોઈ વખતે નોકરને હાથે ફૂટી જાય તો શેઠ તુરત જ ગુસ્સે થાય છે. જરા જરા વાતમા બાળકો ઉપર કે સ્ત્રી ઉપર ચીડાઇ જવું તે પણ ક્ષુદ્રવૃત્તિ છે. શ્રાવક આવી ક્ષુદ્રવૃત્તિથી 'પર' હોય. કોઈ માણુસ તેની સાથે લડી પડે, ઝગડે કે ખરાબ વ્યવહાર રાખે તો પણ શ્રાવક એ કડવા પ્રસંગને પી જાય અને એવા માણસ સાથે પણ પોતે તો મીઠો વ્યવહાર જ રાખે. મેઘ સમુદ્રમાંથી વરાળરૂપે ખારૂ પાણી ગ્રહણ કરે છે અને પછી તે પાણી પૃથ્વી પર વરસાવે છે. વરસાવેલું પાણી ખારૂં નથી હોતું, પણ મીઠું હોય છે. મેઘ જેમ ખારૂ પાણી લ્યે છે અને મીઠું બનાવીને આપે છે તેમ શ્રાવક પણ બીજાની કડવાશ પી જઇને, બીજા પ્રતિ તો મીઠાશભર્યું વર્તન જ દાખવે છે.

## અક્ષુદ્રપણું શેમાં રહેલું છે ?

હિન્દુ ધર્મમાં તેત્રીસ કોટિ દેવ માનવામાં આવે છે, પણ શંકરને તો મહાદેવ કહેવામાં આવે છે. બધાને દેવ કહેવામાં આવે છે અને શંકરને મહાદેવ કહેવામાં આવે-છે તેનું કારણ શું ? તેનું કારણ એ છે કે સમુદ્રમાંથી વિષ અને અમૃત બંને નીકળ્યા, ત્યારે

અમૃત પીવા તો સૌ તૈયાર થયા, પણ ઝેર પીવા કોઈ તૈયાર થયું નહિ. તે સમયે શંકર તે ઝેરને પીવા તૈયાર થયા, તેથી તે મહાદેવ બન્યા. તેવી જ રીતે તમામ ઝેરવેર જે પી જાય છે તે જ ખરેખર મહાન બની શકે છે. શ્રાવકે પણ આ રીતે કડવાશને પી જઈને, મીઠાશ દાખવવી ઘટે છે. આ છે અક્ષુદ્રપણું.

**અક્ષુદ્રપણું એટલે ગાંભીર્ય**

અક્ષુદ્રપણું એટલે ગાંભીર્ય. સંસ્કૃતમાં એક શ્લોક છે કે,

**समुद्रमीव गांभीर्यं, स्थैर्यं च हीमवानीव**

સમુદ્ર જેવું ગાંભીર્ય અને હિમાલય જેવી અચળતા. શ્રાવકમાં આવાં ગાંભીર્ય અને અચળતા હોવા જોઈએ. સમુદ્રમાં ગમે તેટલી નદીઓ આવીને પોતાનું પાણી ઠાલવે, છતાં સમુદ્ર કોઈ દિવસ છલકાઈ જતો નથી, તે બધાને પોતાનામાં સમાવી લે છે. તેમ શ્રાવકે પણ કડવા મીઠા તમામ અનુભવ પોતાનામા સમાવી લેવા જોઈએ. સમુદ્ર રત્ન તથા કાંકરા બધાને પોતાના ઉદરમા સ્થાન આપે છે તેમ શ્રાવકે પણ સજ્જન–દુર્જન તમામને સ્થાન આપવું જોઈએ. સમુદ્રમાં ભરતી અને ઓટ આવે છે, છતાં સમુદ્ર તો હંમેશા સ્થિર જ રહે છે. માનવીના જીવનમા પણ ભરતી ઓટ થયા જ કરે છે, છતાં શ્રાવક બંનેમાં સ્થિર બુદ્ધિવાળો હંમેશા રહે છે. સંપત્તિમાં એ છલકાઈ જતો નથી અને આપત્તિમાં એ મુંઝાતો પણ નથી; સુખમાં તે વિચાર કરે છે કે, 'સંપત્તિ ક્ષણિક સુખ આપનારી છે, માટે તેનો સદુપયોગ કરી લેવો.' આપત્તિમાં તે વિચારે છે કે, 'આ તો મારા અશુભ કર્મનો ભાર હળવો થઈ રહ્યો છે.' આ રીતે સુખમા અને દુઃખમાં, કીર્તિ અને અપકીર્તિમાં, સારા અને માઠા પ્રસંગોએ સમુદ્રની જેમ તે ધીર અને ગંભીર રહે છે.

**ક્ષુદ્રવૃત્તિના વિવિધ પ્રકારો**

દ્વેષ, મત્સર, ઈર્ષા, અહંકાર, આદિ ક્ષુદ્ર વૃત્તિઓને શ્રાવકે

હૃદયમાંથી દૂર કરવી જોઇએ. અહંકાર વિનાશનું કારણ છે. લક્ષ્મીનો અહંકાર લક્ષ્મીનો વિનાશ કરે છે. વિદ્યાનો અહંકાર વિદ્યાને નિષ્ફળ બનાવે છે. બળનો અહંકાર બળવાનનો નાશ કરે છે. રામાયણમાં રાવણ અને હનુમાનના પાત્રો આવે છે, બંને મહા બળવાન હતા. હનુમાનજી સમુદ્રને ઓળંગી ગયા હતા, પહાડને આખેઆખો ઉંચકી લાવ્યા હતા. રાવણ પણ પર્વત ઉંચકી શકતો હતો, વજ્રને ભાંગી શકતો હતો, રાવણને દશ માથા અને વીશ હાથ કહેવાય છે, તેનો અર્થ એ જ છે કે રાવણમાં દશ માનવ જેટલી શક્તિ હતી, તેને વીશ હાથ હતા, એટલે કે તે એકલો દશ માણસના જેટલું કામ કરી શકતો હતો. તે આટલો બળવાન હોવા છતાં, બળનું અભિમાન હોવાને કારણે તેનું બળ આખરે ધૂળ ભેગું થયું, નાશ પામ્યું. હનુમાનમાં નમ્રતા હતી, તેથી તેનું બળ અમર બન્યું. સાગરને તીરે બધા વાનરો બેઠા હતા. લંકામાં કોણ જાય? તેની ચર્ચા ચાલતી હતી. હનુમાન એકલા એક બાજુએ બેસીને રામનામનો જાપ જપી રહ્યા હતા. હનુમાનને લંકામાં જવાનું પૂછવામાં આવ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'સમુદ્ર ઓળંગીને લંકામાં જવાની મારી શક્તિ નથી, પરન્તુ તમારો આશીર્વાદ હશે તો જઇ શકીશ.' હનુમાન સમુદ્ર ઓળંગી લંકામાં ગયા ત્યારે તેમને પૂછવામાં આવ્યું કે, 'કયા જોરને બળે તમોએ સમુદ્ર ઓળંગ્યો?' હનુમાને એમ ન કહ્યું કે 'મારા કાંડાના જોરે કે મારા બાહુબળથી હું આવી શકયો છું,' તેણે તો કહ્યું કે, 'હું રામને બળે અહીં પહોંચી શકયો છું.' હનુમાનમાં બળ હોવા છતાં, નિરાભિમાની વૃત્તિને કારણે તેમનું બળ અજરામર બન્યું છે. શ્રાવકમાં પણ આ જાતનું નિરાભિમાનીપણું હોવું જોઇએ. અહંકારની ક્ષુદ્રવૃત્તિને પોતાના હૃદયમાં સ્પર્શવા દેવી ન જોઇએ.

શ્રાવકે આ પહેલા ગુણને મેળવવા માટે બળના અહંકારની ક્ષુદ્રવૃત્તિ ત્યાગવાની સાથે ધનના અહંકારની ક્ષુદ્રવૃત્તિ પણ ત્યાગવી

જોઇએ; શ્રાવક પાસે ધન હોય તો પણ તેનું જીવન સાદું અને સેવાપરાયણ હોય. તે ધનના માલિક તરીકે નહિ, પરન્તુ ટ્રસ્ટી તરીકે જ રહે.

ઘેર આવેલ માણસને પ્રેમથી ન સત્કારવો, તેનો તિરસ્કાર કરવો, તે ક્ષુદ્રવૃત્તિ છે, તમારે ઘેર અમુક સાધન–સામગ્રી નકામા પડયાં હોય, બીજાને તેની જરૂર હોય છતા બગડી જશે એ બાકે તે સાધનો ન આપવાં એ પણ ક્ષુદ્રવૃત્તિ જ ગણાય. માંદા માણુસની સારવારના સાધનો તમારે ત્યા હોય, બીજા માંદા માણસ માટે તેની અત્યંત જરૂર હોય છતાં બગડી જશે, તૂટી–ફુટી જશે એવી બીક તેને સાધનો ન આપવા તે ક્ષુદ્રવૃત્તિ નહિ તો બીજું શું!

આદર્શ ગૃહસ્થની અંદર કે પ્રગતિશીલ માનવીમા આવી ક્ષુદ્રવૃત્તિ ન હોય, તે હંમેશા બીજાને ઉપયોગી થવા, મદદ કરવા તત્પર જ હોય.

ગુણવાન પુરૂષોના ગુણો પ્રતિ ઈર્ષા ભાવ રાખવો, દુષ્ટો પ્રતિ ધૃણા રાખવી તે પણ ક્ષુદ્રવૃત્તિ છે; અક્ષુદ્રધારી તો દુશ્મનની ઉન્નતિ જોઇને પણ પ્રસન્ન થાય.

શરીરમા વિચારવાની, સાંભળવાની, જોવાની તથા બોલવા આદિની ઉચ્ચ શક્તિઓ રહેલી છે તેમ રૂધિર આદિ અશુચિ પદાર્થો પણ રહેલા છે. શરીર સારા તથા ખરાબ પદાર્થોને સમાન ભાવે સ્થાન આપે છે તેમ અક્ષુદ્રવૃત્તિવાળો મનુષ્ય સારા નરસા તમામ માનવ પ્રત્યે, શત્રુ અને મિત્ર તમામ પ્રત્યે સમદષ્ટિ રાખે છે.

જે ક્ષણે મનમા ક્ષુદ્રવૃત્તિ જાગે તે ક્ષણ ફોગટ ગઇ તેમ જાણવું અને જે ક્ષણે મનમાં વિકાર આવતા નથી તે ક્ષણ કૃ થઈ જાણવી.

શ્રાવક અક્ષુદ્ર પરિણામી હોય; દુઃખપ્રદ સ્વભાવવાળાને ક્ષુદ્ર

કહે છે. શ્રાવક પોતાના અપરાધીને પણ દુઃખપ્રદ થતો નથી, ત્યાં તો અન્યનું તો કહેવું જ શું ? અર્થાત્ કોઇને પણ દુઃખદાતા ન હોવાથી, શ્રાવક અક્ષુદ્ર કહેવાય છે. આ જાતનું અક્ષુદ્રપણું એ શ્રાવકના ગુણોનું પહેલું પગથીયું છે. જે આ ગુણને કેળવે છે તે આત્માનું શ્રેય કરી શકે છે.

### અક્ષુદ્રપણાનું આદર્શ દૃષ્ટાંત

સુદર્શન શેઠનું જીવન, એ અક્ષુદ્રપણાના ગુણનું જીવંત દૃષ્ટાંત છે. સુદર્શન શેઠ અત્યંત સ્વરૂપવાન હતા. તેના સૌંદર્ય પર રાણી અભયા મુગ્ધ બની હતી. સુદર્શન શેઠનો યોગ મેળવવા માટે અનેક યુક્તિ–પ્રયુક્તિઓ તે વિચારી રહી હતી; બહુ જ વિચારને અંતે તેણે એક યુક્તિ શોધી કાઢી.

રાણી અભયાએ એક કામદેવનું પુતળું તૈયાર કરાવ્યું. આ પુતળાને પાલખીમાં બેસાડી, તે રોજ મહેલમાંથી બહાર મોકલતી; નોકરો આ પાલખી લઇને બહાર જતા અને પાછા મહેલમાં પાલખી લઇ આવતા. આ તેનો નિત્ય ક્રમ હતો.

એક વાર સુદર્શન શેઠ પોતાની પૌષધશાળામાં બેઠા હતા. રાણીને પોતાની ઇચ્છા પૂર્ણ કરવાનો આ સમય અનુકૂળ લાગ્યો. જે પાલખી હમેશા કામદેવના પુતળાને લઇને બહાર જતી તે પાલખી તેણે શેઠને પૌષધશાળાએથી લઇ આવવા માટે મોકલી. કામદેવની પાલખી જેમ હંમેશા મહેલમાં આવતી હતી તેમ નોકરો સુદર્શન શેઠને તેમાં બેસાડી, પાલખી મહેલમાં લઇ આવ્યા

શેઠ આવ્યા, એટલે રાણીએ પોતાની ઇચ્છા શેઠ સામે પ્રગટ કરી. શેઠ નીતિમાન, સદાચારી અને વ્રતધારી હતા; તથી તેણે રાણીની પ્રાર્થના સ્વીકારી નહિ. રાણીના હાવભાવથી તે જરા પણ ચલાયમાન થયા નહિ. શેઠ પોતાના નિશ્ચયમાં વજ્ર જેમ દૃઢ રહ્યા

ત્યારે રાણી ગુસ્સે થઇ ગઈ અને સ્ત્રી ચરિત્ર અજમાવ્યું. રાણીએ પોતાના બચાવ માટે અને શેઠને દોષિત ઠરાવવા માટે કોલાહલ કરી મૂક્યો; શેઠને સેવકો પાસે અપરાધી તરીકે પકડાવ્યા અને રાજા પાસે મોકલી આપ્યા.

શેઠને અપરાધી તરીકે પકડાયેલા જોઇને રાજા વિચારમાં પડી ગયા. રાજાને થયું કે, 'હું સ્વપ્નામાં છું કે જાગૃત દશામાં? શેઠ કદી આવું કૃત્ય કરવા સ્વપ્નામાં પણ પ્રેરાય નહિ' રાજાને શેઠને માટે પૂર્ણ વિશ્વાસ હતો. રાજા ઘડીભર તો વિચારમાં પડી ગયા કે પોતે જાગૃતાવસ્થામાં છે કે સ્વપ્નાવસ્થામાં? રાજાએ શેઠને અત્યંત નમ્રભાવે પૂછયું, 'શેઠ, આ પ્રસંગમા સત્ય હકીકત શું છે તે હું જાણવા માગું છુ, કેમ કે સૂર્ય પૂર્વમાં ઉગવાને બદલે પશ્ચિમમાં ઉગે, એ સંભવિત છે; ચંદ્રમાથી ગરમી ઝરી શકે છે, સમુદ્ર મર્યાદા ઉલ્લંઘે એમ કદાચ બને; પણ આપનાથી આવું કાર્ય બને તેમ માનવાનું મારૂ હૃદય ના પાડે છે, એટલે આપના બચાવ ખાતર નહિ પણ મારા બચાવ ખાતર-મારાથી અન્યાય ન થાય તે માટે સત્ય હકીકત જણાવવાની હું આપને વિનતિ કરૂ છુ.' રાજાની આટલી વિનતિ હોવા છતા અને પોતાના માટે આટલું બધુ માન હોઈ, પોતે કહે તે રાજા અક્ષરશ: માને તેમ હોવા છતા, શેઠે ખરી બાબત પ્રગટ કરી નહિ રાણીને જરા પણ અહિત ન થાય તે માટે શેઠ મૌન રહ્યા. મૌન રહેવાથી પોતાને જે સહન કરવું પડે તે સહન કરવા શેઠ તૈયાર હતા, પરન્તુ રાણીને જરા પણ નુકશાન થવા દેવા તે ઇચ્છતા ન હતા. રાજાએ સત્ય હકીકત જાણી, સાચો ન્યાય કરવા માટે ઘણાં પ્રયાસો કર્યા, પણ ખરી હકીકત તેમને જાણવા મળી નહિ, રાજ્યધર્મના પાલન ખાતર, રાજાએ નિરૂપાયે, દુઃખિત હૃદયે ને ફાંસીની સજા ફરમાવી. શેઠે તો રાણીનું હિત સાચવવા આવી કરી સજાનો પણ સહર્ષ સ્વીકાર કર્યો, પોતાનું ગાંભીર્ય જાળવી

રાખ્યું અને અક્ષુદ્રપણાના ગુણનો પરિચય આપ્યો.

ગમે તેવા કઠીન પ્રસંગે પણ પોતાનું ગાંભીર્ય સાચવી રાખવું, એ શ્રાવકનો અક્ષુદ્રપણાનો પ્રથમ અને મહત્ત્વનો ગુણ છે. આપ જાણો છો કે તેમના શીલના પ્રતાપે શૂળી સિંહાસનના રૂપમાં ફેરવાઈ જાય છે અને રાજા તેમજ પ્રજા તેમના પ્રભાવ પાસે નમી પડે છે. રાજાને આખરે ખરી વસ્તુસ્થિતિનો ખ્યાલ આવે છે, ત્યારે રાજા રાણી પર ક્રોધે ભરાય છે. આ પ્રસંગે પણ શેઠ કહે છે કે, 'હે રાજન્! આમાં રાણીનો કશો અપરાધ નથી, પણ મારા અશુભ કર્મના ઉદયને લીધે જ આ પ્રસંગ બનવા પામેલ છે, માટે આપ રાણીને ક્ષમા આપો.' શેઠના અક્ષુદ્રપણાની ઉચ્ચ સિદ્ધિનો આ પ્રસંગ યથાર્થ ખ્યાલ આપે છે.

### ખરા શ્રાવક બનો

શ્રાવક એટલે પ્રગતિશીલ માનવ. આ પરથી તમો એમ માની લેવાની ઉતાવળ કરશો નહિ કે તમે તમારી જાતને શ્રાવક કહેવડાવો છો, એટલે તમે પણ પ્રગતિશીલ છો. શ્રાવકને ઘેર જન્મ લેવાથી કોઇ શ્રાવક બની જતું નથી. જે શ્રાવકના બાર વ્રતઅને એક વીસ ગુણોને જીવનમાં ઉતારે તે જ સાચો પ્રગતિશીલ માનવી ગણાય, તેને જ સાચો શ્રાવક કહી શકાય—પછી ભલે ને તે ગમે તે જાતનો કે દેશનો હોય.

પગમાં કાંટો વાગ્યો હોય તો એક પગલું આગળ ભરી શકાય નહિ તેમ હૃદયમાં ક્ષુદ્ર વૃત્તિઓનો કાંટો જ્યાં સુધી ભરાયેલો હોય ત્યા સુધી પ્રગતિશીલ જીવન બનાવી શકાય નહિ, તેથી દૂધમાં માખી પડતાં માણુસ કાઢીને તુરત ફગાવી દે છે, તેમ મનમા ક્ષુદ્રવૃત્તિ આવતાં જ આપણે ફગાવી દેવી જોઇએ.

## ૨. સ્વસ્થતા

### આયુષ્ય અને શરીર ક્ષણભંગુર છે

માટીના કાચા ઘડામાં પાણી ભર્યું હોય તો તે કેટલી વાર ટકી શકે ? જરા ધક્કો લાગે કે તુરત ઘડો ભાગી જાય અને પાણી ઢોળાઈ જાય. આપણુ શરીર પણ કાચા ઘડા જેવું છે અને આપણું આયુષ્ય એ માટીના કાચા ઘડામા ભરેલા પાણી જેવું છે. તેને નાશ પામતાં જરા પણ વાર લાગતી નથી. સ્હેજ રોગને હુમલો આવતાં જ શરીરરૂપી કાચા માટીનો ઘડો ભાગી પડે છે અને આયુષ્યનો અંત આવે છે, તેથી જ ડાહ્યા માણસો કહે છે કે સારા કામમાં ઢીલ ન કરવી, કેમ કે માણસની જીદગીનો ભરોસો નથી. એક કલાક પછી શું થશે તે કોઈ કહી શકતુ નથી; માણસના મનમા ઘણી વાર સારા વિચારો આવે છે, પરંતુ પ્રમાદને વશ થઈને તે, તે મુજબ આચરણ કરી શકતો નથી. પ્રમાદને લઇને તે વિચારે છે કે, 'હમણા નહિ, પછી કરીશ, આજે નહિ, કાલે કરીશ.' એમ પ્રમાદમાં ને પ્રમાદમાં સમય જતો રહે છે, કાલ–કાલ કરતા ઘણીવાર કાલ આવતા પહેલા કાળ આવીને ઉભો રહે છે અને માણસના મનની ભાવનાઓ મનમાં રહી જાય છે, તેથી જ ભગવાને કહ્યું છે કે, 'ધર્મ કાર્યમા સમય માત્રનો પ્રમાદ કરવો નહિ.'

### આજનું કાર્ય કાલ પર કોણ મુલત્વી રાખી શકે ?

ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવાન ફરમાવે છે કે,

जस्सत्थि मच्चुणा सक्खं; जस्सच ऽ त्थि पलायण ।
जो जाणे न मरिस्सामि, सो हु कखे सुए सिया ॥

જેને મૃત્યુ સાથે મૈત્રી હોય, જે મૃત્યુને દૂર કરવાની શક્તિ ધરાવતો હોય અથવા જેને ખાત્રી હોય કે તે કદી મરવાનો નથી તે જ માણુસ એમ કહી શકે કે, 'હું અમુક કાર્ય હમણાં નહિ ને પછી કરીશ'

પણ જેને મૃત્યુ સાથે મિત્રાચારી નથી, મૃત્યુથી દૂર ભાગી છૂટવાની જેનામા શક્તિ નથી અને જે જાણે છે કે પોતે મરવાનો છે જ તે એમ ન કહી શકે કે 'હું આજે નહિ ને કાલે ધર્મ કાર્ય કરીશ.' કહેવાનું તાત્પર્ય એ છે કે જે જન્મ્યો તેનુ મરણ નિશ્ચિત છે અને તેથી કોઈ પણ કાર્ય ઘડીભર પણ મુલત્વી રાખવુ તે ડહાપણભરેલું નથી.

## કાળ કોઈને મૂકતો નથી

સિકન્દર જેવા બાદશાહને પણ કાળનો કોળીઓ થઈ જવું પડયું. તેણે આખા વિશ્વની સમૃદ્ધિ ભેગી કરી હતી, પરન્તુ તે બધુ છોડીને તેને આખરે જવુ પડયુ ! આવો વૈભવશાળી બાદશાહ પણ દશ-વીસ લાખની લાંચ આપીને, યમરાજને રીઝવી ન શકયો ત્યા સાધારણ માનવીની શુ વાત કરવી ! ! આવા ઐતિહાસિક દાખલાઓ આપણને કહે છે કે અત્યારે કરવાનું ધાર્મિક કાર્ય થોડી વાર પછી કરવા પર મુલ્તવી રાખવું ન જોઇએ, કારણ કે આયુષ્ય કાચા માટીના વાસણમા ભરેલા પાણી જેવુ અથવાં કાચા સુતરના તાતણા જેવુ છે.

## કાળને કોઈ રોકી શકતું નથી

ઉત્તરાધ્યયન સૂત્રના ૧૩ મા અધ્યયનમા ભગવાને સ્વમુખેથી ફરમાવેલ છે કે,

'जहेहसिहो वमियं गहाय; मच्चु नरं नेइ हु अन्तकाले ।
नत्तस्स माया व पिया व भाया; कालम्मि तम्मं सहरा भवन्ति ।। गा. २२.

સિંહ હરણના ટોળામાથી એકાદ હરણને લઇ જાય છે, ત્યારે બીજા હરણો જોતા રહે છે, પણ કોઈ તેને છેડાવી શકતુ નથી; તેમ કાળરૂપી સિંહ મનુષ્યનું આયુષ્ય પૂર્ણ થયે, કુટુમ્બીઓના સમુહમાથી તેને ઉપાડીને લઈ જાય છે. માતા, પિતા, ભાઈ, ભગિની, ભાર્યા, સૌ કોઈ જોતા રહી જાય છે, પણ કોઈ તેને કાળરૂપી સિંહના મુખમાંથી બચાવી શકતા નથી. આયુષ્યનો અંત કયારે આવશે તે કોઇને ખબર પડતી નથી, માટે વિના વિલંબે સૌ કોઇએ ધર્મકાર્ય આદરી દેવા જોઇએ. એક વાર આ મનુષ્ય જન્મની અમૂલ્ય તક હાથમાથી છટકી જાય તો ફરી મળવી મુશ્કેલ બને છે. ચોરાસી લક્ષ જીવાયોનીમા ભટકતો જીવ મહાં પુણ્યને યોગે મનુષ્ય જન્મ પામ્યો છે. આ તકનો સદુપયોગ કરી લેવામા ન આવે તો ફરી ચોરાસીના ચક્કરમાં રખડવાનું રહે છે! અનંતકાળ અંધારામાં રખડયા પછી, આ મનુષ્ય જન્મનો ક્ષણિક પ્રકાશ આપણને મળ્યો છે. અનંતકાળની અપેક્ષાએ આ ક્ષણિક પ્રકાશ મેઘથી આચ્છાદિત અમાવાસ્યાની રાત્રિમાં થતા વિજળીના ઝબકારા જેવો છે; આ મહામૂલ્યે મળેલા અમૂલ્ય માનવ-દેહનો સદુપયોગ કરવામાં ન આવે તો જે ઘોર અંધકારમાથી આપણે આવ્યા છીએ તે જ ઘોર અંધકારમાં ફરી ધકેલાઈ જવાનું રહે છે.

એક ધનાઢય શેઠને ત્રણ પુત્રો હતા; તેમાં બે પ્રમાદી હતા, સૌથી નાનો પુત્ર પોતાના કર્તવ્યમાં જાગૃત રહેતો. શેઠ પાસે પુષ્કળ દ્રવ્ય ઉપરાંત એક ચંદ્રકાન્ત મણી પણ હતો; તે મણીનો કોઈ વિધિસર ઉપયોગ કરે તો પૂર્ણિમાની રાત્રિએ રૂપાનું સોનું બનાવી શકે. એકવાર શેઠે ત્રણે પુત્રોને બોલાવીને કહ્યું, 'જો ભાઈ! મારી વૃદ્ધાવસ્થા છે; હવે તો હું થોડા દિવસનો મહેમાન છું; મારી પાસે આ ચંદ્રકાન્ત મણી છે, તેનો ઉપયોગ કરવાનું તમો બધા શીખી લો તેવી મારી ઇચ્છા છે; તે તમોને ઉપયોગી થઈ પડશે અને તમારે કદી આર્થિક મુશ્કેલી ભોગવવી નહિ પડે. તેનો ઉપયોગ પૂર્ણિ-

માની રાત્રિએ કરવાનો હોય છે, માટે તમો બધા પૂર્ણિમાએ મારી પાસે આવજો, એટલે હું તમને તેનો પ્રયોગ શીખવી દઈશ.'

## માનવજીવનનો ઉપયોગ

શેઠના બે પુત્રો તો પ્રમાદી હતા; તેઓએ પ્રમાદ સેવ્યો અને પિતા પાસે ગયા નહિ, પરન્તુ નાનો છોકરો અપ્રમાદી હતો. તે બરાબર તે જ દિવસે પોતાના પિતા પાસે ગયો અને મણીની વિધિ બરાબર જાણી લીધી.

કાળાંતરે શેઠનું અવસાન થયું, ત્રણે ભાઈઓએ સંપત્તિ વ્હેંચી લીધી. ચંદ્રકાન્ત મણીના ભાગ પડી શકે તેમ હતું નહિ, એટલે સૌએ નક્કી કર્યું કે દરેક જણ એકેક મહિનો મણી પોતાની પાસે રાખે અને બીજે મહિને બીજાને આપી દે પહેલો મહિનો મણી મોટા પુત્ર પાસે આવ્યો. મણીનુ તેજ ઘણુ હતુ, એટલે તેણે તેનો ઉપયોગ રાત્રે બત્તીને સ્થાને કર્યો. ઘરમાં માકડ હોવાથી તેને ઉઘ આવતી ન હતી, એટલે તેણે મણીના પ્રકાશમા આખી રાત માકડ વીણ્યા કર્યા અને મહિનાનુ ગ્યાસલેટ બચાવ્યું ! એક મહિનો પુરો થયો, એટલે મણી બીજા ભાઈ પાસે આવ્યો; તેણે પણ તેજ પ્રમાણે ઉપયોગ કર્યો ત્રીજે મહિને મણી નાના ભાઇના હાથમાં આવ્યો. તે તો તેનો ઉપયોગ જાણતો હતો, એટલે પૂર્ણિમાની રાત્રિએ ચદ્રમાના કિરણો ચદ્રકાન્ત મણીમાંથી પસાર કરી, અમુક રસાયણિક પ્રયોગ વડે તેણે રૂપામાંથી બન્યુ તેટલુ સોનુ બનાવ્યુ અને આખી જીદગી ચાલે તેટલું દ્રવ્ય આ રીતે મેળવી લીધું.

આ ત્રણ ભાઈઓમાથી તમો કોને સમજુ કહેશો ? તમો તુરત જ બોલી ઉઠશો કે સૌથી નાનો ભાઈ સમજુ કહેવાય. પરન્તુ તમો શું કરી-રહ્યા છો તેનો તમોને ખ્યાલ છે ખરો ? તમોને મળેલો આ મનષ્યભવ ચંદ્રકાન્ત મણી જેવો છે, તેનો ઉપયોગ તમે વિષય-કષા-

યના ભાકડ વીણવામાં તો નથી કરી રહ્યા ને! સૌ કોઇ પોતાની જાતને આ પ્રશ્ન પૂછી જુએ. નાના ભાઇની જેમ જીંદગીનું સોનુ બનાવી લેવામાં જ માનવ જીવનની સાર્થકતા છે.

આવા અમૂલ્ય મનુષ્ય જન્મને સફળ બનાવવા માટે, ભગવાને ચારિત્ર ધર્મ દર્શાવ્યો છે. ચારિત્ર ધર્મ બે પ્રકારનો છે આગાર ધર્મ અને અણગાર ધર્મ. આગાર ચારિત્ર ધર્મ, એટલે શ્રાવકનો ધર્મ.

## શરીર : ધર્મ સાધનાનું સાધન

શ્રાવકનો બીજો ગુણ શરીરનું સુડોળપણું (સ્વસ્થતા) છે; કોઇને શંકા થશે કે હૃદયના ગુણો સાથે શરીરનું સુડોળપણું શા સારૂં મૂક્યું હશે? આ પ્રશ્નનું સમાધાન એ છે કે શરીર સુડોળ અને સ્વસ્થ હોય તો જ ધર્મ આચરી શકાય. સંસ્કૃતમાં કહ્યુ છે કે **શરીરમાદ્ય ખલુ ધર્મ સાધનમ્!** સાધન વિના સાધના થઇ શકતી નથી; શરીર એ ધર્માંરાધના માટેનું સાધન છે.

## સ્વસ્થ શરીરની આવશ્યકતા

એક સર્જનને શસ્ત્રક્રિયા કરવી હોય તો તેને પોતાના ઓજારો તૈયાર રાખવા પડે છે; તે ગમે તેવો હોશિયાર હોય, તો પણ તેની પાસે આવશ્યક ઓજારો ન હોય તો તે શું કરી શકે? દરજી ગમે તેવો કાબેલ હોય, પરન્તુ તેની પાસે સોય-દોરા ન હોય તો તે શું કરી શકવાનો હતો? એક ચિત્રકાર ગમે તેટલો આવડતવાળો હોય, પરન્તુ તેની પાસે રંગ અને પીંછી ન હોય તો તેની આવડત નકામી નીવડે છે; તેમ હૃદયમાં ગમે તેટલી ધર્મ ભાવના હોય, પણ ધર્મ કરવાનું સાધન-શરીર સ્વસ્થ ન હોય તો ભાવના અમલમાં મૂકી શકાતી નથી; શરીર સ્વસ્થ, સુડોળ અને કસાયેલું હોય તે જરૂરી છે. શરીર કસાયેલું હોય તો ગમે તેવું કષ્ટ સહન કરીને પણ

ધર્મારાધના થઈ શકે છે.

સુડોળ શરીર એટલે વધારે જાડું, ચરબીવાળું નહિ તેમ હાડ-પિંજર જેવું નબળું પણ નહિ. હાથ-પગ અને શરીરના અન્ય અવયવો સુવ્યવસ્થિત હોવા જોઈએ-એટલું જ કહેવાનું તાત્પર્ય છે. સુડોળ શરીરધારી વ્યક્તિનો બીજા પર પ્રભાવ પણ પડે છે. એક માંદો, નબળો અને ફિક્કો માણસ કોઈને સાચી વાત કહેશે તો તેની અસર જોઈએ તેટલા પ્રમાણમાં થશે નહિ; તેથી સેવાના શ્રમથી શરીરને કસી, શરીર સ્વસ્થ, સુડોળ અને સુંદર બનાવી રાખવું-એ શ્રાવકનો બીજો ગુણ છે.

## શારીરિક સ્વસ્થતા પર માનસિક સ્વસ્થતાનો આધાર

શારીરિક સ્વસ્થતા પર માનસિક સ્વસ્થતાનો પણ અમુક અંશે આધાર રહેલો છે. અંગ્રેજીની એક પ્રચલિત કહેવત છે કે, 'Sound mind in a sound body.' સ્વસ્થ શરીરમા સ્વસ્થ મન રહી શકે છે. અસ્વસ્થ શરીરમા સ્વસ્થ મન રાખવું એ સર્વ માટે સહજ નથી; માટે મનને સ્વસ્થ રાખવા, શરીરને નિરોગી બનાવવાની કાળજી રાખવી જોઈએ.

## સ્વસ્થતાની ચાવી

ખાન-પાન, હરવું-ફરવું, આદિ તમામ ક્રિયાઓ સંયમપૂર્વક કરવી-એ સ્વસ્થતાની ચાવી છે. એક અંગ્રેજ તત્ત્વજ્ઞાનીએ સ્વસ્થ-તાની ચાવી બતાવતા કહ્યું છે કે, 'Use three physicians first doctor quiet, then doctor merry mind and then doctor diet.- સ્વાસ્થ્ય સંરક્ષણ માટે આ ત્રણ ડાક્તરોનો હંમેશા ઉપયોગ કરવો જોઈએ: મનની શાંતિ, ચિત્તની પ્રસન્નતા અને પથ્ય ખોરાક. આ ત્રણ સાચા ડાક્તરો છે.

ગમે તેવા આવેશના પ્રસંગમાં પણ મનને શાંત રાખવું;

આપત્તિ સમયે પણ ચિત્તને પ્રસન્ન રાખવું; હવાની લહેરની માફક આપત્તિઓ આવે છે ને જાય છે, તેથી આપત્તિમા પણ પ્રસન્નતા સાચવવી, સંયમપૂર્વક પથ્ય ખોરાક લેવો, જીભને પૂછીને નહિ, પણ પેટને પૂછીને ખોરાક લેવો; જીભને ભાવતો હોય, પરન્તુ જઠરને ન ફાવતો હોય તેવો ખોરાક ત્યાગવો, માણસ ખાવા માટે નથી જીવતો, પરન્તુ જીવવા માટે ખાય છે તેનું સતત ભાન રાખવુ, આ બાબત ધ્યાનમા રાખવાથી અને ઉપરાંત તંદુરસ્તીના બીજા નિયમોનુ પાલન કરવાથી, શારીરિક સ્વાસ્થ્ય જાળવી શકાય છે.

શારીરિક સ્વાસ્થ્ય કરતાં પણ વધારે મહત્ત્વના માનસિક અને આત્મિક સ્વાસ્થ્ય છે, રાગ-દ્વેષ-મોહના અધ્યવસાયો ઉત્પન્ન થવા ન દેવાથી આત્મિક સ્વાસ્થ્ય જળવાય છે.

આ ત્રિવિધ સ્વાસ્થ્ય સાચવવું-એ શ્રાવકનો બીજો ગુણ છે અને તે પ્રાપ્ત કરવાથી, સાચા સુખને પ્રાપ્ત કરી શકાય છે.



## ૩. સૌમ્યતા

### મનુષ્ય ધાર્મિક ક્રિયા કરવાનું વલણ ધરાવે છે

સવારના ચાર વાગ્યાથી વૈષ્ણવ મંદિરોના ઘંટ વાગવાની શરૂઆત થાય છે, ચાર વાગ્યાથી માણસોની આવજા શરૂ થાય છે અને એક પછી એક માણસો આવ્યા જ કરે છે. સવારના પાંચ વાગશે અને તમોને મસ્જીદના મિનારા પરથી મુલ્લાની બાંગ સંભળાશે. રવિવારને દિવસે ખ્રિસ્તી ભાઈઓના ટોળેટોળાં મળીને ગીરજાઘરમાં જતા જોવામાં આવશે; જૈનો પણ સવારે ઉઠીને દેરાસરે પાઠ–પૂજા કરવા અને ઉપાશ્રયે સામાયિક, આદિ ક્રિયા કરવા જતા માલૂમ પડે છે

આ તો થઈ દૈનિક કાર્યક્રમની વાત. આ ઉપરાંત વૈષ્ણવો રામેશ્વર, બદ્રિનારાયણ, વગેરે તીર્થધામોની યાત્રા કરવા અનેક કષ્ટો વેઠીને જાય છે, મૂર્તિપૂજક જૈનો શત્રુંજય, સમેત શિખર, વગેરે તીર્થ સ્થળોએ જાય છે, મુસલમાનો મક્કા–મદિના હજ્જ પઢવા જાય છે, ઈસાઈઓ દૂરદૂરના પશ્ચિમના દેશોમાંથી આવીને, પેલેસ્ટાઈનમાં ઈસુની કબર ઉપર ફૂલ ચડાવી જાય છે. આ તમામ ક્રિયાઓની પાછળ માત્ર એક જ આદર્શ રહેલો છે અને તે છે ધર્મ પ્રાપ્તિનો, ધર્મમય આચારણ કરવાનો.

### શ્રાવકોનો ત્રીજો ગુણ : સૌમ્યતા

ભગવાન મહાવીરે પણ ધર્મના બે પ્રકાર ગણાવ્યા છે: આગાર ધર્મ અને અણગાર ધર્મ. આગાર ધર્મમા શ્રાવકના બાર વ્રત અંગે

વિસ્તૃત વિવેચન થઈ ગયું છે, હવે શ્રાવકના ૨૧ ગુણ અંગે વિવેચન ચાલે છે; તે પૈકી બે ગુણ અંગે કહેવાઈ ગયેલ છે. આજે શ્રાવકનો ત્રીજો ગુણ–સૌમ્યતા અંગે વિવેચન કરવાનું છે.

## સૌમ્યતાનો અર્થ

પ્રકૃતિનું સૌમ્યપણું એ શ્રાવકનો ત્રીજો ગુણ છે આ સૌમ્ય-પણાની સાથે પ્રકૃતિ શબ્દ લાગેલો છે. એનો અર્થ છે–શ્રાવકમાં સહજ, સ્વાભાવિક સૌમ્યતા હોવી જોઈએ. સ્વભાવમાં નરમાશ, ગંભીરતા અને મગજ પર કાબુ–આ શ્રાવકનો સ્વાભાવિક ગુણ હોવો જોઈએ. પોતાના આશ્રિત માણસો સાથે પણ શ્રાવક કદી મગજનું સમતોલપણું ગુમાવીને વાત ન કરે, પોતાના કુટુંબીજનો, સાથીદારો અને નોકર–ચાકર સાથેની વાતચીતમાં શ્રાવક એક સરખી રીતે સૌમ્યતા દાખવે. તેમના આ ગુણને કારણે શ્રાવક, એ સૌ કોઈની પ્રિય વ્યક્તિ બને છે.

## સૌમ્યતાનું પ્રતિબિંબ ચહેરા પર પડે છે

સૌમ્યતા કે ઉગ્રતાનું પ્રતિબિંબ હમેશા ચહેરા પર પડે છે, રસ્તે ચાલતા એક કસાઈને તમે જોશો તો તમોને સ્હેજે થશે કે આ કોઈ ઘાતકી માણસ લાગે છે; તેનું કારણ એ છે કે ઘાતકીપણું તેના ચહેરામાથી ડોકીયા કરતું હોય છે, તેવી જ રીતે લુચ્ચા, લફંગા માણસની લુચ્ચાઈ પણ તેની આંખ પરથી જણાઈ આવે છે. તેથી ઉલ્ટું સાધુ પુરુષ સામાન્ય વેશમાં હોય તો પણ તેના ચહેરા પરથી સૌમ્યતા નીતરતી જણાઈ આવશે.

## સૌમ્યતાનો અદ્‌ભૂત પ્રભાવ

આ પ્રકૃતિનું સૌમ્યપણું માણસની દેહાકૃતિને પણ સૌમ્ય બનાવે છે; આવી સૌમ્યતા અન્ય વ્યક્તિ પર અદ્‌ભૂત પ્રભાવ પાડે છે. ભગવાન મહાવીર ચંડકૌશીકના રાફડા પર ગયા, ત્યારે

ચંડકૌશીક સર્પે ભગવાન મહાવીર સામે જોયું અને ભગવાન મહાવીરના નયનોમાંથી વહેતા સૌમ્યતાના ઝરણાએ ચંડકૌશિકમાં ક્રોધ અને વિષની અગ્નિને બુઝાવીને શાંત કરી દીધી, ક્રોધી અને ક્રૂર પ્રાણીને પણ ભગવાન મહાવીરની સૌમ્યતાએ સૌમ્ય બનાવી દીધો ! આ છે સૌમ્યતાનો સહજ પ્રભાવ.

રાજા શ્રેણીક બગીચામા ફરવા ગયા, ત્યારે વૃક્ષ નીચે એક મુનિને ધ્યાનમા મગન બનેલા જોયા. મુનિના સૌમ્ય ચહેરાનો રાજા પર એટલો બધો પ્રભાવ પડયો કે રાજા શ્રેણીકનું મસ્તક મુનિના ચરણમા ઝુકી પડયુ, જે મસ્તક મોટા મહારાજાઓના ચરણમાં પણ ન હોતું નમતું તે અકિંચન અણગારના ચરણમા ઝુકી પડ્યું, અણગાર મુનિમાં રહેલી સૌમ્યતાએ, શ્રેણીક રાજાને સાચા જૈનત્વને અપનાવવાની પ્રેરણા આપી. આ છે સૌમ્યતાનો દિવ્ય પ્રભાવ.

### સૌમ્યતામાં ભેદભાવને સ્થાન નથી

શ્રાવકમાં આવું સ્વાભાવિક સૌમ્યપણું હોવું જોઇએ. તે ગુરુજનો સાથેના વ્યવહારમાં જેટલો સૌમ્ય હોય તેટલો જ સૌમ્ય અને શાંત નોકર–ચાકર સાથેના વ્યવહારમાં પણ હોય. ગરીબ હોય કે શ્રીમન્ત, અધિકારી હોય કે સામાન્ય માનવી હોય, ઉચ્ચ હોય કે નીચ-દરેકની સાથે તે સૌમ્યભાવે વર્તતો હોય. આવુ પ્રકૃતિનુ સૌમ્યપણુ એ શ્રાવકનો ત્રીજો ગુણ છે.

### શમન અને દમનની આવશ્યકતા

એક વિદ્વાને કહ્યુ છે કે માણસના પગ ગરમ અને મસ્તક ઠંડુ હોવું જોઇએ. જે માણુસ શ્રમશીલ હોય તેના જ પગ ગરમ હોય છે, એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે માણસે શ્રમશીલ રહેવું જોઇએ. જે કામ ન કરતો હોય તેના પગ ઠંડા રહે છે. મસ્તક ઠંડુ રાખવાનો અર્થ છે કાયદો મગજનું સમતોલપણું રાખવું

જોઇએ. વૃત્તિઓનું શમન કરવાથી અને ઇન્દ્રિયોનું દમન કરવાથી મગજનું સમતોલપણું પ્રાપ્ત થાય છે. જેના પગ ગરમ હોય છે અને મસ્તક ઠંડુ રહે છે તે બહુધા દીર્ઘાયુષી બને છે;

મનમાં કોઈ પણ કુવાસના ઉત્પન્ન થાય કે તુરત જ સૌમ્ય માનવી શમ દ્વારા તેનું ઉપશમન કરે છે, પાણીથી જેમ અગ્નિ શાંત થાય છે તેમ શમ પણ કુવાસનાને શાંત કરી દે છે. ઇન્દ્રિયોના અશ્વો જ્યારે જીવન-રથને ખાઈ તરફ ઘસડી જતા હોય ત્યારે સૌમ્ય માનવી ઇન્દ્રિયોનું દમન કરે છે અને વિષયો-વિકારો પર વિજય મેળવે છે. સૌમ્યતા જાળવી રાખવા માટે આ જરૂરી છે.

## સૌમ્યતા એટલે મનની શાંતિ

સૌમ્યતા એટલે મનની શાતિ; એક અંગ્રેજ તત્ત્વજ્ઞાની કહે છે કે, Peace is such a precious jewel that I would give anything for it but truth. અર્થાત્ શાંતિ એ એક એવું કિંમતી રત્ન છે કે તેની પ્રાપ્તિ માટે સત્ય સિવાયની કોઈ પણ વસ્તુનો ભોગ આપવા હું તત્પર છું.

એક બીજા વિદ્વાને પણ કહ્યું છે કે Peace is the evening star of the soul, as virtue its sun and the two are never far apart-મનની શાંતિ આત્મા માટે શુક્રના તારા સમાન છે, જેમ સૂર્ય અને શુક્ર કોઈ દિવસ એક બીજાથી દૂર થતા નથી તેમ સદ્ગુણ અને શાંતિ પણ કદી જુદા પડતા નથી. જ્યા સદ્ગુણો હોય છે ત્યાં શાંતિનો વાસ રહેલો છે; માટે સૌમ્યતાના ગુણને ખીલવવા માટે મનને નિર્વિકાર બનાવવાની પણ જરૂર છે.

## શાંતિ અને સૌમ્યતાનો અભાવ દુઃખરૂપ છે

મનની શાંતિ કે ચ્હેરાની સૌમ્યતાનો જ્યાં અભાવ હોય ત્યાં અનેક દુ:ખો ઉદ્ભવે છે. એક અનુભવી વિદ્વાનના શબ્દોમાં

કહીએ તો–

I have often said that all the misfortunes of men spring from their not knowing how to live quietly at home in their own rooms.

ઘરમાં શાંતિથી રહેવાની કળા ન આવડવાને કારણે જ બધા ગૃહક્લેશો ઉત્પન્ન થાય છે. ગમે તેવા સંજોગોમાં શાંતિ જાળવવાની કળા જો માનવી શીખી લે તો કુટુંબ વચ્ચેના ક્લેશો, સામાજિક અને રાષ્ટ્રીય ઘર્ષણો થવા ન પામે અને વિશ્વમાં શાંતિનું શાશ્વત સામ્રાજ્ય પ્રવર્તે

**સૌમ્યતાનું જીવંત દૃષ્ટાંત**

ગમે તેવા પ્રસંગે પણ મનની સમતુલા સાચવી રાખવી, તેમાં જ ખરી સૌમ્યતા રહેલી છે. પરદેશી રાજાનો એક જીવન પ્રસંગ સાચી સૌમ્યતાનું જીવંત દૃષ્ટાંત છે :

રાજા પરદેશી નાસ્તિક હતા, જીવનું અસ્તિત્વ તે સ્વીકારતા ન હોતા, એક વાર પરમ સદ્ગુરુ કેશી શ્રમણનો સમાગમ થતાં, તે આસ્તિક બન્યા. જેટલા પ્રમાણમાં તે નાસ્તિક હતા તેટલા પ્રમાણમાં જ તે આસ્તિક થયા. ઐહિક વસ્તુઓમાં તેમને અનાસક્તિ ઉપજી અને રાજ્ય કારભાર સંભાળવા છતાં તે વૈરાગ્યમય જીવન ગાળવા લાગ્યા; તેમની રાણી સૂરિકંતાની વિલાસી વૃત્તિઓ આ કારણે અતૃપ્ત રહેવા લાગી. વિલાસી રાણીને અનાસક્ત રાજા પ્રતિ અસંતોષ થવા લાગ્યો અને તે અસંતોષ એટલી હદે પહોંચ્યો કે રાણીએ આખરે રાજાને મારી નાખવા માટે તેના ભોજનમાં ઝેર નાખ્યું !

ખાતાં પહેલાં રાજાને આ વાતની ખબર પડી ગઈ, છતાં તેણે તે ભોજન આરોગ્યું; રાણીએ ભોજનમાં વિષ ભેળવ્યું હતું;

એટલું જ નહિ પરન્તુ વસ્ત્ર, પલંગ, વગેરે વસ્તુઓમાં પણ ઝેર છાંટયું હતું. રાજાને પોતાના ગુપ્ત અનુચરો મારફત આ વાતની ખબર પડી છતાં પણ પરદેશી રાજાએ જરા પણ ક્રોધ કર્યો નહિ, એટલું જ નહિ પરન્તુ પોતાની પાસે વિષહર વીંટી હોવા છતાં તેનો ઉપયોગ વિષની અસર નાબૂદ કરવા માટે પણ કર્યો નહિ!

તે તો સીધા ત્યાંથી પૌષધશાળામાં આત્મ સમાધિ પ્રાપ્ત કરવા ગયા. જે વ્યક્તિ પ્રપંચ આદરે છે તે હંમેશા ભયભીત રહે છે. રાણીને થયુ કે 'રાજા પાસે વિષહર વીંટી છે અને તે તેનો ઉપયોગ કરીને વિષ મૂક્ત થશે તો? તો તો મારી ભૂરી વલે કર્યા વિના તે રહેશે નહિ.' આ વિચાર આવતાં જ રાણી પૌષધશાળામાં ગઈ અને સમાધિ ભાવે બેઠેલા રાજાની ગરદન દાબી, રાજાને મરણને શરણ કર્યા.

આટલાં ઉપસર્ગ આપવા છતાં, પરદેશી રાજાના મનમાં ન તો ક્રોધ ઉત્પન્ન થયો કે ન તો દ્વેષ આવ્યો; તેણે અખંડ સૌમ્યતા સાચવી રાખી અને સમભાવે મરણને શરણુ થયા.

આ જાતની સૌમ્યતા શ્રાવકનો ત્રીજો ગુણ છે; જે જીવ આવી સૌમ્યતા પ્રાપ્ત કરે છે તે પરમ શ્રેયનો અધિકારી બને છે.



## ૪ લોકપ્રિયતા

### સુસંસ્કારને જ આવકારો

માણસ બજારમાં શાકભાજી લેવા જાય છે ત્યારે તે બે ચાર દુકાને ફરે છે અને જ્યાંથી સારૂં શાક મળે છે ત્યાંથી લે છે. મૂળા જેવી વસ્તુ હશે તો પણ તે જોશે કે મૂળો ઘરડો છે કે કૂણો ? તુરીયા કડવા છે કે મીઠા ? કેળાં કાચા છે કે પાકા ? ફરસાણ લેવા માણસ જશે તો પણ જોશે કે ગાંઠીઆ કે ભજીઆ ગરમ છે કે ઠંડા ? તેલ તાજું છે કે ખોરૂં ? માણસ અનાજ અને કાપડ પણ બરાબર જોયા પછી જ ખરીદે છે, સાવરણી જેવી વસ્તુ પણ માણસ બે દુકાનો ફરીને પસંદ કરશે; માટીનું હાંડલું પણ ત્રણ ટકોરા મારીને માણસ ખરીદે છે, આમ સાધારણ વસ્તુની ખરીદીમાં આટલી સાવધાની માણસ રાખે છે, ત્યારે સંસ્કારો ગ્રહણ કરતી વખતે તેથી અનેકગણી વિશેષ કાળજી રાખવી જોઈએ તે સમજી શકાય તેવું છે.

આપણે જે વાંચીએ છીએ, જે સાંભળીએ છીએ, વાતો કરીએ છીએ તેની અસર આપણા મન પર પડે છે અને સમય જતાં તે સંસ્કાર રૂપે પરિણમે છે; તેથી આ બધી પ્રવૃત્તિ વખતે આપણે સાવધાન રહેવું જોઈએ અને કોઈ પણ કુસંસ્કાર આપણા મન પર પડે નહિ તે માટે સતત જાગૃતિ રાખવી જોઈએ; કુસંસ્કાર રેડનાર વાંચન, વાતચીત કે દૃશ્યથી આપણે અળગું રહેવું જોઈએ અને સંસ્કાર રેડનાર અને દૃઢ કરનાર પ્રવૃત્તિઓને જ આપણે

આવકારવી જોઇએ, આપણે નજીવી વસ્તુ ગ્રહણ કરવામાં પણ પૂરતી સાવધાની રાખીએ છીએ, તો પછી આપણા જીવન પર કાયમી અસર કરનાર સંસ્કારો ગ્રહણ કરવામાં આ જાતની ખાસ કાળજી રાખવી જોઇએ.

## શ્રાવકનો ચોથો ગુણ: લોકપ્રિયતા

આજે આપણે શ્રાવકના ચોથા ગુણ અંગે વિચારવાનું છે; લોકપ્રિયતા એ શ્રાવકનો ચોથો ગુણ છે. બધા માણસો લોકપ્રિય થવા મથે છે, પણ ઇચ્છા કરવા માત્રથી લોકપ્રિય બનાતું નથી. તે માટે કાર્ય કરવું જોઇએ. લોકપ્રિય થવા માટે બે કાર્યો કરવાના રહે છે. એક તો લોકોમાં જે કાર્ય નિંદ્ય ગણાતું હોય તેનો ત્યાગ કરવો; બીજું શકય પ્રમાણમાં નિઃસ્વાર્થપણે આમજનતાની સેવા કરવી. આ બે માર્ગે માણસ લોકપ્રિય બની શકે છે.

## નિંદાથી દૂર રહો

ગુણવાનની નિંદા કરવી, એ મોટામાં મોટું નિંદનીય કાર્ય છે, સમાજ સેવકોની ટીકા કરવી–તેનો પણ આમાં સમાવેશ થઇ જાય છે. નિંદા કરવાને બદલે ગુણવાન પુરૂષોને તેમના કાર્યોમાં તન, મન અને ધનથી શકય સહાય કરવી તે સૌ કોઇની સામાજિક અને રાષ્ટ્રીય ફરજ છે, શકય સહાય કરવાનું વલણ ન કેળવી શકાય, તો પણ તેમની નિંદા ન કરવાનું તો ખાસ લક્ષમાં રાખવું જોઇએ.

જેમ નફાખોરીનો દોષ સમાજને વળગ્યો છે તેમ ટીકાખોરીનો દોષ પણ આજે સમાજમાં ફેલાયેલો જોવામાં આવે છે. આ દોષ સમાજ કે રાષ્ટ્રની ઉન્નતિનો બાધક છે અને તેમાંથી મૂકત થવું ઘટે છે. મૂર્ખ માણસની મશ્કરી કરવી તે પણ સમાજમાં નિંદાપાત્ર કાર્ય ગણાય છે. કોઇ ઓછી બુદ્ધિવાળો હોય તો તેની મશ્કરી

પણ કરવી જોઈએ નહિ.

કોઈ અવગુણી કે દુરાચારી હોય તેનો તિરસ્કાર કરવો તે પણ નિંદનીય કાર્ય છે, ગમે તેવો ખરાબ માણુસ હોય પરન્તુ તેનો તિરસ્કાર કરવો તે તેને વધુ ખરાબ બનાવવા જેવુ છે. ખરાબ માણુસ કરૂણાપાત્ર છે. આપણે આપણા શરીર પર થયેલ ગુમડાની નિંદા નથી કરતાં, પણ તેની સારવાર કરીએ છીએ, તેવી જ રીતે સમાજમા કોઈ ખરાબ માણુસ હોય તો તેને સુધારવા પ્રયત્ન કરવો જોઈએ ગુમડા તરફ ઉપેક્ષા સેવવામાં આવે તો તે ગુમડાનો ચેપ આખા શરીરને ધીમે ધીમે લાગે છે, તેમ ખરાબ માણસની દુષ્ટતાનો ચેપ સમાજને પણ લાગે છે, તે દષ્ટિયે પણ ખરાબ માણુસને સુધારવા તરફ વિશેષ લક્ષ આપવાની જરૂર છે.

## દુષ્ટનો તિરસ્કાર કરો નહિ

બાયજીદ નામનો એક મુસલમાન ગૃહસ્થ અતિથિ સત્કારમા ઘણો ઉદાર હતો, એક વખત તેને ત્યા કોઈ વૃદ્ધ માણુસ આવ્યો; બાયજીદે તેને ભૂખ્યો જોઈને તુરત જ સારૂ ભોજન મગાવ્યુ. વૃદ્ધ માણુસે ભોજન જોયું કે તુરત જ ખાવા મંડી પડયો.

હિંદુઓ બ્રહ્માર્પણ કરીનેજ જેમ જમે છે તેમ મુસમાલનો 'બિસ્મિલ્લાહ' બોલીને પછીજ જમે છે, પરન્તુ તે વૃદ્ધ માણસ ભૂખમા 'બિસ્મિલ્લાહ' બોલવાનું પણ ભૂલી ગયો બાયજીદને થયું કે આવા માણુસને ખવરાવવાથી શુ લાભ થવાનો છે? એમ વિચારી તેણે વૃદ્ધ માણુસનો હાથ પકડીને, તેને ઘરમાંથી બહાર કાઢી મૂકયો.

આ સમયે આકાશવાણી થઈ કે, 'હે બાયજીદ! મેં સો વર્ષ સુધી તે ધૂર્તનું પાલન કર્યું અને તારાથી એક દિવસ પણ તેનું ભરણ પોષણ થઈ ન શક્યુ?' ઈશ્વર દરેકનું પોષણ કરે છે. માટે દુષ્ટ માણસનો પણ તિરસ્કાર ન કરવો જોઈએ, તેના પ્રતિ દયાની લાગણી દર્શાવીને, તેને સુધારવા પ્રયત્ન કરવો જોઈએ.

## અન્ય નિંદનીય કાર્યો

જે માણસની સમાજમાં પ્રતિષ્ઠા ન હોય તેની સાથે મિત્રતા બાંધવી, તે પણ નિંદ્ય કાર્ય લેખાય છે; શક્તિ હોવા છતાં સ્વજન-મિત્રોને સહાયતા ન કરવી તે પણ નિંદ્ય કાર્ય લેખાય છે; આ ઉપરાંત સાત દુર્વ્યસનોનું સેવન પણ નિંદ્ય કાર્ય છે. સાત દુર્વ્યસનો આ મુજબ છે :

**द्युतं च मांस च सुरा च वेश्या । पापार्द्ध चोरी पर-दारा सेवा ॥ एतानी सत्यानि व्यसनानि लोके । घोराति घोरं नरकं नयन्ति ॥**

જુગાર એટલે હારજીતના કોઈ પણ ખેલ, સટ્ટો વગેરે ધંધાનો વ્યસનમાં સમાવેશ થાય છે; આ વ્યસન આજના સમાજમાં વ્યાપક બનેલું છે; મોટે ભાગે જૈન સમાજના લોકો સટ્ટાના જ વ્યાપારી છે. જો કે સરકાર તે વ્યસન છોડાવવા કાયદા દ્વારા પ્રયાસ કરી રહેલ છે, પરન્તુ જુગારનું વ્યસન સ્વયં છોડવામાં જ શ્રાવકત્વ રહેલું છે.

બીજું માંસ ખાવાનું વ્યસન છે. દેખીતી રીતે તો આપ સૌ એ વ્યસનમાંથી મૂક્ત છે; આપના પૂર્વજોના સુસંસ્કારોને લીધે આપને તે વસ્તુ પ્રતિ અણગમો છે, પરન્તુ આપણી આવતી પેઢી-માંથી તે અણગમો ઓછો થતો દેખાય છે; તે માટે સૌએ સાવધાન રહેવાની જરૂર છે. આજે વિદ્યાર્થીઓના મગજમાં એ અસર એક યા બીજા કારણે ઘૂસી રહી છે કે ઈંડા અને માંસ ખાવાથી શરીર મજબૂત બને છે અને તેથી તે ખાવાની જરૂર છે. કેટલીક પોતાને સુધારકો તરીકે માનતી વ્યક્તિઓ ઈંડા ખાતી હોવાની વાતો સંભળાઈ પણ રહી છે; આજના યુગમાં આ ચેપ વૃદ્ધિ પામે તેવા અનુકૂળ સંજોગો છે, માટે આ બાબતમાં ખાસ કાળજી રાખવાની

જરૂર છે અને તે વ્યસન વ્યાપક બને તે પહેલાં તકેદારી રાખવાની જરૂર છે. માંસાહારથી માણુસની બુદ્ધિ બુઠ્ઠી બની જાય છે અને હૃદય લાગણી વિનાનું બનતું જાય છે. પશુઓનું માંસ પેટમાં જવાથી માણુસની પ્રકૃતિમાં પણ પશુતા વધતી જાય છે અને તેથી એ ખોરાક ત્યાજ્ય ગણાવો જોઇએ અહિંસાની દૃષ્ટિએ તો ત્યાજ્ય છે જ.

તમે દેખીતી રીતે માંસાહાર નથી કરતા. તે બરાબર છે, પરન્તુ આજે એલોપથીની દવાઓ અને ઇન્જેકશનો દ્વારા માંસાહાર ન કર્યો હોય તેવી બહુ ઓછી વ્યકિતઓ માલુમ પડશે. દાકતરો ઘણા લોકોને કોડલીવર ઓઇલ પીવા આપે છે. તે બીજું કંઇ નહિ પરન્તુ કોડ નામની માછલીના લીવરનું તેલ જ છે. લીવર એકસ્ટ્રેકટના ઇન્જેકશનોનો બહુ મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે; તે ઇન્જેકશનો ઘોડાઓ અને બળદોના લીવર કાઢીને, તેમાંથી બનાવવામાં આવે છે. આવી દવાઓનો ઉપયોગ માંસાહાર જ ગણાય; માણુસના આયુષ્યમા કોઇ વધારો કરી શકતું નથી—એમ વિચારી આવી દવાઓથી બચવું જોઇએ.

આફ્રિકામાં ગાંધીજી હતા, ત્યારે કસ્તુરબા બહુ જ બિમાર પડેલા. એક દાક્તરને ત્યાં, તેમને સારવાર માટે રાખ્યા હતા; દાક્તરે કહ્યું કે 'કસ્તુરબાને માંસનો શેરવો આપવામાં આવશે તો જ તે બચશે, નહિ તો તેની જીંદગી જોખમમાં છે.' મહાત્માજીએ સાફ શબ્દોમાં કહ્યું કે, 'થવાનું હોય તે ભલે થાય પણ અભક્ષ્ય ખોરાક તેને ખવરાવવા હું ઇચ્છતો નથી.' મહાત્માજીએ કસ્તુરબાને વાત કરી ત્યારે તેમણે પણ પોતાની સાદી ભાષામાં કહ્યું કે, 'આ મનખા દેહને મારે અભડાવવો નથી.' કસ્તુરબાએ માંસનો શેરવો ખાધો નહિ; તેને દૃઢ શ્રદ્ધા હતી અને આયુષ્ય હતું તો તે બચી ગયા. કહેવાનું તાત્પર્ય એ છે કે માંદગીમા પણ અભક્ષ્ય ખોરાક અનિવાર્ય નથી. પાશ્ચિમાત્ય દેશોમાં તો

અત્યારે 'વેજીટેરીઅન સોસાયટીઓ' સ્થપાયેલ છે, તે લોકો તો દૂધ અને ઘી પણ ખાતા નથી, પચેન્દ્રિયના પુદ્‌ગલ હોવાને લીધે, તેઓ દૂધ અને ઘીને માંસાહારમાં ગણે છે! પાશ્ચિમાત્ય દેશો પણ જ્યારે માંસાહારથી દૂર જઈ રહ્યા છે ત્યારે આર્ય ગણાતી પ્રજાએ તો તે ખોરાક સર્વથા ત્યાગવો ઘટે છે. આ વ્યસન નિંદ્ય છે અને તેમાંથી સૌ કોઇએ બચવુ જોઇએ.

દારૂ, વેશ્યાગમન, શિકાર કરવો, ચોરી અને પર સ્ત્રી પર કુદૃષ્ટિ કરવી–આ વ્યસનોનો પણ સાત કુવ્યસનોમાં સમાવેશ થાય છે; સાત વ્યસનો અને ઉપર બતાવેલ નિંદ્ય કર્મોનો ત્યાગ કરવાથી અને લોકહિતના નિસ્વાર્થ સેવા કાર્યો કરવાથી લોક પ્રિય બની શકાય છે.

લોકનિંદ્ય કર્મોનો ત્યાગ કરવાથી અને જનહિતના કાર્યો કરવાથી મહાત્માજી આજે આખી દુનિયામાં પ્રિય થઈ પડયા છે, એટલું જ નહિ પરન્તુ તેના અનુયાયીઓને પણ તેમના નામે માન મળી રહ્યુ છે.

સહરદ પ્રાંતના વેરાન અને પહાડી મુલકમા એક હિન્દી યુવાન મુસાફરી કરી રહ્યો હતો; તે હિન્દી યુવાન મુસાફર હિન્દની પ્રદક્ષિણા કરવા નીકળ્યો હતો. ઘણા જંગલો અને રણોમાં તે ફર્યો, પછી સરહદના જંગલી જાતોને નજરે નિહાળવા તે ડુંગરાળ પ્રદેશમાં જવા ઉપડયો, તડકાથી બચવા તેણે માથે હેટ ઓઢી હતી; બગલમાં થેલો અને પાણીની કોથળી અને બીજી બાજુ ખભે કેમેરો હતો. જીલ્લાના લશ્કરી અમલદારે તેને જંગલી પ્રદેશમાં જવાની ના પાડી, પરતુ યુવાને કહ્યુ કે તે પોતે પોતાની જવાબદારી પર જવા ઇચ્છે છે.

મધ્યાન્હનો સમય હતો; ઉચા ઉંચા ડુગરાઓની વચ્ચે ચાલ્યો જતો હતો, ત્યાં એકદમ પદર વીસ ઘોડેસ્વારોએ તેને

ઘેરી લીધો અને તેની છાતી સામે બંદુકો ધરી. બે ચાર જણાએ બાવડું પકડયું. એક બે જણ ખીસ્સા તપાસવા લાગ્યા; લૂંટારાઓની વાત પરથી તે સમજી શકયો કે તેને અંગ્રેજ સમજીને, લૂંટારુઓ મારવાનો વિચાર કરી રહ્યા છે. હિન્દી યુવાન પહાડી ભાષા જાણતો ન હતો, તેથી તે મૂંઝાયો. પોતે અંગ્રેજ નથી, પરંતુ હિન્દી છે તે કેવી રીતે તેઓને સમજાવવું? આ વિચારણામાં તે પડયો. આખરે તેને એક યુક્તિ સૂઝી. તેણે માથેથી હેટ ઉતારી નાખી અને ખાદીના પહેરણની કિનાર પકડી, મોટેથી બોલવા લાગ્યો 'ગાંધી, ગાંધી,' આ શબ્દો સાંભળતાં જ આકાશમાંથી કોઈ ફિરસ્તો ઉતર્યો હોય તેવા આશ્ચર્યથી સૌ દૂર ખસી ગયા અને તે હિન્દી યુવાનને જોવા લાગ્યા, હિન્દી યુવાને ભાંગી તૂટી ભાષામાં તેમને સમજાવ્યું કે, 'હું અંગ્રેજ નથી, પણ ગાંધીજીના મુલકનો છું અને મેં પોતે ગાંધીજીને જોયેલા છે.' આ શબ્દો સાંભળતા જ સૌના મોઢા પરનું ખૂનસ ચાલ્યું ગયું અને તે હિન્દી યુવાનને તેઓ પોતાની ગુફામાં લઈ ગયા. ત્યાં તેની ઓળખાણ આપતા, તેઓએ કહ્યું કે, 'આ ગાંધીનો માણસ છે.' આ સાંભળીને સૌએ તેનું બહુમાન કર્યું. ગાંધીજીના નામ માટે લોકોને કેટલું માન હતું તેનો આ પરથી સહજ ખ્યાલ આવી શકે છે.

ગાંધીજીની લોકપ્રિયતાનો બીજો એક પ્રસંગ પણ છે. એક વાર એક હિન્દી ભાઈ ઓસ્ટ્રીઆની રાજધાનીનું જુનું શહેર વીએના જોવા ગયેલ, ત્યાંની એક હોટલમાં તે ગયો, ત્યારે હોટલનો નોકર 'શું જોઈએ છે?' તે પૂછવા તેની પાસે આવ્યો. નોકરે જોયું કે આ કોઈ હિન્દી લાગે છે. 'શું જોઈએ છે?' તે પૂછવાને બદલે હોટલના નોકરે તેને પૂછ્યું, 'તમે ગાંધીજીના દેશમાંથી આવો છો?' તે ભાઈએ કહ્યું 'હા' નોકરે ફરી પૂછ

'તમે ગાંધીજીને જોયા છે?' હિન્દી ગૃહસ્થે જવાબ આપ્યો, 'હા; મેં ગાંધીજીને જોયા છે અને તેમની સાથે થોડી વાતચીત પણ કરી છે.' આટલો જવાબ સાંભળતાં જ તે નોકર ઘણો ખુશ થયો અને નાચવા લાગ્યો અને બોલી ઉઠયો કે, 'હવે હું એમ કહી શકીશ કે ગાંધીજીની સાથે વાત કરેલા એક માણસને મેં જોયો છે.' દુનિયાના એક છેડાથી બીજા છેડા સુધી એકેએક વ્યક્તિને ગાંધીજી માટે કેટલું માન હતું, તેનો ખ્યાલ આ ઉપરથી આવી શકશે ગાંધીજીને જોઇને તો શું, પણ ગાંધીજીને જોયેલા માણસને જોઇને પણ લોકો આટલા બધા હર્ષઘેલા થતા હતા. આટલી બધી લોકપ્રિયતાનું કારણ ગાંધીજીની નિઃસ્વાર્થ લોક સેવા જ ગણાય.

લોકપ્રિય માણસ પોતાના જીવનની જેમ અન્યના જીવનમાં પણ રસ લે છે; ઘણી વાર તો તે અન્યમય બની જાય છે. સામેનો માણસ પોતાનું દીલ ખોલીને, ગુપ્તમાં ગુપ્ત વાત પણ કહી દેવા પ્રેરાય તેટલો રસ તે લે છે, આટલા પ્રમાણમાં તે સૌનો વિશ્વાસપાત્ર બને છે. દરેકની સાથે તે મીઠો વ્યવહાર રાખે છે. કોઇ માણસ સાથે તેને ન ફાવતું હોય તો તેનું કારણ શોધી કાઢે છે અને તે કારણને દૂર કરવા પ્રયત્ન કરે છે.

લોકપ્રિયતાના શ્રાવકના ચોથા ગુણને કેળવવા માટે આવું મીઠું અને સેવાપરાયણ જીવન જીવવાની જરૂર છે તમને કોઈ ન ચાહતું હોય તો બીજા પર તેનું દોષારોપણ કરવાને બદલે, તમે પોતે જ આત્મનિરીક્ષણ કરજો અને તમારા હૃદયમાં છુપાઈ રહેલી કડવાશને દૂર કરજો. વાણી અને વર્તનની કડવાશ લોકપ્રિયતામાં બાધક બને છે. એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે, If no body oves you, be sure it is your own fault–જો તમને

કોઈ ચાહતું ન હોય તો ખાત્રીથી માનજો કે તેમાં તમારી ઉણપ છે, તમારી પોતાનીજ ખામી છે, લોકપ્રિયતાના આ ગુણને કેળવવા માટે, આ ખામી દૂર કરવાની અગત્ય છે. જો કોઈ પોતાનું આત્મનિરીક્ષણ કરશે, પોતાનામાં રહેલ ખામીઓ દૂર કરશે, અને સેવાભાવ ખીલવશે તો આ ગુણને વિકસાવી શકશે અને કલ્યાણને માર્ગે પ્રગતિ સાધી શકશે

  

## ૫. અક્રૂરતા

કોઈ માણસને અગ્નિ પ્રગટાવવો હોય અને તે ભીનાં લાકડાં, ભીનું ઘાસ કે લીલા છાણાં લઇને અગ્નિ પ્રગટાવવા માડે તો તેમાં અગ્નિ પ્રગટી શકશે નહિ, તેમ જેનું ચિત્ત આસક્તિથી ભીંજાયેલું હોય તેના ચિત્તમાં ધર્મદીપક પ્રગટી શકતો નથી. કોઈ ધન-વૈભવમા આસક્ત હોય છે, તો કોઇ સ્ત્રી-પુત્ર-પરિવારમાં આસક્ત હોય છે; કોઈ ખ્યાતિ મેળવવામાં આસક્ત હોય છે, તો કોઇ અધિકાર મેળવવામા આસક્ત હોય છે; કોઈ બીજાના રૂપમાં આસક્ત હોય છે, તો કોઇ પોતાના દેહમાં આસક્ત હોય છે; આમ મોટો ભાગ વિવિધ બાબતોમાં આસક્તિ સેવી રહેલો જોવામા આવે છે, આવા આસક્ત પુરુષોના ચિત્તમાં ધર્મદીપક પ્રગટી શકતો નથી. આ જાતની આસક્તિ દૂર કરવા માટે શ્રાવકના એકવીસ ગુણોને જીવનમા અપનાવવાની જરૂર છે.

### પાચમો ગુણ: અક્રૂરતા

આ એકવીસ ગુણો પૈકી પાચમો ગુણ 'અક્રૂરતા'નો છે. અક્રૂરપણુ એટલે ક્રૂરપણાનો ત્યાગ. મનમા રહેલ વેરભાવ કે દ્રોહ માનસિક ક્રૂરતા છે, કઠોર શબ્દો વડે બીજાનુ દીલ દુભાવવું તે વાચિક ક્રૂરતા છે. કાયાથી કોઇનુ ‐ હિત કરવું તે કાયિક ક્રૂરતા છે. આ પ્રકારની ક્રૂરતાને દૂર કરી, મન-વાણી-વર્તનનું શોધન કરવુ તે શ્રાવકનું ખાસ કર્તવ્ય છે.

### ક્રૂરતા માનવને દાનવ બનાવે છે

ક્રૂરતા માનવને દાનવ બનાવે છે. આજે માનવ કદી યે ન

હોતો તેવો ક્રૂર બનેલો જોવામાં આવે છે. અણુબોમ્બ અને હાયડ્રોજન બોમ્બની શોધ માનવી હૃદયની ક્રૂરતાની સાક્ષી પૂરે છે. લાખો માણસોનો, વર્ષોની મહેનતનો ક્ષણભરમાં નાશ કરી શકે તેવા અણુબોમ્બ ફેંકવાની આજ્ઞા આપીને, જે માનવી ખુશ થઇ શકતો હોય તેને માનવ કેમ કહી શકાય? તેવા માનવમાં કેટલી બધી ક્રૂરતા ભરેલી હશે, તેની કલ્પના પણ કમકમાટી ઉપજાવે તેવી છે.

ક્રૂરતા અને શૂરતા બંને ભિન્ન બાબતો છે. પોતાના સ્વાર્થ માટે બીજાનો વિનાશ કરવો તે ક્રૂરતા છે, બીજાના સંરક્ષણ માટે પોતાનું સમર્પણ કરવું તે શૂરતા છે. અક્રૂરતાનો ગુણ ખીલવવા માટે, શ્રાવકે ક્રૂરતાનો ત્યાગ કરી, શૂરતા ધારણ કરવી જોઇએ.

લોકો સિંહ અને વાઘ-વરૂ જેવા પશુઓને ક્રૂર માને છે, પણ વિચારકો કહે છે કે માનવની ક્રૂરતા પાસે પશુઓની ક્રૂરતા કશા વિસાતમાં નથી. યુદ્ધોમાં થતા લાખો માનવીઓના સંહાર આગળ પશુઓની હિંસા નહિવત્ છે. પોતાના જ બંધુઓને હણવા માટે થઈ રહેલા વિનાશક નવી ને નવી શોધો બતાવે છે કે પશુની ક્રૂરતા કરતાં માનવની ક્રૂરતા અનેક ગણી વધારે છે.

આ જ પ્રશ્ન બીજી રીતે વિચારીએ : માણસે પશુને વધારે માર્યા હશે કે પશુએ માણસોને વધારે સંખ્યામાં માર્યા હશે? સહજ વિચાર કરતા જણાય છે કે પશુએ જેટલા માણસો માર્યા હશે, તેના કરતાં હજારો ગણા વધારે પશુને મારીને, માણસે પોતાનો ખોરાક બનાવેલ છે. પશુની ક્રૂરતા તો પોતાના ખોરાક પૂરતી જ મર્યાદિત છે. જ્યારે માનવ તો ખોરાક ઉપરાંત બીજા અનેક વિલાસના સાધનો માટે પશુઓની ઘાત કરે છે.

પશુએ પોતાની સ્વજાતિને વિશેષ હણી હશે કે માનવે? આ પ્રશ્નનો જવાબ પણ એ જ છે કે માનવે પોતાના જ માનવ

બન્ધુઓને જેટલા પ્રમાણમાં હણેલ છે તેટલા પશુઓએ પશુઓને હણેલ નથી. આમ વિવિધ દૃષ્ટિયે માનવની ક્રૂરતા પશુઓની ક્રૂરતા કરતાં અનેકગણી વધી જાય છે.

## ક્રૂરતા અનેક દુઃખોને જન્મ આપે છે

ક્રૂરતામાંથી દુઃખની અનેક પરંપરાઓ ઉભી થાય છે, એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે, Man's inhumanity to man makes countless thousands mourn-માનવની માનવ પ્રત્યેની ક્રૂરતા અગણિત દુઃખોને ઉભા કરે છે. ક્રૂર માનવો કદી મનની શાંતિ અનુભવી શકતો નથી, તે કોઇનો પ્રેમપાત્ર કે વિશ્વાસપાત્ર બની શકતો નથી. ક્રૂર માનવીની સારી યે જીંદગી, મૃત્યુ અને જન્માંતર સ્થિતિ દુઃખમય જ પસાર થાય છે.

## મૃગાલોઢીઆનું દૃષ્ટાંત

દુઃખવિપાક સૂત્રમાં શાસ્ત્રકારે ક્રૂરતાના પરિણામનું વર્ણન કર્યું છે. દુઃખવિપાકના પહેલા અધ્યયનમાં મૃગા લોઢીઆનું વર્ણન આવે છે. ભગવાન મહાવીરના ફરમાનથી ગૌતમસ્વામી મૃગાલોઢીઆને જોવા પધારે છે, ત્યાં મૃગા લોઢીઆની અવસ્થા જુએ છે મૃગાલોઢીઓ એક રાજકુમાર હતો, પણ જન્મથી ગોળ પત્થર જેવો માંસના લોચા રૂપે જન્મ્યો હતો. આંખ, કાન, નાક અને મુખને ઠેકાણે કાણાં હતાં અને હાથ પગનાં માત્ર નિશાન જ હતા. લીધેલા આહારનું લોહી અને પરૂ બનતું હતું; ચોવીસે કલાક લોહી અને પરૂ તેના શરીરમાંથી વહ્યા કરતું હતુ, શરીર અસહ્ય દુર્ગંધ મારતું હતું; તેથી કોઈ તેની પાસે જઇ શકતું ન હતુ; તેને રાજમહેલમાં ભોંયરામાં રાખવામા આવ્યો હતો. તેની માતા તેને ભોજન આપવા જતી, ત્યારે તેને નાકે કપડું આડું રાખવું પડતુ, આવી અસહ્ય દુર્ગંધ તેના શરીરમાંથી નીકળતી હતી.

આ બધું નજરો નજર જોયા પછી, ગૌતમ સ્વામી ભગવાન મહાવીરને પૂછે છે કે, 'હે ભગવાન! મૃગા લોઢીઆની આવી સ્થિતિ ક્યા કર્મને લીધે થઇ હશે!'

ભગવાન ખુલાસો કરતાં ફરમાવે છે કે, 'મૃગાલોઢીઓ પૂર્વ ભવના એક મોટો જાગીરદાર હતો, તે સમયે તે જમીનનું મહેસૂલ પણ વધારે પડતું લેતો હતો, માણસો ઉપર ખૂબ જુલમ ગુજારતો હતો; તેમની સાથે ઘાતકીપણાનો વ્યવહાર ચલાવતો હતો. તે કારણે મૃગાલોઢીઆને આવી સ્થિતિ પ્રાપ્ત થઇ છે'

ક્રૂરતાનું આ જન્મમા અને અન્ય જન્મમા આવું દુ:ખદ પરિણામ ભોગવવુ પડે છે, તેથી ક્રૂરતાના ત્યાગનો સદેશ આ પાંચમાં ગુણમા આપવામા આવેલ છે.

## ક્રૂરતાના સૂક્ષ્મ પ્રકારો

ગ્રાહકો પાસેથી વધારે પડતો નફો લેવો, ઓછું આપવુ-કે વધારે લેવું, ભેળસેળ કરીને આપવુ, જનતાને વિલાસી અને વ્યસની વસ્તુઓ આપી જનતાનું શોષણ કરવું-જનતાનું પતન કરવુ, વધારે પડતું વ્યાજ લેવુ, ઓછો બદલો આપીને વધારે પડતુ કામ લેવું, ગૃહોદ્યોગનો વિનાશ થાય તેવા યંત્રોદ્યોગો ખોલવાં, માનવોના સ્વાસ્થ્યને હાનિ પહોંચે તેવી સ્થિતિમા માણસોને રાખવા-તે તમામ ક્રૂરતાના સૂક્ષ્મ પ્રકારો છે.

કોઇની વૃત્તિચ્છેદ કરવી એટલે કે પ્રત્યક્ષ કે પરોક્ષમાં કોઇની આજીવિકા છીનવી લેવી, તે પણ ક્રૂરતા છે, કેમ કે વૃત્તિચ્છેદ અને શિરચ્છેદનું પાપ આર્ય શાસ્ત્રોએ સમાન જ ગણ્યું છે.

## ક્રૂરતા પોતાનું વધુ નુકશાન કરે છે

જે માણસ બીજા પ્રતિ ક્રૂરતાનો વ્યવહાર રાખે છે તેનો કોઇ મિત્ર નથી, તેના પર આપત્તિ આવે ત્યારે કોઇને તેના પર

દયાભાવ દર્શાવવાનું મન થતું નથી, બીજા પર ક્રૂર વ્યવહાર રાખનાર પ્રતિ કુદરત પણ ક્રૂર બને છે. ઘણી વાર પોતાની ક્રૂરતા, પોતાને જ કોરી ખાય છે. એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે Ashes fly back in face of him that throws them-રાખ ફેંકનારના મુખ પર રાખ જેમ પાછી ઉડે છે તેમ ક્રૂરતાનો વ્યવહાર કરનાર પ્રતિ ક્રૂરતા પાછી આવે છે. દેશ કે માનવ સમાજને હાનિ પહોચે તેવા ધંધાઓ કરવા, તેનો પણ સૂક્ષ્મ પ્રકારની ક્રૂરતામાં સમાવેશ થાય છે.

કોઈને સારા કામમાં નિરાશ કરવો, કોઈને નિરુત્સાહ કરવો, કોઈનું અપમાન કરવું, કોઈના દીલને જખમી કરવું, તે પણ ક્રૂરતા જ છે. બીજા વિદ્વાને કહ્યુ છે કે He may be more cruel who breaks a heart than he who breaks a head-માણસને મારી નાખનાર કરતા માણસની શુભ ભાવનાઓને કચરી નાખનાર, માણસની પ્રગતિને રોકનાર વધુ ક્રૂર છે.

## ક્રૂરતા પ્રેમથી દૂર કરી શકાય

વેરભાવને દૂર કરવા માટે પ્રેમનું જ પાણી જોઈએ. વેરથી વેરનો કદી અંત આવતો નથી; બુદ્ધદેવે પણ આ જ કહ્યું છે. સૂક્ષ્મ અને સ્થૂળ પ્રકારની ક્રૂરતામાંથી મૂક્ત થવા માટે મન, વાણી અને વર્તનનું શોધન કરવું જોઈએ. સમભાવથી ચિત્તનું શોધન થાય છે; સત્ય અને સભ્ય વાણીથી, વાણીનું શોધન થાય છે અને પરોપકારી કૃત્યથી, વર્તનનું શોધન થાય છે. આ રીતે ત્રિવિધ શુદ્ધિ કરીને ક્રૂરતા દૂર કરવી જોઈએ અને તેને સ્થાને પ્રેમભાવ વિકસીત કરવો જોઈએ.

જે મનુષ્ય ક્રૂરતાનો ત્યાગ કરી, અક્રૂરપણાના ગુણને, અન્ય ગુણોની સાથે વિકસાવે છે તે કલ્યાણ માર્ગને મેળવી શકે છે.

ઇશ્વરને કર્તા તરીકે માનનારાઓના શબ્દોમાં કહીએ તો જે ઇશ્વરથી ડરે છે તેને બીજા કોઇથી ડરવાપણું રહેતું નથી, તેથી જ પાપભીરુતાને શ્રાવકના એકવીસ ગુણોમાં સ્થાન આપવામાં આવ્યું છે.

## પાપભીરુતા : સુખવર્ધક ગુણ

પાપકર્મથી જીવને સંસારમાં અનેક પ્રકારનું દુઃખ ભોગવવું પડે છે; એટલે આપને જો દુખ પસંદ ન હોય તો પાપકર્મથી ડરતા રહેવું જોઇએ.

માણસને સુખ ગમે છે; દુખ કોઇને પસંદ નથી, પુણ્યથી સુખની પ્રાપ્તિ થાય છે, જ્યારે પાપથી દુઃખની પ્રાપ્તિ થાય છે માટે સુખની પ્રાપ્તિ અર્થે અને દુખની મૂક્તિ અર્થે પાપનો ત્યાગ કરવો જોઇએ અને પુણ્ય આચરવું જોઇએ.

બાવળના બી વાવીને, કેરીના ફળની આશા રાખવી નિરર્થક છે, તેવી જ રીતે પાપનો આશ્રય લઈને, પુણ્યના ફળની અર્થાત્ સુખની આશા રાખવી અસ્થાને છે; માટે જો તમારે સુખ જોઈતું હોય અને ચારે ય ગતિના અનેક વિધ દુખોમાથી મૂક્તિ મેળવવી હોય તો પાપભીરૂતાનો આ ગુણ જીવનમા વિકસાવવો જોઇએ.

## ભીરૂતા એટલે ત્રિવિધ પાપથી દૂર રહેવુ

સુયગડાંગ સૂત્રમાં ભગવાન ફરમાવે છે કે, **सिहं जहा खुड्ड-मिगा चरंता, दूरे चरंति परिसंकमाणा! एवं तु मेहावी समिक्ख धम्मं, दूरेण पावं परिवज्जएज्जा ॥** જેમ મૃગલાઓ ચરતાં ચરતાં સિંહની આશંકા રાખતા દૂર દૂર ફર્યા કરે છે તેમ વિવેકી પુરુષ ધર્મ સામે દષ્ટિ રાખી, પાપનો દૂરથી જ ત્યાગ કરે છે.

વાણી અને કર્મની કોઈ પણ પ્રવૃત્તિમા તે પાપને સ્પર્શવા નથી; મનથી કોઇનુ અહિત ચિંતવવું તે માનસિક પાપ વચનથી અસત્ય બોલવું કે કોઈનું દિલ દુભાવવું તે વાચિક

ભૂલનો પશ્ચાત્તાપ કરવાથી અને પાપનું પ્રાયશ્ચિત કરવાથી, મનુષ્ય પાપના ભારને હલકો કરી શુદ્ધ બની શકે છે.'

આ શબ્દો સાંભળી હાર લઇ જનાર વણીક ઉભો થયો અને હાથ જોડી મુનિરાજને વિનંતિ કરી કે, 'હે પૂજ્ય ગુરુદેવ! મારાથી એક પાપ થયું છે અને તેનું પ્રાયશ્ચિત મારે આપની પાસેથી લેવું છે મેં મારી વિષમ સ્થિતિને કારણે અને સ્ત્રી બાળકોને કેટલાંય દિવસો સુધી ભોજન ન મળવાથી, જીનદાસ શેઠનો સોનાનો હાર તેમની આજ્ઞા સિવાય લીધો હતો, માટે મને તેનું પ્રાયશ્ચિત, કૃપાળુદેવ, આપો.'

આ સાંભળતાં તેની પત્નિ ઉભી થઇ અને વિનંતિ કરી કે, 'ગુરુદેવ! મારા પતિને પ્રાયશ્ચિત આપતાં પહેલાં મને પ્રાયશ્ચિત આપો, કેમ કે એ પાપનું કારણ હું જ છું; મેં વિલાસી વસ્ત્રાભૂષણ પાછળ ખોટું ખર્ચ કર્યું ન હોત, સામાજિક ખર્ચાળ રૂઢિઓને અનુસરવાનો ખોટો આગ્રહ રાખ્યો ન હોત તો મારા પતિદેવ માટે આવો પ્રસંગ જ ઉભો ન થાત માટે, પાપની ખરી અધિકારીણી હું છું, મને પ્રાયશ્ચિત આપી શુદ્ધ બનાવો.'

એટલામાં જીનદાસ શેઠ ઉભા થઈ વિનંતિ કરી 'મહારાજ! મને પણ પ્રાયશ્ચિત આપો, કારણ કે એ પાપમાં મારી પણ જવાબદારી કાંઈ ઓછી નથી, સંઘપતિ તરીકે મારી ફરજ સર્વ જ્ઞાતિબંધુઓનું ધ્યાન રાખવાની છે, હું એ ફરજ અદા કરવામાં ચૂક્યો ત્યારે જ આ ભાઇને પરાધિનતાથી આ પ્રમાણે કરવું પડ્યું; ખર્ચાળ રૂઢીઓ માટે પણ શ્રીમન્તો જવાબદાર છે; અમે શ્રીમન્તો પહેલ કરીએ અને ખર્ચાળ રૂઢીઓ કાઢી નાખીએ તો ગરીબોને તણાવું ખેંચાવું પડે નહિ અને આવી કફોડી સ્થિતિમાં

અસ્પૃશ્યતા નિવારણ અને હિન્દુ મુસલમાન એકતા માટે પ્રયત્ન કરી રહ્યા હતા, ત્યારે ગોડસેને લાગતું હતું કે મહાત્માજી હિન્દુ ધર્મના કટ્ટર દુશ્મન છે. આ મિથ્યા વિચારને તેણે પોતાના મનમાંથી તે જ ક્ષણે કાઢી નાખ્યો હોત તો તેના હાથે આવું મહા કલંકિત કૃત્ય બનવા ન પામત; તેણે તે પાપ વિચારને પોષણ આપ્યું, એટલે મનનું તે પાપ વાણી સુધી પહોંચ્યું અને વકતવ્ય અને લેખન દ્વારા તે પ્રચાર પામ્યું; વિચારમાંથી તે પાપ ઉચ્ચાર સુધી પહોંચ્યું અને છેવટે ૧૯૪૮ના જાન્યુઆરીની કમભાગી ૩૦મી તારીખે તે આચારમાં પરિણમ્યુ. જેમને તે હિન્દુ ધર્મના કટ્ટર દુશ્મન માનતો હતો તેનું ખૂન પોતાના હાથે કરીને, તેણે સંતોષ અનુભવ્યો ! મનમા પ્રવેશેલ પાપને તત્ક્ષણ હાંકી કાઢવામાં ન આવે તો તે વિચાર આચાર સુધી પહોંચે છે અને કોઈ કોઇ વાર તો ભયંકર વિનાશને નોતરે છે તેનો ખ્યાલ આ દૃષ્ટાંત પરથી આપને આવી શકશે. હરણાઓ જેમ સિંહથી દૂર નાસે છે તેમ પાપના વિચાર માત્રથી પાપભીરુ હંમેશા આ કારણે દૂર ભાગે છે.

વડનું બી ઘણું નાનું હોય છે, પણ તેમાં વડવૃક્ષ બનવાની તાકાત રહેલી છે, નાના બીમાં જેમ આટલા પ્રમાણમાં પ્રસરવાની શકિત રહેલી છે તેમ નાના પાપને પણ અનુકૂળતા મળે તો અતિ વિસ્તૃત બને છે. અગ્નિની નાની ચીનગારી હોય, પરન્તુ તે ભયંકર નીવડે છે, અગ્નિની એક જ ચીનગારી ઘાસની ગંજી પર જઈને પડે કે રૂના ઢગલા પર જઇને પડે કે દારૂની વખારમા જઇને પડે તો તે ભયંકર વિનાશ સર્જે છે તેમ નાનું સરખુ પાપ પણ ઉગ્ર રૂપ લે તો ભયકર વિનાશને નોતરે છે; તેથી પાપભીરુએ હંમેશા નાના સરખા પાપના વિચાર માત્રથી પણ દૂર ...વું જોઈએ. વિંછીનો ડંશ સોયની અણી જેટલો જ હોય છે, ... તે મોટા મોટા માણુસ માટે પણ અસહ્ય બને છે તેમ અલ્પ ... પણ માણુસને દુ ખદાયક બને છે, તેથી સિંહ, સર્પ, અગ્નિ

વાનને પૂછ્યું કે, 'હે ભગવાન! મારા જેવું જગતમાં કોઇ દુઃખી હશે ખરૂં?'

કેવળી ભગવાને ફરમાવ્યું કે, 'હે બાલિકા! તારાથી પણ અધિક દુઃખી જીવો આ જગતમાં વસે છે, તેનું વર્ણન તું સાંભળીશ, ત્યારે તેનો તને યથાર્થ ખ્યાલ આવશે.

નરકની અંદર અત્યંત ગરમી અને અત્યંત ઠંડી હોય છે; લોઢાનો પર્વત ત્યાં મૂકયો હોય તો ગરમીથી પાણી જેવો પ્રવાહી થઇને વહેવા લાગે એટલી ત્યાંની ભૂમિ ગરમ છે, સાતમી નરકમાં એટલી ઠંડી હોય છે કે લોખંડી પર્વત ત્યાં મૂકતા જ ફાટે અને રેતી જેવો બની જાય. નારકીઓના દેહ ત્યાં શેરડીની માફક પીલાય છે, કરવતથી કપાય છે, ઉકળતા તેલમાં તેમને તળાય છે, સીસા અને ત્રાંબાના રસ તેમને પરાણે પાવામાં આવે છે. આવા વિવિધ દુઃખો નારકીના જીવોને પૂર્વના પાપ કર્મને લીધે ભોગવવા પડે છે, તેના પર ત્યાં કોઇ દયા કરનારૂં હોતું નથી. પૂર્વના કર્મને યાદ કરી, તે આક્રંદ કરે છે અને રડે છે. હે બાલિકા! તને આવું દુઃખ તો નથી ને?'

'વળી હે કન્યા, તિર્યંચ યોનિના દુઃખ તો તારી નજરે દેખાય તેવા છે, બગલાઓ માછલાંને લાંબી ચાંચથી પકડીને ગળી જાય છે; ત્યારે માછલાઓને કેવું દુઃખ થતું હશે! સિંહ હરણાઓનો શિકાર કરે, ત્યારે હરણાઓની સ્થિતિ કેવી થતી હશે! શિકારીઓ નિર્દયપણે પશુઓનો શિકાર કરે છે, તેમના માંસ અને ચામડા કાઢી લે છે, હાથી વગેરેને પકડે છે, ગાય, ભેંસ, બળદ, ઘેટાં, વગેરેને આખી જીંદગી કેદખાનાની જેમ માણસ પરાધિનપણે રાખે છે, ત્યારે તેમને કેટલું દુઃખ ભોગવવું પડે છે! તેમના દુઃખને કોઈ દૂર કરનારૂં નથી કે નથી કોઈ તેની દુઃખદ વાણીને સાંભળનારૂં. પશુ-પક્ષીઓ માંદા પડે, ત્યારે

આવું જ બીજું દૃષ્ટાંત જ્ઞાતાસૂત્રમાં ફરમાવાયેલ છેઃ જીનરખ અને જીનપાલ નામના બે ભાઇઓને દેશાવર કમાણી કરવા માટે જવાનો વિચાર થયો, તેઓએ પોતાની ઇચ્છા પોતાના માતપિતાને જણાવી. માત-પિતાએ કહ્યું, 'આપણી પાસે સાત પેઢી સુધી પણ ન ખૂટે તેટલું ધન છે, તો પછી દેશાવર ધન કમાવા જવાની અને મહાપરિગ્રહની ભાવના સેવવાની શું જરૂર છે? મહાપરિગ્રહની ભાવના આત્મકલ્યાણને બાધક છે, નરકાદિ દુર્ગતિમાં લઇ જનાર છે, માટે તેવી ભાવનાનો ત્યાગ કરો અને સંતોષવૃત્તિ ધારણ કરી, ધર્મારાધના કરો.'

માતપિતાએ જીનરખ અને જીનપાળને આ મુજબ સલાહ આપી, છતાં તેમને તે સલાહ ન રૂચી અને તેઓ તો દેશાન્તર કમાવા માટે નીકળી પડયા. મધ્ય-દરિયે તોફાન થયું અને વહાણ ડૂબ્યું. પુણ્ય યોગે બંને ભાઈઓના હાથમાં લાકડાનું પાટિયું આવી ગયું; તેને પકડીને તેઓ દરિયાને કિનારે પહોંચ્યા, પરન્તુ જીનરખ તો તે સ્થાનના મોહમયી અને વિષયી વાતાવરણમાં ફસાઇ ગયો અને આખરે મરણ પામ્યો. જીનપાલના હૃદયમાં અકસ્માતે પરિવર્તન આવ્યું અને તેથી તે તો સીધો ઘેર ગયો; સંતોષવૃત્તિ ધારણ કરી અને છેવટે પરિગ્રહની અસારતા જાણી, દીક્ષા અંગીકાર કરી અને આત્મકલ્યાણ સાધ્યું.

જેઓ પરિગ્રહની મમતા છોડતાં નથી, તેનું આખરી પરિણામ દુઃખદ આવે છે અને જેઓ ઠોકર વાગતાં ચેતી જાય છે અને મમતા ત્યાગી દે છે તે પોતાનું કલ્યાણ સાધી શકે છે. જીનરખ-જીનપાળની વાતનો આ સ્પષ્ટ સાર છે.

**ઐતિહાસિક દૃષ્ટાંતો**

એલેકઝાન્ડરે, તે સમયે જાણીતી દુનિયા પર વિજય મેળવ્યાનું

દુઃખોથી મૂક્ત કેમ થઈ શકાય ?'

કેવળી ભગવાને ફરમાવ્યું કે, 'હે કન્યા! પાપભીરૂ જીવો પાપનો ત્યાગ કરી, આ દુઃખોમાંથી સદાને માટે મૂક્ત બની શકે છે.'

## પાપમાં પતન છે, પુણ્યમાં છે વિકાસ

મનુષ્ય અઢાર પ્રકારે પાપને એકત્રિત કરે છે; એ અઢાર સ્થાનોને અઢાર પાપસ્થાનક કહે છે. પાપભીરૂ માનવી આ અઢારે પાપસ્થાનોથી દૂર રહે છે અને તેથી નિર્નામિકાની કથામા વર્ણવેલા ચારે ગતિના સર્વ પ્રકારના દુ ખોમાંથી તે બચી જાય છે. પાપી મનુષ્યના હૃદયમા લેશ માત્ર શાતિ હોતી નથી; તેના પાપો તેને ડંખ્યા કરે છે. શેકસપીયરે ઠીક કહ્યું છે કે, The mind of guilty is full of scorpions-પાપોથી ભરેલું મન વિંછીઓથી ભરેલું હોય છે. વીંછીનો એક ડંખ કેટલો ભયંકર હોય છે! તે હિસાબે અનેક વિંછીઓના ડંખો તો કેટલી અસહ્ય વેદના ઉપજાવે! અનેક વીંછીઓના ડંખ કરતાં પણ માનવીના હૃદયને પાપનો ડંખ વધારે દુ ખ આપે છે. તેથી પાપભીરૂ અઢાર પાપસ્થાનનો ત્યાગ કરે છે અને પુણ્યનો પવિત્ર માર્ગ સ્વીકારે છે. પાપ માનવને પતનની ખીણમાં ધકેલે છે, ત્યારે પુણ્ય સ્વર્ગારોહણની સીડી સમાન ઉપયોગી નીવડે છે. પુણ્યથી મોક્ષ પ્રાપ્તિના અને ધર્મ આચરવાના સાધનો પ્રાપ્ત થાય છે, મનુષ્ય જન્મ, ઇન્દ્રિયોની પૂર્ણતા, શરીરની સ્વસ્થતા, સંસ્કારી કુળ, સદ્‌ગુરૂનો સમાગમ, ધર્મનું શ્રવણ વગેરે તમામ સુયોગો પુણ્યથી પ્રાપ્ત થાય છે. આ સર્વ મોક્ષ પ્રાપ્તિના સાધનો છે. પાપીને આ સાધનોની પ્રાપ્તિ થતી થતી નથી, તેથી મનુષ્યે પાપ પંથનો ત્યાગ કરી પુણ્યનો પંથ સ્વીકારવો જોઇએ.

## પાપ અને પુણ્ય પ્રાપ્તિના સાધનો

પુણ્ય મિત્રની જેમ સુમાર્ગે દોરી જાય છે, ત્યારે પાપ દુર્જ-

## પાપોમાંથી મુક્ત થવામાં પ્રગતિ છે

કોઈ માણસ સારું કામ કરતો હશે તો પણ લોકો તેની ખુબીઓ જોવાને બદલે ખામીઓ જ જોવા અને શોધવા પ્રયત્ન કરશે. સરકારનો સાચો કે ખોટો દોષ કાઢવાનું સામાન્ય થઈ પડયું છે, પરન્તુ સરકારે કયા કયા સારા કાર્યો કર્યા તે પ્રતિ કોઇની દૃષ્ટિ ભાગ્યે જ જાય છે, માણસો બીજાના દોષો જોવાને બદલે પોતાના દોષો જોવા પ્રયત્ન કરે અને તે દોષો દૂર કરે તો કેટલાયે અનર્થો દૂર થઇ જાય. અંગ્રેજીમાં એક સુંદર કહેવત છે કે, It is very easy to criticise but very difficult to sacrifice-કોઇની ટીકા કરવી એ બહુ સહેલું છે, પણ ભોગ આપવો એ બહુ કઠીન કાર્ય છે. એક તત્ત્વજ્ઞે કહ્યું છે કે, He is littlest who belittles others-જે બીજાને હલકો પાડે છે તે પોતે સૌથી હલકો બને છે, તેથી પાપભીરૂ માનવી કદી સ્વમુખેથી બીજાની નિંદા કરતો નથી, એટલું જ નહિ પરંતુ કોઇની નિંદા સાંભળવામાં પણ રસ અનુભવતો નથી પાપભીરૂ માનવી આ અઢારે પાપોમાંથી બચવાને માટે સદા પ્રયત્નશીલ રહે છે અને શ્રેયની સાધનામાં પ્રગતિશીલ બનીને, પોતાનું કલ્યાણ કરે છે.



એક માણસ બોલી ઉઠયો, 'અરે ચોબાજી, શું જુઓ છો? આ કાઇ ગોકુળ નથી; આ તો મથુરાનો જ ઘાટ છે. તમે અહીંથી આગળ વધ્યા જ છો કયાં? તમારી હોડીનું દોરડું તો આ ઘાટ સાથે બાંધેલું જ છે! ત્યા તમે ગમે તેટલા હલેસા મારો, પણ હોડી ખસે જ કયાંથી!!'

ચોબાજીને હવે ખ્યાલ આવ્યો અને પોતાની ભૂલ સમજાણી. ધર્મક્રિયાઓ માટે પણ તેવું છે, માણસ ગમે તેટલી ધર્મ ક્રિયાઓ કરે, પરન્તુ જ્યા સુધી જીવનની હોડી વિષય-કષાયના દોરડાથી બંધાયેલી રહે ત્યા સુધી તે એક ડગલું પણ આગળ વધી શકે નહિ. વિષય-કષાયના બંધનોને તોડવા માટે ભગવાન મહાવીરે શ્રાવકના એકવીસ ગુણ આચરવાનું ફરમાવ્યું છે.

**સાતમો ગુણ : અશઠપણું**

આ એકવીસ ગુણ પૈકીનો સાતમો ગુણ 'અશઠપણા'નો છે; અશઠપણું એટલે સજ્જનતા. શ્રાવકની અંદર દુષ્ટતા ન હોવી જોઇએ. શ્રાવકે જન્મથી સજ્જન બનવાનું છે, દુર્જન નહિ. શઠતા અર્થાત્ દુષ્ટતાનો ત્યાગ કરવાનો છે. દુષ્ટ માણસ હમેશા અવગુણ ગ્રહણ કર્યા કરે છે, ત્યારે સજ્જન ગુણ ગ્રહણ કરે છે. મધમાખી ગમે તે વનસ્પતિમાંથી મધ જ ગ્રહણ કરે છે, તેમ શ્રાવકે પણ સર્વ સ્થળે અને સર્વ મનુષ્યોમાંથી ગુણ ગ્રહણ કરવા જોઇએ શઠપણાનો અને અશઠપણાનો આ મુખ્ય તફાવત છે.

**અન્ય જ્ઞાનના સદુપયોગ માટે સજ્જનતા આવશ્યક**

જ્યાં સુધી પ્રકૃતિમા સજ્જનતા ન હોય ત્યા સુધી બીજુ બધું જ્ઞાન હાનિકર નીવડે છે એક વિદ્વાને કહ્યું છે કે, All other knowledge is hurtful to him who has not science of honesty and good nature-પ્રમાણિકતા અને સારા સ્વભાવના શાસ્ત્રથી જે પરિચીત નથી તેને બીજું બધું જ્ઞાન હાનિકારક નીવડે છે. તે માટે જ અશઠપણું એટલે સજ્જનતા એ

આપણા પ્રતિ કોઇ શઠતાનો વ્યવહાર ન કરે એમ આપણે ઇચ્છતા હોઇએ, સૌ કોઈ આપણા પ્રતિ સજ્જનતાનો વ્યવહાર કરે એમ આપણે ઇચ્છતા હોઇએ તો આપણે કોઈ પ્રતિ શઠતા દાખવવી ન જોઇએ, પરન્તુ સજ્જનતાનો વ્યવહાર રાખવો જોઇએ.

ઠગનાર જ ઠગાય છે

ધૂર્ત માણુસ માને છે કે હું બીજાને ઠગું છું, પરન્તુ ખરૂં જોતાં તે પોતે જ ઠગાતો હોય છે, બીજાને મૂર્ખ બનાવવા જતાં, પોતે જ મૂર્ખ બનતો હોય છે. વ્યાપાર ધંધામાં પણ ઠગાઇ જેવું વિઘાતક તત્ત્વ કોઇ નથી. એક વિદ્વાને ઠીક જ કહ્યું છે કે, In a great business, there is nothing so fatal as cunning management-ઠગાઇ કે દગો કરવાં એ મોટા વ્યાપારોમા જીવલેણ વસ્તુ છે. એક બીજા વિદ્વાને કહ્યું છે કે, We can not do evil to others without doing it to ourselves-આપણી જાતને નુકશાન કર્યા વિના આપણે બીજાનું ખરાબ કરી શકતા નથી જેમ કોઇ માણુસ બીજાને બાળવા માટે હાથમાં અંગારો લઇને બીજા પર ફેંકવા જાય તો, સામેનો માણુસ દાઝે ત્યારે ખરૂં, પરન્તુ પહેલાં તો પોતે જ દાઝશે. પ્રચલિત કહેતમા કહીએ તો બીજા માટે ખાડો ખોદનાર, પોતે જ તેમાં પડે છે.

દુષ્ટતા સજ્જનતાથી દૂર કરી શકાય છે

ખરૂં જોઈએ તો શઠતા માનવી લક્ષણ નથી, એ એક પાશવિક પ્રકૃતિ છે. ઘણાં માણુસો 'શઠં પ્રતિ શાઠ્યમ્'ની નીતિને અનુસરનારા હોય છે, પણ સજ્જન માણસનું કામ આ નીતિને અનુસરવાનું નથી. સજ્જન માણસનું કામ તો સજ્જનતા વડે દુષ્ટતા પર વિજય મેળવવાનું છે. દુષ્ટતાથી દુષ્ટતા દૂર થઇ શકતી નથી, પરન્તુ દુષ્ટતાના વ્યવહારમાં વૃદ્ધિ થાય છે, અંધકારથી અંધકાર દૂર થઇ શકતો નથી, પણ પ્રકાશથી જ અંધકાર દૂર થઈ શકે

છાવણીમાં જઈને અશ્વત્થામાએ સુતેલા પાંચ રાજપુરુષોના માથાં કાપી લીધા; લોહી નીતરતાં માથાંને કપડામાં વીંટી, તે તુરત જ દુર્યોધન પાસે આવ્યો. લોહી નીતરતાં માથાં જોઈ, દુર્યોધન હરખાયો; પણ માથાં કપડામાંથી ખુલ્લાં થતાં જ તે નિરાશ થયો અને બોલી ઉઠયો, 'અરે! આ તો અનર્થ થયો; તેં તો પાંડવોને બદલે દ્રૌપદીના પાંચ પુત્રોને મારી નાખ્યાં; મારે વેર તો પાંડવો સાથે છે; આ તો જેવા પાંડવોના પુત્રો તેવા જ મારા પુત્રો છે; અમારા કુળના આશા દીપકો છે.' એમ બોલતાં બોલતાં દુર્યોધને છેલ્લો શ્વાસ છોડયો.

આ તરફ પાંડવોની છાવણીમાં ભારે હાહાકાર મચ્યો. દ્રૌપદીએ કલ્પાંત શરૂ કર્યું. ભીમ, અર્જુન, આદિને પણ ભારે આઘાત થયો અને ઝનૂન પણ ચઢયું. દ્રૌપદીએ પ્રતિજ્ઞા કરી કે, 'મારા પુત્રોનો વધ કરનારનો હું વધ ન કરું તો હું ચિત્તા ખડકીને બળી મરું.' ભીમ અર્જુન અને શ્રી કૃષ્ણ વધ કરનારને શોધવા નીકળ્યા અને છેવટે અશ્વત્થામાને દોરડાથી બાંધીને દ્રૌપદી પાસે હાજર કર્યો. અશ્વત્થામા પિંજરામાં પૂરાયેલ સિંહની જેમ દીન બનીને, નીચે દૃષ્ટિ રાખીને ઉભો હતો. મૃત્યુ એની નજર સામે ડોકીયાં કરી રહ્યું હતું. ભીમે દ્રૌપદીને તલવાર આપતા કહ્યું, 'તમારા પાંચ નિર્દોષ પુત્રોને મારનાર આ અધમ બ્રાહ્મણ તમારી સામે ઉભો છે; આ તલવાર લ્યો; જેમ તેણે તમારા પાચ નિર્દોષ પુત્રોના માથાં કાપી નાખ્યાં છે તેમ તમે પણ તેનું માથું ઉતારી શકો છે, આવો અધમ માનવી આ પૃથ્વી પર જીવવાને લાયક નથી.' ભીમના વચન સાંભળી સૌ ગંભીર બન્યા; વાતાવરણ ગંભીર અને ઉગ્ર હતું; દ્રૌપદીનો ઉશ્કેરાટ, વિલાપ અને દુઃખ સૌ જાણુતા હતા, એટલે સૌની દૃષ્ટિ દ્રૌપદી અને તલવાર પ્રતિ મંડાઈ ગઈ હતી.

દ્રૌપદી એકાએક બોલી ઉઠી, 'નાથ, તમે આને જીવતો

## ૮. સુદાક્ષિણ્ય

### માનવદેહનો સદુપયોગ

માંદો માણુસ અપથ્ય ખોરાક ખાય તો તેને દુખ તથા વ્યાધિ ભોગવવાં પડે છે; તેમ અજ્ઞાની માનવી પાપ કર્મ કરે તો તેને કડવુ ફળ જરૂર ભોગવવુ પડે છે. શુભ કર્મો વડે માનવ દેહ મળે છે, છતાં જો પાપ કર્મો છોડવામા નહિ આવે તો ફરી સ્થાવર યોનિમાં જઇને જડવત્ જીવન વિતાવવું પડશે. ત્રસની સ્થિતિ બે હજાર સાગરોપમની છે; તે દરમ્યાન જીવાત્મા રાગ-દ્વેષમાંથી મૂક્ત નહિ થાય તો જરૂર પાછું સ્થાવર યોનિમા જવું પડશે, એમ જ્ઞાની પુરુષો ફરમાવે છે.

માણુસ આકાશમાં પત્થર ફેંકે અને જેટલો વખત તે આકાશમાં અદ્ધર રહે તેટલો અલ્પ સમય અનંતકાળની અપેક્ષાએ ત્રસ સ્થિતિનો ગણાય; તેથી આપણે ચેતવું જોઈએ અને આપણને મળેલી અમુલ્ય તકનો સારામાં સારો ઉપયોગ કરી લેવો જોઇએ. માન અને અપમાન, ક્રોધ અને લોભ, ઈર્ષા અને દ્વેષ જેવી વૃત્તિઓમાં જીવન પુરૂં કરી દેવામાં આવશે તો આજીવન ક્ષુદ્ર વૃત્તિઓ મુજબ ક્ષુદ્ર કીડાઓ બનવું પડશે—જ્યાં માન કે અપમાન બધું ભુલાઈ જશે ! અહીં તો નોકર જરા સામુ બોલે તો તમો સિંહની જેમ ત્રાડ પાડો છો, પણ કીડાની યોનિમાં કેટલાંયના પગ તળે કચરાવું પડે છે, દબાવું પડે છે; તેનો ખ્યાલ કરશો તો અત્યારે જ તમો ક્ષુદ્ર વૃત્તિ ત્યાગવા પ્રેરાશો—જેથી ક્ષુદ્ર યોનિમા

## સુદાક્ષિણ્યપણું

આ ગુણનો આશય છે કે શ્રાવક એટલે કોઈ બુધ્ધુ માણસ નહિ, પણ શ્રાવક એટલે દક્ષ, નિપુણ, તિવ્રબુદ્ધિવાળો, સમય સૂચક, ચતુર; નજર નાખતાં જ સર્વ પરિસ્થિતિ કળી જનાર કુશળ અને તેજસ્વી માનવી. સુદાક્ષિણ્યપણુ એટલે કળામય જીવન. બોલવું, એ પણ એક કળા છે, સાંભળવાની પણ કળા છે; પહેરવામા, ખાવામા પણ કળા જોઈએ છે. શ્રાવકમાં આ જાતની કળા વિકસીત થયેલી હોય.

## સાંભળવાની કળા

કેટલાય માણસોને સાંભળતા આવડતું નથી હોતું અને તેથી સારા જ્ઞાની પુરુષોના સમાગમમાં આવવા છતા, કશો લાભ લઇ શકતા નથી, સામેનો માણસ જ્યારે કંઈ કહેતો હોય, ત્યારે મૌનપણે, કશું જ બોલ્યા વિના તેને શાંતિથી સાંભળવામાં પણ કળા જોઇએ છે. ઘણા માણસોને વચ્ચે બોલવાની ટેવ હોય છે; તેને લીધે સામાની વાત અધુરી રહી જાય છે અને અણગમો પણ ઉપજાવે છે, આવે વખતે મૌન જાળવવું તે પણ એક જાતની સાભળવાની કળા છે.

## બોલવાની કળા

તેવી જ રીતે બોલવું એ પણ એક કળા છે; ભાષામાં ચૌદ સ્વરો અને બત્રીસ વ્યજનો છે; તેથી એકેય નવો અક્ષર કોઇ ક્યાંયથી લાવી શકતું નથી, છતાં એ અક્ષરોનો એક ગાળો ભાડવા માટે ઉપયોગ કરે છે, ત્યારે બીજો તે અક્ષરોની રચના બદલીને મધુર કાવ્ય બનાવે છે; આમાં ફરક માત્ર અક્ષરોની રચનાનો છે; એકની એક વાત હોય, પરન્તુ તે કડવાશથી પણ કહી શકાય છે અને મીઠાશથી પણ રજુ કરી શકાય છે શ્રાવક બોલવામાં પણ દક્ષ હોય; કડવી વાત હોય તો પણ તે મીઠાશથી કહી શકે; તેની

ભાષામા તોછડાઇ ન હોય, મધુરતાથી ભરપૂર તેની ભાષા હોય. બીજી બાજુ શ્રાવકની ભાષામા દંભ પણ ન હોય, સત્ય અને સરળ તેની ભાષા હોય.

## નોકરોને પણ માનથી બોલાવો

આજકાલ ઘણા કુટુમ્બોમાં મોટી ઉમરનો નોકર હોય તો પણ તેને 'તું'થી બોલાવવાનો રિવાજ છે. આદર્શ ગૃહસ્થના ઘરમાં આવો તોછડાઇથી બોલાવવાનો રિવાજ ન શોભે. સાઠ વર્ષના મોટર ડ્રાઇવરને ઘરના નાના છોકરા પણ 'કીશન, મોટર લઇ આવ'એમ કહે તે કેટલુ અજુગતુ છે? વાસણ માજનાર ઘાટી હોય કે કપડા ધોનાર ધોબી હોય, મોટર હાકનાર ડ્રાઇવર હોય કે કામ કરનાર મજુર હોય, પરન્તુ દરેકની સાથે 'આવો, લાવો, લઇ જાવ'ની માનભરી ભાષા બોલવામા આવે તેમા સભ્યતા છે.

## અંગ્રેજી ભાષાની સભ્યતા

અંગ્રેજી ભાષાની બ્હારની સભ્યતા તો આપણે અનુકરણ કરવા જેવી છે; જ્યારે કોઇને કામ કરવાનુ કહેવું હોય ત્યારે તેઓ બોલે છે કે, 'Please do this'—મહેરબાની કરીને આ કામ કરો. જયારે કોઈ કાંઇ કામ કરી આપે ત્યારે 'Thanks' કહીને તેમનો આભાર માનવામાં આવે છે, જયારે કંઈક ભૂલ થાય, ત્યારે 'I beg your pardon' કહીને તેમની ક્ષમા માગવામાં આવે છે. આવી દંભ વગરની સભ્યતા આપણી ભાષામાં પણ આવવી જોઇએ.

## વસ્ત્ર પરિધાનની કલા

વસ્ત્ર પરિધાનમાં પણ કળા જોઇએ છે. શ્રાવક જેમ તેમ કપડાં ન પહેરે, પણ કાળજીપૂર્વક કપડાંનું પરિધાન કરે. શ્રાવકના કપડાં સ્વચ્છ હોય, શરીરની મર્યાદા સચવાય તેવા હોય. બ્હેનોએ

તો વસ્ત્ર પરિધાનની કળા ખાસ જાણવાની જરૂર છે. બ્હેનોના કપડાં બહુ બારીક ન હોવા જોઇએ. શરીરના અંગોપાગ પૂરેપૂરા ઢંકાય તે માટે તેમણે ખાસ કાળજી રાખવી જોઇએ. આજે તો એ ખ્યાલ ઓછો થતે જાય છે. માથું ઉઘાડું રાખવું એ તો આજની ફેશન થઈ ગઈ છે! આ સુધારો નથી. શ્રાવક અને શ્રાવિકા બંનેએ વસ્ત્ર પરિધાનના કળામા નિપુણ બનવું જોઇએ.

આ રીતે શ્રાવક અને શ્રાવિકાની રીતભાત, રહેણી કરણી આદર્શ અને અનુકરણીય હોવી જોઇએ. આ જાતના વ્યવહાર-કૌશલ્ય કે સુદાક્ષિણ્યતા એ શ્રાવકનો આઠમો ગુણ છે.

## ગૃહ વ્યવસ્થામાં દક્ષતા

બ્હેનોએ ઘરની વ્યવસ્થામાં પણ આ ગુણ ખીલવવો જોઇએ, ઘર સ્વચ્છ રાખવું અને વ્યવસ્થિતરીતે ઘરમાં બધું ગોઠવવું, તે પણ દક્ષતા છે. ઘણા ઘર ગંદા હોય છે; ઘરમાં વસ્તુઓ જેમ તેમ પડેલી હોય છે. સર્વ વસ્તુઓ ઢાકીને, ઠેકાણે રાખવામા દક્ષતા છે. ઘર ભલે નાનું હોય, પણ વ્યવસ્થિત હોય તો બીજાને બે ઘડી બેસવાનું પણ મન થાય.

## દક્ષતા એટલે ખરૂં-ખોટું પારખવાની શકિત

શ્રાવક અને શ્રાવિકા કોઇની ભ્રમણાભરી વાતોમા ફસાય નહિ, વાતમાં શું તથ્ય છે તે પોતાની દક્ષતા વડે તે તુરત જ સમજી જાય; ધર્મ વિષે પણ આજના જમાનામાં ભિન્ન ભિન્ન વાતો સંભળાય છે, પણ દક્ષ શ્રાવક તેમાં ગુંચવાઈ જતો નથી, તે તો અહિંસા અને સત્યની કસોટીએ દરેક ધર્મને કસી જુએ છે અને જે ધર્મ પૂર્ણ અહિંસા અને સત્યના પાયા પર રચાયેલો હોય તેને જ ધર્મ તરીકે માને છે અને સ્વીકારે છે.

## દક્ષતાથી કલ્યાણ સાધી શકાય છે

દક્ષતા બીજા પર થતા અન્યાયને અટકાવવામાં પણ સહાયભૂત થાય છે, કેવળ બુદ્ધિની દક્ષતા પણ કેવું પરોપકારનું કાર્ય કરી શકે છે તે આપણને 'પાઓ બેન'ચીન નામના ચીનના દક્ષ પુરુષના દષ્ટાંતથી જાણવાનું મળે છે. 'પાઓ-બેન'ચીન પોતાની દક્ષતા અને કુશળતાને લીધે ચીનના એક સાચા ન્યાયાધિશ બન્યા હતા. લોકો તેમના ડાહપણ, ચાતુર્ય અને ન્યાયશક્તિના ખૂબ વખાણ કરતા. એક દિવસ તેઓ એક રસ્તે થઇને જઈ રહ્યા હતા, ત્યાં તેમણે જોયું કે એક ઝાડ નીચે એક છોકરો ધ્રુસકે ને ધ્રુસકે રોઇ રહ્યો હતો. ન્યાયાધિશ જેટલા દક્ષ હતા તેટલા દયાળુ પણ હતા. તેમણે છોકરા પાસે જઇને રડવાનું કારણ પૂછયું. છોકરાએ કહ્યું, 'સાહેબ, પુરી વેચવાનો ધંધો કરૂં છું. હમણાં જ પુરી વેચીને આવ્યો છું. મને થાક લાગવાથી હું આ ઝાડ નીચે આરામ લેવા બેઠો અને પૈસા ટોપલીમાં મૂકી, ટોપલી આ પત્થર પર મૂકી. આરામ લઇને હું ઘેર જવા તૈયાર થયો, ત્યારે જોયું તો પૈસા ચોરાયેલા માલૂમ પડયા. મારી મહેનતની બધી કમાણી આ રીતે ચોરાઇ જતાં, હુ રડી રહ્યો છું'

ન્યાયાધિશ પાઓએને તે બાળકને આશ્વાસન આપ્યું અને પૂછયું, 'આ પત્થરાએ જ તારા પૈસા ચોર્યા છે?'

છોકરાએ કહ્યું, 'હા, સા'બ, આ પત્થરા ઉપર જ મેં મારી ટોપલી મૂકી હતી'

ન્યાયાધિશે કહ્યું, 'જા, તું ઘેર અને આવતી કાલે અદાલતમાં હાજર થજે, એટલે તારા પૈસા તને મળી જશે.'

છોકરાને શાંતિ વળી અને ઘેર ગયો ન્યાયધિશે સિપાઇઓને, તે પત્થર ગીરફતાર કરવાનો હુકમ કર્યો. સિપાઇઓ તે પત્થરને

ગીરફતાર કરી અદાલતમાં લઈ આવ્યા. પત્થરને ગીરફતાર કર્યાના સમાચાર આખા ગામમાં ફેલાઈ ગયા. લોકોને નવાઈ થઇ કે પત્થર પર ન્યાયાધિશ કેવી રીતે કામ ચલાવશે? બીજે દિવસે અદાલતમા કેસ સાંભળવા સૌ ભેગા થયા.

ન્યાયાધિશે છોકરાને પૂછ્યું, 'આ પત્થર ઉપર તેં તારી ટોપલી મૂકી હતી?'

છોકરાએ કહ્યું, 'હા, સાહેબ; મે એ જ પત્થર ઉપર મારી ટોપલી મૂકી હતી.'

બસ, થયું; ન્યાયાધિશે હુકમ આપ્યો કે, 'એ પત્થર ઉપર વાંસના ૫૦ ફટકા મારવાની હું શિક્ષા ફરમાવું છુ.'

ન્યાયાધિશના ફરમાન મુજબ સિપાઈઓ લાંબા જાડા વાંસ લાવ્યા અને પત્થર પર ફડાફડ ફટકા મારવા લાગ્યા. આ જોઇને લોકોને ખૂબ હસતું આવ્યું.

ન્યાયાધિશે બીજી શિક્ષા ફરમાવી કે અદાલતમા મારા ફરમાનને હસી કાઢીને જે લોકોએ અદાલતનો તિરસ્કાર કર્યો છે તે બધાનો એક એક સેન્ટ દંડ કરવામાં આવે છે. જે છોકરાના પૈસા ચોરાઈ ગયા છે તેની પાસે એક બરણી રાખવામાં આવે અને તેમાં સૌ જતી વખતે એક સેન્ટ નાખતા જાય.'

પત્થર પર ૫૦ ફટકા પડી રહ્યા, એટલે લોકોએ અદાલતમાંથી બહાર જવા માંડયું. પાણી ભરેલ બરણીમાં દરેકે એક એક સેન્ટ નાખવા માંડયો. ન્યાયાધિશ પણ બરણી પાસે જ બેઠા હતા. સૌથી છેલ્લા માણસે સિક્કો નાખ્યો અને તે દરવાજા સુધી ગયો, ત્યાં તો ન્યાયાધિશે હુકમ આપ્યો કે, 'પકડો એને, એ જ ચોર છે.'

સિપાઈઓએ તુરત જ તેને પકડયો. બધા વિચારમાં પડી ગયા

કે 'તે માણુસ જ ચોર છે એમ ન્યાયાધિશે કેમ જાણ્યું!' ન્યાયાધિશે બધાની શંકાનું સમાધાન કરતા કહ્યું કે, 'આ માણુસે જ્યારે બરણીમાં સેન્ટ નાખ્યો ત્યારે પાણીમાં તેલના પરપોટા ઉપર આવતા જણાયા; એટલે એ સેટ પેની પુરીવાળી ટોપલી-માંનો હોવો જોઇએ અને તેથી પેલા ગરીબ છોકરાના પૈસા ચોરનાર પણ તે જ માણુસ હોવો જોઇએ.'

તે માણુસે પોતાની ચોરી કબુલી, એટલે ન્યાયાધિશે તેની પાસેથી પૈસા લઇ લીધા અને પેલા ગરીબ છોકરાને આપ્યા. બરણીમાં આવેલા તમામ પૈસા પણ તે છોકરાને આપ્યા. આ રીતે પોતાની બુદ્ધિની દક્ષતાથી તે ન્યાયાધિશે ઘણા ગરીબોને સાચો ન્યાય આપી પરોપકાર કર્યો હતો. આમ દક્ષતાથી મનુષ્ય પોતાનું અને પરનું જીવન સુખી બનાવી શકે છે.

**દક્ષતા શ્રેષ્ઠ મિત્ર અને માનસિક સ્વાસ્થ્ય**

બુદ્ધિ કૌશલ્ય માણુસનો મોટામાં મોટો મિત્ર છે. એક તત્ત્વજ્ઞ'નીએ કહ્યુ છે કે, 'A man's wisdom is his best friend, folly his worst eenmy.' અર્થાત્ ડહાપણુ એ માણુસનો શ્રેષ્ઠ મિત્ર છે, જ્યારે મૂર્ખતા એ માણુસનો ખરાબમાં ખરાબ શત્રુ છે. એક બીજા વિદ્વાને કહ્યું છે કે, 'Wisdom is to the mind, what health is to the body. ડહાપણ એ મનનું સ્વાસ્થ્ય છે. આજે માણુસો શરીર સ્વાસ્થ્ય તરફ ખૂબ ધ્યાન આપે છે, પણ માનસિક દક્ષતા રૂપી સ્વાસ્થ્ય પ્રતિ બેદરકારી સેવે છે. શરીરના રોગને દૂર કરવા માટે અનેક ઔષધીઓનું સેવન કરે છે; વ્યાયામ કરે છે, વાયુ સેવન કરે છે અને હજારો રૂપીઆ ખર્ચે છે; શારીરિક સ્વાસ્થ્ય માટે હજારો માઇલ દૂરના પ્રદેશમાં જવું હોય તો પણ જવા તૈયાર થાય છે; પણ મનના સ્વાસ્થ્ય માટે અક્ષમ્ય બેદરકારી સેવે છે. બાળક માંડુ

પડયું હશે તો તેના માટે હજારો રૂપીઆ ખર્ચવામાં આવશે પણ બાળક દક્ષ, કુશળ અને ડાહ્યો બને તે માટે પ્રયત્ન કરવામાં નહિ આવે. તંદુરસ્તીની જેટલી જરૂર શરીર માટે છે, તેથી વિશેષ જરૂર મન દુરસ્ત રાખવાની પણ છે.

## જીવન ઉન્નત બનાવવામાં દક્ષતા સહાયક બને છે

ડાહ્યો માણુસ થોડા સમયમાં જીવનને ઉન્નત બનાવી શકે છે, જ્યારે મૂર્ખ માણુસ આખી જીંદગી જેટલા સમયમાં પણ કંઈ કરી શકતો નથી; તેથી જ એક વિદ્વાને કહ્યું છે કે, A wise man's day is worth a fool's life–મૂર્ખ માણુસની આખી જીંદગી કરતાં કુશળ અને દક્ષ પુરૂષનો એક દિવસ પણ વધારે કિંમતી છે, કારણ કે ડાહ્યો માણુસ થોડા સમયમાં પોતાની દક્ષતા વડે ઉત્તમ કાર્ય કરી શકે છે. તેથી શ્રાવકે આ સુદાક્ષિણ્યનો ગુણ ખીલવી, આત્મસુખની પ્રાપ્તિ કરવી જોઈએ.

## ૯. લજ્જાવંત

### મન અને આત્માના રોગની દિવ્ય ઔષધિ

માણસને કંઇ દરદ થયું હોય કે શરીરમાં ગોળી વાગી હોય, તો શું રોગ છે કે ક્યાં ગોળી છે તે જોવા માટે 'એક્સ રે' વડે ફોટો પડાવવામાં આવે છે-જેથી યથાર્થ નિદાન થઈ શકે. દાક્તર તેનું નિદાન કરીને, ઉપાય બતાવે છે; તેમ મન અને આત્માના રોગો જાણવા માટે સદ્‌ગુરૂ પાસે જવું જોઇએ. સાધારણ માણસ પોતાના મનના રોગને સમજી શકતો નથી, પણ સદ્‌ગુરુના દિવ્ય ચક્ષુ વડે તે તુરત પારખી શકાય છે; શરીરનો રોગ દૂર ન થાય ત્યાં સુધી માણસને ચેન પડતું નથી તેમ આત્મનો રોગ દૂર ન થાય ત્યાં સુધી માણસને ચેન પડવું ન જોઇએ. મનના કે આત્માના તમામ રોગોને દૂર કરવા માટે ભગવાન મહાવીરે શ્રાવકના એક-વીસ ગુણ દર્શાવ્યા છે-જેને જીવનમાં ઉતારીને કોઇ પણ વ્યક્તિ આત્મ વિકાસ સાધી શકે છે.

### નવમો ગુણ : લજ્જાવંતપણું

શ્રાવકના એકવીસ ગુણોમાં નવમો ગુણ 'લજ્જાવંતપણા'નો છે. આ ગુણનો ઉપાસક મહાપુરુષોની લજ્જા રાખતો થકો, પ્રગટ-રીતે કે ગુપ્તપણે કોઈ પણ કુકર્મ આચરે નહિ; લજ્જા સર્વે ગુણોના ભૂષણરૂપ છે.

ગીતામા દૈવી સંપત્તિનું વર્ણન આવે છે; તેમાં 'હ્રી' એટલે શરમ-લાજને તેરમો ગુણ બતાવવામાં આવ્યો છે. જે કંઈ કાર્ય

જાહેરરીતે કરતાં શરમ થાય તે કાર્ય જાહેરરીતે કે ગુપ્તપણે કદી ન કરવું, તેમાં લાજ-શરમ રહેલી છે; લજ્જાળુ આવું કાર્ય કદી કરે નહિ; ગમે તેટલું નુકશાન થાય તો તે સહન કરે, પ્રાણનો ભોગ આપવો પડે તો તે આપવા પણ લજ્જાળુ તત્પર થાય પરન્તુ શરમ ભરેલું કાર્ય તે કદી કરશે નહિ. આ જાતની 'હ્રી' અર્થાત્ શરમ જેનામાં નથી તે નિર્લજ્જ અથવા સ્પષ્ટ વાણીમાં નાગો કહેવાય છે.

## લજ્જાનું બીજું નામ : આબરૂ

લજ્જા આબરૂને નામે પણ ઓળખાય છે; આબરૂ અથવા શાખ ગુમાવવા કરતાં માણસ પ્રાણ ગુમાવવાનું પસંદ કરે છે, માણસમાં રહેલી શરમ કે આબરૂ તેની આખરી મૂડી છે. માણસ ગમે તેટલો સ્વચ્છંદપણે વર્તે, પણ જો તેનામાં શરમનો છાંટો હશે, તો તે વ્હેલો કે મોડો ઠેકાણે આવી શકશે; પણ જેનામાં શરમ જ નથી તેને સુધારવાનો અવકાશ નથી.

## વિકાસ માર્ગમાં સહાયક ગુણો

આપણા શાસ્ત્રોમાં કહ્યું છે કે- **लज्जा दया संजम बंभचेरं, कल्लाण भागीस्स विसोहि ठाणं ।** લજ્જા, દયા, સંયમ અને બ્રહ્મચર્ય-એ ચારે વિશુદ્ધિ સ્થાનો કલ્યાણના ઈચ્છુક સાધકને વિકાસ માર્ગમાં ઉપયોગી સહાયકો છે.

મનુષ્યના અનેક સદ્ગુણો પૈકી લજ્જા પણ એક સદ્ગુણ છે- જેને લઈને અનેક ખરાબ કામોથી બચી શકાય છે; કદાચ કોઈ પ્રબળ નિમિત્તે કંઈ અયોગ્ય કાર્ય થઈ જવા પામે તો પણ લજ્જાળુ હૃદયમાં અવશ્ય ખેદ ઉત્પન્ન થશે, શરમ ઉત્પન્ન થશે, અને ફરી તેવી ભૂલ ન થાય તે માટે લજ્જાળુ કાળજી રાખશે. ખરો લજ્જાવંત માણસ જુગાર, વ્યભિચાર, કુસંગત વગેરે દુર્ગુણોમાં કદાચ સપડાઈ જશે તો પણ લજ્જાનો ગુણ તેનામાં અખંડ રહેવા

પામ્યો હશે તો તે દુર્ગુણોમાથી મૂક્ત થઇ શકશે અને ફરી પાછો વિકાસના માર્ગે આવી શકશે; જ્યારે નિર્લજ્જ માણુસ ગમે તેટલા ઉપાયો કરવામાં આવે તો પણ સુધરી શકશે નહિ. ગૃહસ્થ અને અને ત્યાગી-બંનેને માટે વિકાસ સાધવામાં આ ગુણ એક સરખી• રીતે સહાયક બને છે.

## શરમ છે ત્યાં સુધરવાનો અવકાશ છે

બર્ક નામના એક પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાને શરમ માટે કહ્યું છે કે, While shame keeps watch, virtue is not wholly extinguished from the heart nor will moderation be utterly expiled from the mind of the tyrants-જ્યા સુધી શરમ તમારા હ્રદયની ચોકી કરે છે ત્યાં સુધી સદ્‌ગુણોનો દીવો ગમે તેટલો ઝાખો પડે તો પણ તે તદ્દન ઓલવાઈ જતો નથી. જુલ્મીના હૃદયમાં પણ જો શરમ હશે તો કોમળતા અને નમ્રતા પણ તદ્દન મરી જશે નહિ.

બીજા એક અગ્રેજ વિદ્વાન લખે છે કે, 'I never wonder to see men wicked, but I often wonder to see them not ashamed.' દુષ્ટ માણુસને જોઇને મને આશ્ચર્ય નથી થતુ, પરન્તુ તે પોતાની દુષ્ટતા માટે શરમાતો નથી તે જોઈને મને આશ્ચર્ય થાય છે.

## આ ગુણનો દુરૂપયોગ : નિર્બળતા છુપાવવાનુ સાધન !

આ લજ્જાળુપણાનો ગુણ સ્ત્રી તથા પુરુષ, યુવક અને વૃદ્ધ—દરેક માટે જરૂરી છે. સ્ત્રીઓમાં આ ગુણ સ્હેજે હોય છે પણ ઘણી વાર સ્ત્રીઓમાં આ ગુણનો સદ્‌ઉપયોગને બદલે દુરૂપયોગ થાય છે કોઇ કોઈ સ્ત્રીઓ નિંદ્ય કામ કરતાં શરમાતી નથી, પણ સારૂં કામ કરવું હોય ત્યારે તે શરમાય છે! સાસુ કે જેઠાણી સાથે

સડવું હોય ત્યારે તેમાં તેને શરમ નથી આવતી અને કોઈ સામાજિક કાર્ય કરવું હોય તો તે શરમ અનુભવે છે! પતિથી રિસાવામાં તેને શરમ નથી આવતી, પરન્તુ ભણવા જવામાં, શીખવા જવામાં તે શરમ અનુભવે છે. આ જાતની શરમ આત્મવિકાસમાં સહાયક થવાને બદલે બાધક બને છે. સારા કામમાં શરમને સ્થાન ન હોઈ શકે-ફક્ત પાપ કે અનીતિનું કામ કરતાં શરમ આવવી જોઈએ. તેને જ ખરી શરમ કહી શકાય. જેનામાં ક્રાન્તિ કરવાની શક્તિ નથી, જેનામાં કામ કરવાની તાકાત નથી તેઓ 'શરમ'ના બ્હાના હેઠળ પોતાની નિર્બળતા છુપાવે છે અને સારૂં કાર્ય કરવામાં કે કુરૂઢીને દૂર કરવામાં શરમ અનુભવે છે. ખરૂં જોતાં તેમાં નિર્બળતા જ મુખ્યત્વે ભાગ ભજવતી હોય છે.

## નૈતિક હિંમતનો નમુનો

આજના યુવકોએ અને યુવતીઓએ આ ગુણને વધારે ખીલવવાની જરૂર છે. કાઠિયાવાડનો એક પ્રસંગ છે; એક વાર એક ગામમાં એક યુવક પરણવા આવ્યો; લગ્નની ઘડીઓ ગણાતી હતી; હસ્ત-મેળાપનો સમય થવા આવ્યો હતો. ઉતારેથી વરઘોડો નીકળી ચૂક્યો હતો અને પૂરા ઠાઠથી શહેરમાં ઘૂમી રહ્યો હતો; વરરાજા બ્હારથી હસવાનો પ્રયત્ન કરતો હતો, પણ તેના દિલમાં દુઃખ હોય તેવું લાગતું હતું. આ બાજુ કન્યા પક્ષ પણ સ્વાગતની તૈયારીમાં પડયો હતો; વરઘોડો ફરતો ફરતો માંડવે આવી પહોંચ્યો. વરરાજા હેઠા ઉતર્યા. કન્યાની માતા પોંખવા આવી. બરાબર એ જ સમયે વરરાજાએ ગંભીરતાથી કહ્યું, 'મેં સાંભળ્યું છે કે કન્યા રૂપાળી નથી; તેના મોઢે શીતળાના ડાઘ છે. માટે હું કન્યાને જોયા વિના નહિ પરણું.'

જાનૈયા આશ્ચર્યમાં પડી ગયા; કન્યાનો બાપ તો ત્યાં જ થંભી ગયો. અશ્રુભરી આંખે સગા-વ્હાલા ઘરમાં આવ્યા. બધાના ચહેર

જોઇને કન્યાને શંકા થઇ; તેણે પૂછ્યું, 'મને કહો તો ખરા, છે શું?'

કોણ કહે? શું કહે? આખરે કન્યાની મામીએ ખુલાસો કર્યો: 'એમને બહુ સમજાવ્યા, પણ કોઇએ એમના મનમાં ભુસું ભરાવ્યું છે, એટલે કોઇનું માનતા નથી, એમના માબાપે પણ ખૂબ કહ્યુ કે–'તું આ શું કરવા બેઠો છે?' પરન્તુ એ તો કહે છે કે પહેલા મારે કન્યા જોવી છે.' એમ કહીને કન્યાની મામીએ વિગતવાર વાત કહી.

કન્યાએ હિંમતથી કહ્યુ, 'એમ છે? તેમાં મુંઝાવાનું શું કારણ છે? એમને આવવા દો, હું એમની સાથે વાત કરી લઇશ.'

સૌ બ્હાર ગયા, વરરાજા અંદર આવ્યા. કન્યાએ શાંત ચિત્તે પ્રભુ પ્રાર્થના કરી અને થોડી વારે આંખ ખોલીને પૂછ્યું, 'કેમ મારૂં રૂપ ગમ્યું?'

મને મારા એક મિત્રે કહ્યું હતું કે, 'તમારા મોઢે શીળીના ચાઠાં છે.' વરે કહ્યું.

'હં; તો શું એ ચાઠાં હોત તો હું સ્ત્રી મટી જાત?'

'ના, પણ.........'

'પણ શુ? આ વાત તો સાચી ન હતી, પણ ખરેખર હું બદસૂરત હોત તો? તમે ખ્યાલ તો કરો; તો મારી શી દશા થાત? તમે પુરુષો તો રૂપ જુઓ છો, પણ સંબંધ બંધાતા, અમે સ્ત્રીઓ તો અમારૂં દીલ હોમી દઇએ છીએ. પણ ચાલો, હવે તે બધી વાતો કરવાનો અત્યારે સમય નથી. બોલો, હું તમને ગમી ને?'

વરરાજાએ હકારમાં ડોકું ધુણાવ્યું.

'હવે પછી તો કોઈ દિવસ એમ નહિ કહો ને કે મેં જોઇ ન હતી!'

'ના.' કહી વરરાજા ઉઠયા.

કન્યાએ તેને રોકતાં કહ્યું, 'મેં તમારી વાત સાંભળી; હવે તમે મારી વાત સાંભળો.'

'શું ?' વરે કહ્યું

કન્યાએ ગંભીર થઈને કહ્યું, 'આજથી તમે મારા ભાઇ છો, હવે તમે બીજે કોઈ સ્થળે પરણી લેજો. હું તો તમને પસંદ જ છું, પણ રૂપ ઉપર જ પસંદગી કરનાર પતિ મને પસંદ નથી.'

વરરાજાએ કહ્યું, 'પણ........'

કન્યાએ વચમા બોલતા જ કહ્યું, 'પણ બણ કંઈ નહિ. તમે મારૂં રૂપ જોવા આવ્યા ત્યારથી જ મેં ભગવાનની સાક્ષીએ એવો સંકલ્પ કર્યો હતો. ભગવાન તમોને સુખી કરે.'

વરરાજા વીલે મોઢે બ્હાર નીકળ્યા; કન્યાએ પોતાનો સંકલ્પ નમ્રભાવે, પગે લાગીને પોતાના માતા–પિતાને જણાવ્યો અને કહ્યું, 'બા દુઃખી થઇશ નહિ, આપણને ય સ્વમાન છે.'

જાન પાછી વળી; વરરાજા બીજે પરણી ગયા ત્યાં સુધી કન્યા કુંવારી રહી અને તેણે પોતાનો સંકલ્પ પૂરો કર્યો. આ બનેલી હકીકત કહે છે કે યુવક જેવી નિર્લજ્જતા નૈતિક હિંમત કેળવીને અટકાવવી જોઇએ અને સ્વમાનને ભોગે 'લજ્જા' જાળવી ન શકાય.

### સામાજિક અંકુશ

નિર્લજ્જ માણસ પ્રતિ સમાજ એવો તિરસ્કાર દર્શાવે છે કે તદ્દન નફ્ફટ અને નાગા માણસને પણ મરવા જેવું લાગે છે. સમાજ સરકારની જેમ શિક્ષા નથી કરતો, છતાં પણ ભૌતિક શિક્ષા કરતાં સમાજની નૈતિક સજા માણસને વધારે સાલે છે.

માણસને બીજી શિક્ષાઓની બીક ઓછી લાગે છે, પરન્તુ સામાજિક પ્રતિષ્ઠા ગુમાવવાનો ભય તેને વધુ રહે છે. સામાજિક

તિરસ્કાર એ જીવતાં મરણ સમાન છે.

## શરમ છે ત્યાં માનવતા છે

મનુષ્યમા જેટલા પ્રમાણમા ખરાબ કામ કરવાની શરમ હોય તેટલા પ્રમાણમા તેનામાં માનવતા છે અને જેટલા પ્રમાણમાં ખરાબ કામ કરવામા નિર્લજ્જતા હોય તેટલા પ્રમાણમા પશુતા છે, એમ કહી શકાય. પશુને ક્રોધ કરવામાં, અરસપરસ લડવામાં, હિંસા કરવામા, બીજાને નખ, માથુ કે શીગડા વડે ઈજા કરવામા, વાસના તૃપ્તિ કરવામાં શરમ આવતી નથી, બીજાનો ખોરાક છીનવી લેવામાં પણ પશુને જરાય શરમ થતી નથી, આ પશુતાના સ્વાભાવિક લક્ષણો છે. જેનામાં માનવતાના સંસ્કારો ભરેલાં છે તેને અનુચિત કાર્યો માટે શરમ ઉપજે છે—ઉપજવી જોઈએ.

વર્તમાન પરિસ્થિતિ પર દષ્ટિપાત કરશુ તો માલૂમ પડશે કે આજે માનવમાં પશુતાના સંસ્કાર વૃદ્ધિ પામી રહેલ છે, આજનો મનુષ્ય બીજાના હક્કો છીનવી લેતા જરા પણ અચકાતો નથી; શરમ અનુભવવાને બદલે, આજનો માનવ તેમા ગૌરવ અનુભવે છે! અયોગ્ય કામો માટે માનવમા જેટલા ટકા શરમ હોય તેટલા ટકા તેનામા મનુષ્યત્વ છે અને જેટલા પ્રમાણમા નિર્લજ્જતા હોય તેટલા પ્રમાણમાં પશુતા છે. આ ધોરણુ માનવીની કસોટી કરવા માટે યથાર્થ છે. આ ધોરણે આજના માનવમા કેટલા પ્રમાણમા માનવતા છે અને કેટલા પ્રમાણમાં પશુતા છે તે સૌ કોઈએ વિચારી લેવાનું રહે છે.

## સામાજિક નૈતિક ઉધ્ધારનો માર્ગ

કપડા મેલાં થયા હોય, શરીર ધૂળથી ખરડાયેલુ હોય, કપાળ પર

મેશ લાગેલી હોય તો માણસને પોતાનું મોઢું કોઈને બતાવવાનું ગમતું નથી; માણસને આ બાબતમાં જેટલી શરમ થાય છે, તેટલી જ શરમ કાળાં કામ કરતાં થવી જોઈએ; પરન્તુ આજના સમયની આ એક બલિહારી છે કે કાળા બજાર કરતાં કે લાંચ લેતાં-દેતાં માણસને જરા પણ શરમ ઉપજતી નથી. આવા કામો માટે જ્યારે માણસને શરમ ઉપજશે, ત્યારે જ માણસમાં 'લજ્જાળુ-પણા'નો ગુણ પ્રગટયો છે એમ કહી શકાશે અને ત્યારે જ આજના સમાજનો નૈતિક ઉદ્ધાર થઈ શકશે.



## ૧૦. દયાળુતા

### જીવનની ક્ષણિકતા

એક ઓરડામાં વિજળીક બત્તીનો પ્રકાશ ખૂબ પથરાયેલો હોય, પરન્તુ કોઈ બટન દબાવે કે તુરત જ અંધારૂં થઇ જાય છે; તેવું જ આપણા જીવનનું છે. મૃત્યુનું બટન કયારે દબાશે અને જીવન દીપક કયારે ઓલવાશે, તેની કોઇને ખબર નથી; માણુસ સાજો સારો દુકાને ગયો હોય; આખો દિવસ કામ કર્યું હોય; છતાં કોઈ કિસ્સામાં જાણવાનું મળે છે કે અમુક ભાઈ સાંજે હૃદય બંધ પડવાથી મરણુ પામ્યા ! છાપામાં કોઈ કોઇ વખતે આવે છે કે ફલાણા વિમાનને અકસ્માત નડયો અને આટલા માણુસો મરી ગયા !! જેમ સળગતા દીપકને ઓલવાતાં વાર નથી લાગતી, તેમ જીવન દીપકને ઓલવાતાં પણુ વાર લાગતી નથી. ખાધેલું અનાજ પચે તેટલો જીંદગીનો ભરોસો નથી. લીધેલો શ્વાસ પાછો બહાર કાઢીશુ કે નહિં તેટલો પણુ જીંદગીનો ભરોસો નથી.

હજારોને ધ્રુજાવનાર સેનાપતિ પણુ મૃત્યુ પાસે થર્ થર્ ધ્રુજવા માંડે છે. મૃત્યુના ફોજદારની પાસે તમામની ફોજદારી રદ્દ થાય છે. અહીં લાખોની જાગીરી પર પોતાના નામના સિક્કા માર્યા હોય છે, પણુ યમનો ફોજદાર આવતાં જ તેને હાંકી કાઢે છે અને તરત જ બીજાના નામના સિક્કા લાગી જાય છે. આવું ક્ષણિક આ જીવન છે અને આવો ક્ષણિક આ ધન વૈભવ છે, તેથી ડાહ્યા પુરૂષોએ આ ક્ષણિક ધન-વૈભવમાં અસક્ત

ન થતાં, ક્ષણિક જીંદગીની અમૂલ્ય તકને ધર્મારાધનામાં લગાડી દેવી જોઈએ.

## દશમો ગુણ : દયાળુતા

આ અમૂલ્ય તકને સફળ બનાવવા માટે ભગવાન મહાવીરે શ્રાવકના એકવીસ ગુણો અપનાવવાનું ફરમાવ્યું છે; તે પૈકી દશમો ગુણ 'દયાળુપણું' છે. દયાથી પરિપૂર્ણ હૃદય સુખના ઝરણા જેવું છે, ત્યારે દયા વગરનું નિષ્ઠુર હૃદય સુકી રેતીના રણ જેવું છે. દયા એ જ માનવનું વિશેષ લક્ષણ છે. દયા વિનાનો માનવ એ માનવ નથી, પણ ખરેખર દાનવ છે. તુલસીદાસજીએ કહ્યું કે, 'દયા ધર્મકા મૂલ હૈ' અર્થાત્ દયા એ ધર્મનું મૂળ છે. બીજા સદ્દગુણો ધર્મ વૃક્ષના ફળ, ફૂલ અને પાંદડા જેવા છે, ત્યારે દયા એ ધર્મવૃક્ષના મૂળ સમાન છે. જો મૂળ ન હોય તો ફળ, ફૂલ કે પાંદડા ક્યાંથી ઉગી શકે? તેમ હૃદયમા જો દયા ન હોય તો બીજો એક ગુણ પ્રગટી શકતો નથી, તેથી શ્રાવકના એકવીસ ગુણોમા 'દયાળુપણું' એ દશમો ગુણ કહેવામા આવ્યો છે.

## દયાનું ક્ષેત્ર અમર્યાદિત છે

દયા, પ્રેમ કે મૈત્રી એ જૈન ધર્મનો પ્રાણ છે. દરેક સાધુ સંતો સાધારણ જનતાને જીવન ઉત્તમ બનાવવા માટે ત્રણ વાતો કહે છે. 'પાડોશી પર પ્રેમ રાખો; તમારા શત્રુઓ પર પણ પ્રેમ રાખો; સજ્જનો પર પ્રેમ રાખો.' તમારા પાડોશમા કે આસપાસમાં રહેતા દીન-દુઃખીઓ પ્રતિ દયા બતાવવી તે તમારી ફરજ છે, પરન્તુ તમો તમારું બુરૂ કરનાર પ્રતિ પણ દયા દાખવો ત્યારે તમારામાં દયાળુતા છે એમ કહી શકાય.

## બુરૂ કરનાર પ્રતિ વિશેષ દયાની જરૂર

બુરૂં કરનાર પ્રતિ તો વધારે દયા બતાવવી જોઈએ. બંગાલમાં

ચૈતન્ય મહા પ્રભુ નામે એક સત પુરુષ થયા છે; એક દિવસ શિષ્યો સાથે હરિકીર્તન કરતા રસ્તા પરથી તે જઇ રહ્યા હતા; તેટલામાં એક માણસે આવીને તેમના માથા પર જોરથી લાકડીનો એવો પ્રહાર કર્યો કે તેમના માથામાંથી લોહી વહેવા માંડયું. શિષ્યોએ તેને પકડયો, પણ ચૈતન્ય દેવે તો કહ્યુ કે, 'હું આને તમારા કરતાં પણ વધારે ચાહું છું.' ચૈતન્ય મહા પ્રભુનો આવો પ્રેમ જોઈને મારનાર માણસ પીગળી ગયો અને તેમનો શિષ્ય બની ગયો. આમ આપણને દુખ દેનાર પર પણ આપણે દયા બતાવવી જોઈએ.

દક્ષિણ આફ્રિકામા મીર આલમ નામના મુસલમાને મહાત્માજીને એટલો માર માર્યો કે તે બેશુદ્ધ બની ગયા, પરન્તુ જ્યારે મહાત્માજી શુદ્ધિમા આવ્યા ત્યારે તુરત જ તે મુસલમાનને છોડાવી લીધો. એક સમયે એક સભામા મહાત્માજી પર હુમલો થવાનો હતો, ત્યારે આ મીર આલમે જ મહાત્માજીને બચાવી લીધા હતા.

ભગવાન મહાવીર પર ગોશાળાએ તેજોલેશ્યા ફેંકી, પરન્તુ ગોશાળો જ્યારે તાપસની તેજોલેશ્યાથી બળતો હતો, ત્યારે ભગવાન મહાવીરે તેના પર શીતલેશ્યા ફેલાવીને, તેને શાંત કર્યો હતો. ઇસુ ખ્રિસ્તે પણ પોતાને ફાંસી આપનારને ક્ષમા આપવાની ભગવાનને પ્રાર્થના કરી હતી.

## શત્રુને મિત્ર બનાવવાની ચાવી

ઇસુ ખ્રિસ્તના શબ્દોમા કહીએ તો, 'એક ગાલ ઉપર તમાચો મારનાર પાસે બીજો ગાલ ધરવો જોઈએ; ઝભ્ભો ચોરી જનારને પહેરણ આપવું જોઈએ; અને કોઈ એક માઇલ વેઠ કરાવે તો બે માઇલ વેઠ કરવાની તત્પરતા દાખવવી જોઇએ.' આ રીતે શત્રુ પર પણ દયા દાખવવી જોઈએ. આ જાતની દયા શત્રુને પણ મિત્ર બનાવવા સમર્થ નીવડે છે.

## કંઈને કંઈ હંમેશા સેવા કરો

રોજ સાંજે સુતા પહેલાં દરેકે વિચારવું જોઇએ કે, 'મેં મારા શરીરને ખાતર તો આજે અનેક કામ કર્યાં, પણ જગતને માટે કાંઇ કર્યું છે કે નહિ? કોઇ માંદાની સેવા આજે કરી છે કે નહિ? આખા દિવસમાં કોઈ દીન-દુઃખીનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કર્યો છે ખરો? કોઈને મદદરૂપ બનાયું છે કે નહિ!' આ જાતની વિચારણા દરેક બાળક, વૃદ્ધ અને યુવાને, સ્ત્રી કે પુરુષે કરવી જોઇએ. કોઇ પણ જાતની સેવા કર્યાની ખાત્રી કર્યા પછી જ સૌ કોઈએ સુવું જોઇએ.

## સેવા વિનાનો દિવસ-વાંઝીઓ દિવસ

જે દિવસે કંઇ પણ દયાનું કામ ન કર્યું હોય તે દિવસ નકામો ગયો સમજવો. ઉપનિષદોમાં કહ્યું છે કે, **अवन्ध्य दिवसं कुर्यात्** એટલે કે દિવસને અવંધ્ય બનાવવો જોઈએ. જે દિવસે સેવાનું કંઇ પણ કામ કર્યું ન હોય તે દિવસ વંધ્ય કે વાંઝીઓ ગણાય છે. હવે વિચાર કરો કે જીંદગીના કેટલા દિવસ વાંઝીઆ ગયા અને કેટલા દિવસ અવંધ્ય ગયા? આ જાતનું નિરીક્ષણ કરશો તો તમોને લાગશે કે જીંદગીનો મોટો ભાગ વંધ્ય જ ગયો છે. સંતાન વિનાનું વાંઝીઆપણું ટાળવા માટે માણસ આકાશ પાતાળ એક કરે છે, દેવ-દેવીઓને મનાવે છે, દવા દારૂ કરે છે, પરન્તુ સંતાનના અભાવના વાંઝીઆપણા કરતાં સેવાના અભાવનું-સારા કામના અભાવનું વાંઝીઆપણું વધારે ખરાબ છે, માટે દરેક દિવસ કોઈને કોઇ શુભ કામમાં પસાર કરવાની દરેકે જાગૃતિ સેવવી જોઇએ.

ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવાને ફરમાવ્યું છે કે,

**जा जा वच्चई रयणी नसापडिनियतई ।**

**अहम्मं च कुणमाणस्स, अफलं जंतिराइओ ॥**

जाजा वच्चई रयणी नसा पडिनियतइ ।
धम्मं च कुणमाण स सफला जंति राइओ ॥

અધર્મ કરનારના દિવસ અને રાત નિષ્ફળ જાય છે, ત્યારે ધર્મ કરનારના સફળ થાય છે. રોજ દિવસ ઉગે છે અને આથમે છે; તેની સાથે જીંદગીનો એક ભાગ પણ પૂરો થાય છે. સંસ્કૃતમાં સૂર્યને આદિત્ય કહેવામાં આવે છે, આદિત્ય એટલે લઈ જનાર. સૂર્ય શું લઈ જાય છે? તે રોજ સાંજે જતી વખતે આપણી જીંદગીનો એક સુવર્ણ ટુકડો લઇ જાય છે. તે સુવર્ણના ટુકડાના બદલામાં આપણે કંઇ મેળવ્યું હશે તો તે ગુમાવ્યાનું આપણને દુઃખ નહિ થાય, પણ ભલાઈનું કંઈ પણ કામ કર્યા વિના દિવસ જતો રહ્યો હશે તો પશ્ચાતાપ કરવો પડશે; માટે શ્રાવકના દશમા ગુણને અપનાવીને, રોજ કંઈને કંઇ ભલાઇનુ કામ કરો—જેથી શ્રેયને રસ્તે આગળ વધી શકાશે.

### દયાળુ હૃદય રાજમુગટ કરતાં પણ કિંમતી છે

એક વિદ્વાને કહ્યું છે કે Paradise is open to all kind hearts—સ્વર્ગના દ્વાર દરેક દયાળુ હૃદય માટે ખુલ્લા છે. બીજા એક વિદ્વાને કહ્યું છે કે Kind hearts are more than coronets—રાજમુગટ કરતાં દયાળુ હૃદય વધારે મૂલ્યવાન છે. ખરી રીતે તો દયાળુ હૃદય એ જ નંદનવન છે અને એ જ સાચો રાજમુગટ છે, કેમ કે રાજા રાજ્ય કરતો હોય છે એ ખરૂં પરન્તુ પ્રજાના હૃદયના સિંહાસન પર તો દયાળુ માણસો જ બિરાજેલ હોય છે.

દયાળુ હૃદય આનંદનું ઝરણુ છે; જે બીજા પર પ્રીતિ રાખતો હોય છે અને દયા દાખવતો હોય છે તેના હૃદયમાં હંમેશા આનંદ રમ્યા કરે છે; જ્યારે નિર્દયી માણસનું હૃદય તેને જ ડંખ્યા કરે

છે, ત્યારે દયાળુ માણસનું હૃદય દયાની સુવાસથી મઘમઘ્યા કરે છે.

**દયાળુ હૃદયનું અનુકરણીય દષ્ટાંત**

હજરત ઉમરનો એક જીવન પ્રસંગ છે. તે બાદશાહ હતા અને અત્યંત દયાળુ હૃદયના હતા. પૃથ્વી પર ઘણા રાજાઓ થઈ ગયા છે, પણ રાજાઓ બધા કાંઈ સરખા હોતા નથી. કેટલાક રાજાઓ રામ જેવા નર પાલક થયા છે અને કેટલાક કંસ જેવા નર રાક્ષસ થયા છે, હઝરત ઉમર નર પાલકોની ગણત્રીમાં આવે તેવા મહાનુભાવ હતા. એક દિવસે રાત્રે વેશ બદલો કરીને હઝરત ઉમર પોતાના એક સેવક સાથે પ્રજાના નિરીક્ષણ માટે મદીના નગરીની ગલીઓમાં ફરતા હતા; તે નગરીની બહાર નીકળ્યા અને નજીકના સુના જંગલમાં દેવતા પ્રગટેલો તેમણે જોયો. હઝરત ઉમરની નજર તેના ઉપર પડી અને જાણવાની ઉત્કંઠાથી ત્યાં ગયા; ત્યાં ગયા ત્યારે તેમણે નાના બાળકોને જમીન પર આળોટતાં જોયા. ધૂળથી તેમનું શરીર ખરડાયેલું હતું; રડી રડીને બાળકોની આંખો સુજી ગઈ હતી. બાળકો પાસે તેની મા બેઠેલી હતી. ત્રણ પત્થરો વચ્ચે સળગાવેલ દેતવા પર એક ખાલી વાસણ તપી રહ્યું હતું. હઝરત ઉમરે બાઇને પૂછ્યું, 'તમે શહેર છોડીને જંગલમાં કેમ રહો છો?'

બાઈએ દર્દભર્યા સ્વરે કહ્યું, 'શહેર તો શ્રીમંતો માટે છે અમારા જેવા ગરીબો માટે શહેરમાં કયાં સ્થાન છે?'

હઝરત ઉમરે ફરી પૂછ્યું, 'બેન, આ દેવતા પર ખાલી વાસણ કેમ ચડાવ્યું છે?'

આ પ્રશ્નનો જવાબ આપતાં બાઈની આંખમાં આંસુ આવી ગયા. તે બોલી, 'આ મારા ફૂલ જેવા બાળકને બે દિવસથી અનાજનો કણ પણ નથી મળ્યો; ભૂખના દુઃખથી રડી રડીને તેમને

આંખો પણ સુજી ગઈ છે, એ હમણાં ઉઠશે અને ખાવાનું માગશે, ત્યારે હું ખાલી વાસણ બતાવીને તેમને કહીશ કે–' જો બેટા, રસોઈ થઇ રહી છે; જરા સૂઈ જાઓ, હમણા રસોઈ થઇ જશે. એમ સમજાવીને, હું બાળકોને ફરી સુવાડી દઈશ. બાળકોને સમજાવવા માટે, આ ખાલી વાસણ દેવતા પર મૂકેલ છે.'

આ સાંભળતાં જ હઝરત ઉમરનું દયાળુ હૃદય દ્રવી ઉઠ્યું. તેણે કહ્યું, 'બેન, જરા ખમ.' એમ કહીને તે રાજમહેલ તરફ દોડી ગયા અને પોતાની પીઠ પર દાણાની બે ગુણો ઉપાડીને પાછા ફર્યા સેવકને ગુણો ઉપાડવાનું કામ આપવા જેટલો પણ વિલંબ ન કર્યો. તુરત જ પેલી સ્ત્રી પાસે તેમણે બંને ગુણો લાવીને મૂકી.

સ્ત્રી તે જોઇને અત્યંત ખુશી થઈ, રંકને અન્ન એટલે આંધળાને આંખો. જોત જોતામાં બાઈએ રસોઈ કરી; તેણે બાળકોને જમાડયા અને પોતે પણ પેટ ભરીને ખાધું. આથી ખલિફા ઉમરે જીવનમા કદી ન અનુભવ્યો હોય તેવો આનંદ અનુભવ્યો.

જૈન કુળમાં ન જન્મવા છતાં, તેમનામાં આટલી બધી દયા હતી, તો પછી શ્રાવકમાં કેટલી બધી દયા હોવી જોઇએ, તેનો ખ્યાલ આ ઉપરથી સહજ આવી શકશે.

તેમના જીવનનો એક બીજો પ્રસંગ છે; તેમની પાસે એક અમૂલ્ય વીંટી હતી; ઝવેરીઓ પણ તેને જોઇને દિગ્મૂઢ બની જતા હતા. તેમાં જડેલું રત્ન તારાની માફક ચમકતું હતું. એક વાર દેશમા દુષ્કાળ પડયો, ત્યારે ઉમરે તે વીંટી વેચી નાખી, આખા

દેશને અઠવાડિયા સુધી અનાજ પૂરું પાડયું હતું. વીંટી વેચ્યતા પહેલાં પ્રધાનોએ તેમને ઘણી રીતે સમજાવ્યા અને કહ્યું કે આવી વીંટી ફરીથી નહિ મળે, પરન્તુ તેમણે જવાબ આપ્યો કે, 'આવી વીટી મળશે, પરન્તુ પ્રજાના દુઃખ દૂર કરવા માટે આ વીંટીનો ઉપયોગ કરવાની તક ફરી નહિ મળે.' તેમનું હૃદય કેટલું દયાળુ હતું તેનો ખ્યાલ આ પરથી આવી શકશે.

દયા એ જ સાચું રત્ન છે; દરેક માણસે આવું દયાળુ હૃદય બનાવવું જોઇએ. બીજા પર દયા કરવાથી, માણસને અનેકવિધ શાતાની પ્રાપ્તિ થાય છે; જેથી દરેકે આ ગુણ ખીલવવો જરૂરી છે.



## ૧૧. ગુણાનુરાગી

### દુઃખ દૂર કરવાનો ઉપાય

શરીરમાં દર્દ થાય તો માણસ દાકતર પાસે જાય છે; દાકતરે ચોળવાની અને ખાવાની દવા આપે છે, પણ માણસ જો ખાવાની દવા શરીર પર ચોપડે અને શરીર પર ચોપડવાની દવા પેટમાં ખાય તો દર્દ ઘટવાને બદલે વધે છે.

તેવી જ રીતે સંસારમાં માનવીના દુઃખો દૂર કરવા માટે બે સાધનો છે ધર્મ અને ધન. ધનથી શારીરિક દુઃખો-ક્ષુધા, તૃષા, શીત, ગરમી, આદિ નિવારી શકાય છે અને ધર્મથી માનસિક તથા આધ્યાત્મિક દુઃખો તથા જન્મ-મરણ અને વ્યાધિના દુઃખો નિવારી શકાય છે. માનવી માટે ધર્મ પીવાની દવા છે અને ધન ચોપડવાની દવા સમાન છે, પરન્તુ આજે મનુષ્ય ધર્મરૂપી પીવાની દવા ફક્ત ઉપરથી ચોપડી રહેલ છે અને ધન-જે ફક્ત ઉપરથી ચોપડવાની દવા સમાન છે તે ખાઈ રહેલ છે! બીજા શબ્દોમાં કહીએ તો ધર્મ મનને નિઃસ્વાર્થ અને સત્યનિષ્ઠ બનાવવા માટે, ચિત્તને નિર્વિકાર બનાવવા માટે છે; તેને બદલે આજે માનવી ઉપર ઉપરથી ધર્મ ક્રિયા કરી, જીવનમાં સંતોષ અનુભવી રહેલ છે, પરન્તુ જીવનને ધર્મમય બનાવતો નથી. તેવી જ રીતે જરૂરીઆત પુરતું ધન મેળવીને માનવીએ સંતોષ અનુભવવો જોઈએ, તેને બદલે આજે માનવીએ ધનને પોતાના જીવનનું ધ્યેય બનાવેલ છે. આથી માનવીનું દુઃખ-દર્દ ઘટવાને બદલે વધવા

પામેલ છે.

ધર્મની દવા પીને રગેરગમાં ઉતારવા માટે ભગવાન મહાવીરે શ્રાવકના એકવીસ ગુણ ફરમાવ્યા છે; તેમાં અગ્યારમો ગુણ ગુણાનુરાગીપણાનો છે.

ચકમકના પત્થરમાં અગ્નિ હોય છે; એ પત્થર સો વર્ષ પાણીમાં પડયો રહે તો પણ પોતાના ગરમીના સ્વભાવને છોડતો નથી. તેવી જ રીતે ગમે તેવા વિપરીત સંયોગોમાં પણ માણસે પોતાનો ધર્મ ત્યજવો જોઈએ નહિ. ચકમકમાં અગ્નિ છે, પણ તે ઘર્ષણ થવાથી જ પ્રગટ થાય છે; તેમ માનવમા પણ ધર્મભાવના પડેલી છે, પરન્તુ તે ભાવનાને ઘર્ષણ વડે પ્રગટ કરવાની જરૂર છે. શાસ્ત્રોનું શ્રવણ, સાધુ–પુરુષોનો સમાગમ–એ બધા ધર્મભાવના પ્રગટ કરવાના સાધનો છે.

ભગવાન મહાવીરે શ્રાવકના એકવીસ ગુણો ફરમાવ્યા છે, પાણીમાં સો વર્ષ પડી રહેલો ચકમક પોતાનો ગરમીનો સ્વભાવ છોડતો નથી, તેમ શ્રાવકે પણ આ ગુણોને ગમે તેવા સંયોગોમાં છોડવા જોઈએ નહિ.

**ગુણાનુરાગ**

શ્રાવકનો અગ્યારમો ગુણ 'ગુણાનુરાગીપણા'નો છે. ગુણાનુરાગી થવાથી, ગુણો આપણા તરફ આકર્ષાય છે; જે માણસ જે વસ્તુનું અનુમોદન કરે છે તે માણસ તરફ તે વસ્તુ આકર્ષાય છે, તેથી શ્રાવકે ગુણોનું અનુમોદન કરી, ગુણવાન પ્રતિ અનુરાગ બતાવી, તે ગુણોને પોતાના તરફ આકર્ષવા જોઈએ અને તે ગુણો પોતાનામાં પ્રગટાવવા માટે પ્રયત્ન કરવો જોઈએ.

**સુલાન બનવા ગુણાનુરાગી બનો**

એક સમાજ સેવક સમાજની નિઃસ્વાર્થ ભાવે સેવા કરતો હોય

અને તમે એના કાર્યની પ્રશંસા કરો, તેના કાર્યનું અનુમોદન કરો અને તે સેવક પ્રતિ અનુરાગ ધરાવો તો જરૂર તમારા જીવનનું ઘડતર પણ તે દિશા તરફ વળશે; તેથી ઉનટું એક માણસે લાંચ આપીને, પોતાનું કામ કરાવ્યું હોય અને તમે તેની હોશિયારીના વખાણ કરશો, તેના કરેલા કાર્યને સારૂં માનશો તો તમારામાં પણ તેવા અવગુણ પ્રગટશે, તેથી ગુણોની જ પ્રશંસા અને ગુણ-વાનો પ્રતિ જ અનુરાગ કરવો જોઇએ.

**ગુણગ્રાહકતા**

ગુણાનુરાગી પુરુષ ગમે તેવા હલકી કોટીના કે દુષ્ટ માણસમાં પણ જ્યારે ગુણ જુએ છે ત્યારે પ્રમોદ અનુભવે છે. એક હરિજન કે ચાંડાલમાં જ્યારે તે કંઇક સારાપણું જુએ છે, ત્યારે તેનું ચિત્ત પ્રસન્ન થાય છે. તેની વૃત્તિ હંમેશા વસ્તુ માત્રમાંથી સારાપણું શોધવાની હોય છે.

વસ્તુ માત્રમાં સારાપણું કે નરસાપણું રહેલું જ છે, ખરાબમાં ખરાબ વસ્તુમા પણ સારાપણું હોય છે. બકરીની લીંડી જેવી તુચ્છ વસ્તુમાં પણ ગુલાબની સુવાસને પોષક વત્ત્વ રહેલું છે; છાણ જેવી વસ્તુમાં શેરડીની મીઠાશને પોષક તત્ત્વ રહેલું છે. આપણે ખાઇએ છીએ તે સાકર કરતાં પણ વધારે મીઠા તત્ત્વો કોલસામાં રહેલા છે. આવી તુચ્છ વસ્તુમાં પણ ગુણ રહેલાં છે, ત્યાં દોષ કયાથી શોધવા ? સર્વ જડ અને ચૈતન્ય વસ્તુ ગુણ નિધાન છે, પણ તે જોવાની દષ્ટિ માણસે કેળવવી જોઇએ. કોલસાની સાકર આઠસો ગણી વધારે મીઠી હોય છે ! મધમાખી વિષ્ટામાથી પણ મધના તત્ત્વો ગ્રહણ કરે છે, શિલ્પી પત્થરના ટુકડામાં પણ દેવ-દેવીની અને રાજા-રાણીની આકૃતિ જોઇ શકે છે. ગુણગ્રાહકતા કેળવવામાં આવે તો સર્વ ગુણ મળી આવે છે.

**હંસવૃત્તિ કેળવો**

દૂધ અને પાણી ભેગા હોય તો રાજહંસ દૂધને ગ્રહણ કરે છે

અને પાણીને છોડી દે છે; તેમ કોઈ વસ્તુ કે વ્યકિતમાં ગુણ અને દોષ બંને હોય તો પણ તેના દોષ તરફ ધ્યાન ન આપતાં ગુણ ગ્રહણ કરવા જોઈએ. કોઇ વસ્તુમાં એકલા ગુણ જ ભરેલા હોય અને દોષ હોય જ નહિ, એવું બનતું નથી; તેવી જ રીતે કોઇ વસ્તુ એવી હોતી નથી કે જેમાં માત્ર દોષ જ ભરેલાં હોય અને ગુણ હેય જ નહિ. કેટલાક માણસોને વસ્તુની કે વ્યક્તિની ખામીઓ શોધવાની જ ટેવ પડેલી હોય છે, પણ શ્રાવકની દષ્ટિ એવી હોવી ન જોઈએ. તેણે હંમેશા વસ્તુ અને વ્યકિતની ખામીઓ નહિ, પણ ખુબીઓ જ શોધવાનો પ્રયાસ કરવો જોઇએ.

દોષ દષ્ટિ કાળી નાગણ જેવી છે, જ્યારે ગુણ દષ્ટિ મોક્ષની નીસરણી સમાન છે. દોષ દષ્ટિ જેમનામાં હોય તેનું હૃદય વિવિધ અવગુણોનો ઉકરડો બને છે, ત્યારે ગુણાનુરાગીનું હૃદય વિવિધ ગુણોની પુષ્પવાટિકા બને છે. દોષ દષ્ટિવાળાનું હૃદય અવગુણરૂપી કોલસાની ખાણ સમાન બને છે, ત્યારે ગુણાનુરાગીનું હૃદય ગુણો રૂપી રત્નોની ખાણ સમાન બનવા પામે છે.

**ગુણગ્રાહકતાનું આદર્શ દૃષ્ટાંત**

કૃષ્ણ મહારાજમાં આવી ગુણ દષ્ટિ હતી, એક વાર તેઓ શ્રી નેમનાથ ભગવાનનાં દર્શન કરવા જઇ રહ્યા હતા, સર્વ યાદવ પરિવાર સાથે હતો. રસ્તામાં એક સડેલી કુતરી પડેલી હતી, તેના શરીરમાંથી લોહી અને પરૂ વહી રહ્યાં હતા. બધાએ તેને જોઇને મોઢું ફેરવી દીધું અને તેની દુર્ગંધથી નાકે રૂમાલ લગાડીને તેના તરફ ધૃણા દર્શાવતા ચાલ્યા ગયા, પણ શ્રી કૃષ્ણ મહારાજે તેમ ન કર્યું. કુતરી તરફ તેમણે ધૃણા ન દર્શાવી. કુતરીને જોઇને તેઓ બોલી ઉઠયા: 'અહા ! આની દાંતની બત્રીસી કેટલી સુંદર લાગે છે ! !' સડેલા શરીર પર ધ્યાન ન દેતાં, સુંદર બત્રીસીના તેમણે વખાણ કર્યા. તેના શરીરની બધી ખામીઓને ભૂલી જઈ, તેમણે ફક્ત તેની ખુબી જ ધ્યાનમાં લીધી. આમ ગુણગ્રાહક અને ગુણાનુરાગી

થવું એ અગ્યારમા ગુણનો ઉદ્દેશ છે.

**'ગુણાનુરાગી'ની શક્તિ**

ગુણાનુરાગ એટલે ગુણો પ્રતિ કે ગુણવાનો પ્રતિ અનુરાગ. આ ગુણની અંદર દિવ્ય શક્તિ રહેલી છે, તેનું વર્ણન કરતાં ગ્રંથકારો કહે છે કે, ગુણાનુરાગીને તીર્થંકર પદ સુધીની સિદ્ધિઓ પણ દુર્લભ નથી. એક ગાથામાં કહ્યું છે કે,

**उत्तम गुणानुराओ निवसइ; हिययंमि जस्स पुरिसस्स ।**
**आतिथ्थयर पयाओ, नदुल्लहा तस्स रिद्धिओ ॥**

એટલે કે જે પુરુષના હૃદયમાં ઉત્તમ પુરુષો પ્રતિ અનુરાગ વધતો હોય તેને તીર્થંકર પદ સુધીની સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે; તેથી આ ગુણ એક મહત્ત્વનો છે.

**ગુણાનુરાગ એટલે ઉચ્ચ દૃષ્ટિ**

સમડીની દૃષ્ટિ મરેલા સર્પ ઉપર જ પડે છે, માખી શરીરના તમામ સ્વસ્થ અંગોને છોડીને ગુમડા પર જઈને જ બેસે છે; કુતરૂ હાડકા પાછળ જ દોડયા કરે છે, ગધેડાને ઉકરડામા આળોટવું ગમે છે; ડુક્કર વિષ્ટામાં જ રાચે છે તેમ દોષ દૃષ્ટિવાળા માણસો હમેશા બીજાના દોષો જોવામા જ રાચે છે, પણ શ્રાવકે સમડી નહિ પણ રાજહંસ થવાનું છે; શ્રાવકની નજર સમડીની જેમ મરેલા સાપ પર નહિ, પણ સાચા મોતી પર જ પડે. શ્રાવકે ગુમડાં પર બેસનાર માખી નહિ, પણ પુષ્પ ઉપર બેસનાર ભ્રમર થવું જોઈએ. ઉકરડા પર આળોટનાર ગધેડા જેવું નહિ, પરન્તુ ગગન વિહારી ગરૂડ જેવું ઉચ્ચ દૃષ્ટિવાળું બનવું જોઇએ. કહેવાનું તાત્પર્ય એ છે કે શ્રાવકની દૃષ્ટિ ઉચ્ચ હોવી જોઇએ અને સદ્દગુણોને ગ્રહણ કરવામા જ તેણે રાચવું જોઇએ. **ગુણીષુ પ્રમોદમ્** ના સૂત્રને સાર્થક બનાવવું એ જ ગુણાનુરાગ છે,

ગુણાનુરાગથી માત્સર્ય ભાવનો નાશ થાય છે અને સાથે સાથે ગુણાનુરાગીમાં વિનય, નમ્રતા, આદિ ગુણો વધવા પામે છે.

## દૃષ્ટિ તેવી સૃષ્ટિ

મહાભારતનો એક પ્રસંગ છે, કૌરવો અને પાંડવો વિદ્યાગુરુ પાસે વિદ્યાભ્યાસ કરવા ગયા; પહેલાંના વિદ્યા ગુરુઓ વિદ્યાર્થીની પરીક્ષા કરીને, પછી તેમને યોગ્ય જ્ઞાન આપતા હતા. આચાર્યે દુર્યોધનની પરીક્ષા લેવા માટે દુર્યોધનને બોલાવીને કહ્યુ, 'ભાઇ! જા અને આ ગામમા ગુણવાન માણસો કોણ કોણ છે તે જોઇ આવ.' દુર્યોધન ગામમાં ગયો અને તપાસ કરીને પાછો આવ્યો. દુર્યોધને ગુરુને કહ્યું, 'ગુરુદેવ! હું ગામમાં જઈ આવ્યો. ઘણી શોધ કરી, પરન્તુ ગામમાં કોઈ ગુણવાન માણસ ન દેખાયો. અમુક વિદ્વાનને મળ્યો, પરન્તુ ગુરુદેવ! એ તો અહંતાનું જાણે પુતળું. ફલાણા શ્રીમન્તને મળ્યો, પણ એ તો કંજુસનો કાકો લાગ્યો. અમુક તાપસના મઠમાં ગયો, પણ એ તો જાણે ક્રોધનો અંગારો. આ રીતે શોધ કરતાં રંક અને રાજા, શ્રીમન્ત અને ગરીબ, ત્યાગી અને ભોગી, દરેકમાં કઈ ને કંઈ અવગુણ તો ભરેલાં જ હતા, કોઈ ગુણવાન માણુસ મારા જોવામા ન આવ્યો.'

બીજા દિવસે વિદ્યા ગુરુએ યુધિષ્ઠિરને આજ્ઞા કરી, 'ભાઈ! ગામમાં જાઓ અને ગામમાં અવગુણી માણસો કેટલા છે તેની તમે તપાસ કરી આવો' યુધિષ્ઠિર ગામમાં જઇને પાછા આવ્યા અને બોલ્યા, 'ગુરુદેવ! મને ગામમાં કોઈ અવગુણી માણુસ દેખાયો નહિ; નીચમા નીચ માણસમાં પણ કંઇ ને કંઈ ગુણ તો હતો જ કસાઇમાં પણ પોતાના પાપનો પશ્ચાતાપ દેખાયો. વેશ્યામા પણ પોતાના કામની શરમ અને પાપનો સંતાપ જણાયાં. શિકારી, પારધી, મચ્છીમાર, માંસાહારી, જુગારી વગેરે નીચ કર્મ કરનારાઓમા પણ પશ્ચાતાપ સાથે પવિત્ર થવાની શુભ

ભાવના રહેલી જણાઇ; તેથી આ ગામમાં મને તો કોઇ અવગુણી જોવામાં આવ્યો નહિ.' યુધિષ્ઠિરના આ જવાબથી વિદ્યાગુરુ બહુ પ્રસન્ન થયા અને યુધિષ્ઠિર જ્ઞાનને લાયક છે એવી તેમની ખાત્રી થઈ.

એક જ ગામમાં યુધિષ્ઠિર અને દુર્યોધન બંને ગુણી અને અવગુણીની શોધ કરવા ગયા હતા, પણ દુર્યોધનને કોઈ ગુણવાન દેખાયો નહિ! ત્યારે યુધિષ્ઠિરને કોઇ અવગુણી માલૂમ પડયો નહિ! આ પરસ્પર વિરોધી શોધમા તફાવત હોય તો માત્ર બંનેની દષ્ટિમા જ હતો.

### ગુણના ગ્રાહક બનો

શ્રાવકે યુધિષ્ઠિર જેવી ગુણદષ્ટિ કેળવવી જોઈએ. સસાર એક પ્રકારનું બજાર છે. બજારમાં કોલસા અને હીરા બંને મળી શકે છે, તેમ સસારમા ગુણ અને દોષ બને મળી શકે તેમ છે. તમારે જેના ગ્રાહક બનવું હોય તેના ગ્રાહક બની શકો છો.

### અંદરના ગુણોને વિકસાવવા, ગુણાનુરાગી બનો

એક અગ્રેજ વિદ્વાને કહ્યુ છે કે, To love one that is great is almost to be great one's self-મહાન પુરુષ પર અનુરાગ કરવો એ પોતાની જાતને મહાન બનાવવા જેવું છે. એટલે ગુણાનુરાગીપણુ માણસને ગુણવાન બનાવે છે. એક બીજા વિદ્વાને કહ્યુ છે કે, We never know a greater character unless there is in ourselves something congenial to it-માણસના પોતાનામાં જો કંઈ સારાપણુ ન હોય તો તે બીજાના સારાપણાને સમજી શકતો નથી, એટલે બીજાના ગુણોની કદર કરવી કે બીજા પ્રતિ અનુરાગ ધરાવવો તે પોતે ગુણવાન થવા સમાન છે.

## શ્રેષ્ઠ તત્ત્વો ગ્રહણ કરો અને શ્રેષ્ઠ બનો

ચિત્રકાર સુંદર ચિત્ર આલેખવા માટે અનેક સુંદર વ્યક્તિઓને જુએ છે; તે પરથી જેની સુંદર આંખ હોય તેના જેવી આંખ તે પોતાના ચિત્રમાં આલેખે છે; જેનું સુંદર નાક હોય તેના જેવું નાક તે ચીતરે છે; આ રીતે કોઈના કાન, કોઇના હાથ, તો કોઈની આંગળીઓ અને નખ, તો કોઇના પગ પસંદ કરે છે. આ રીતે સર્વ શ્રેષ્ઠ પસંદગી કરીને પોતાના ચિત્રને તે અત્યંત સુંદર બનાવે છે; ચિત્રકારની માફક માનવીએ પણ પોતાના જીવનને શ્રેષ્ઠ બનાવવા માટે, જે જે માણસમાં જે જે ગુણો હોય તે ગ્રહણ કરવા જોઈએ, દાનવીરની દાન વીરતા તેણે શીખવી જોઇએ. ક્ષમાવંતની ક્ષમા અપનાવવી જોઇએ, ઉદાર પુરૂષોની ઉદારતા ગ્રહણ કરવી અને સેવકોમાંથી સેવાનો ગુણ ગ્રહણ કરવો જોઇએ. ત્યાગીઓના ત્યાગ અને સંતોષનું અનુકરણ કરવું જોઇએ. આમ કરવાથી તે જીવનને શ્રેષ્ઠ બનાવી શકશે.

શ્રાવકના આ અગ્યારમા ગુણને જે અનુસરે છે અને આ રીતે પોતાના જીવનને શ્રેષ્ઠ બનાવવા જે પ્રયત્ન કરે છે તે પરમ શ્રેયને પ્રાપ્ત કરી શકે છે.

## ૧૨. પ્રિયભાષી

### ક્ષેત્ર શુધ્ધિની જરૂર

ચિત્રકાર ગમે તેટલો હોશિયાર હોય અને તેની પાસે ગમે તેટલા સારા સાધનો હોય, પરન્તુ જે ભૂમિ પર ચિત્ર આલેખવાનું હોય તે ભૂમિ જો માટીવાળી હોય તો તેનો તમામ પ્રયાસ નકામો જાય છે, ભૂમિ સ્વચ્છ અને સુંવાળી હોય તો જ ચિત્ર સુંદર આલેખી શકાય છે, તેવી જ રીતે જે હૃદય મલીનૂ હોય, તેના પર ધર્મનો રંગ સારી રીતે લાગી શકતો નથી-પછી ભલેને ધર્મના તત્ત્વો ગમે તેટલા ઉમદા કા ન હોય! હૃદય સ્વચ્છ હોય તો જ તેના પર ધર્મનો રંગ ચળકી ઉઠે છે. ધર્મની પ્રાપ્તિ માટે પહેલા ક્ષેત્રશુદ્ધિ અર્થાત્ હૃદય શુદ્ધિ કરવાની જરૂર છે.

એક ખેડુત ખેતરમાં કિંમતી બી વાવે, પણ ખેતર ખેડીને સાફ કર્યું ન હોય તો પાક સારો આવતો નથી તેમ ધર્મના બી ઉંચા હોય છતાં પણ હૃદયરૂપી ક્ષેત્ર સાફ ન હોય તો ધર્મનો પાક સારો આવી શકતો નથી. હૃદયની ભૂમિકા શુધ્ધ કરવા માટે શ્રાવકના એકવીસ ગુણો ફરમાવવામા આવેલ છે.

### શ્રાવકનો બારમો ગુણ સત્કથપણું

શ્રાવકનો બારમો ગુણ સત્કથપણાનો છે આ ગુણ જેનામાં હોય તે શ્રાવક બોલવાની કળામા નિપુણ હોય; વાણીના દોષો રહિત શ્રાવકની વાણી હોય, શ્રાવકની વાણી બહુ ધીમી ન હોય તેમ તે બહુ મોટેથી પણ બોલે નહિ; શ્રાવકની વાણીમા કઠોરતા

ન હોય; શ્રાવક નકામું બોલે નહિ તેમ પૂછ્યા વગર પણ બોલે નહિ; કોઈની નિંદા કરવાની ટેવથી શ્રાવક મૂક્ત હોય, વધારે પડતું બોલવાની શ્રાવકને ટેવ ન હોય, આ રીતે શ્રાવક વાણીના દોષોથી મૂક્ત હોય.

## વાણીના દોષો · જોરથી બોલવું

જોરથી બોલવું એ વાણીનો દોષ છે, એક માણસને કંઈ વાત કરવી હોય અને દશ માણસ સાંભળે તેટલુ જોરથી બોલવું, એ કાનને કર્કશ લાગે છે, સામેનો માણસ જાણે બ્હેરો ન હોય! તેમ જોરથી બોલવાની ઘણાને ટેવ હોય છે, તે ટેવ ઈચ્છવા યોગ્ય નથી.

## અપશબ્દો બોલવાં

અપશબ્દો બોલવા કે કોઇને ગાળો દેવી તે પણ વાણીનો દોષ છે. ઘણા માણસોને વાતવાતમાં બોલવાની ટેવ હોય છે કે, 'તારું સત્યાનાશ જજો' આ વાણીનો દોષ છે. શ્રાવકના મુખમાંથી આવો શબ્દ નીકળવો નહિ જોઈએ. કોઈ સાથે તોછડાઇથી બોલવું એ પણ વાણીનો દોષ છે. નોકર હોય કે શાકભાજીવાળો હોય, પાટીવાળો હોય કે મજુર હોય, પરન્તુ દરેકની સાથે માનભર્યો વર્તાવ રાખવો જોઇએ.

## કઠોર શબ્દો બોલવાં

કઠોર શબ્દો બોલવાં તે પણ વાણીનો દોષ છે, એકની એક વાત હોય પરન્તુ તે કડવાશથી પણ કહી શકાય છે ને મીઠાશથી પણ કહી શકાય છે, બીજાના હિતની વાત ભલે હોય, પરન્તુ તે કઠોરતાથી કહેવામાં આવે તો અર્થ સરતો નથી શસ્ત્ર પ્રહાર કરતાં શબ્દ પ્રહાર વધારે ભયંકર છે શસ્ત્રનો જખમ તો થોડા સમયમાં રૂઝાઈ જાય છે, પણ શબ્દથી પડતો જખમ તો જીંદગી સુધી સાલે છે, તેથી વાણીમાં કઠોરતા રાખવી ન જોઈએ. એક કુવાક્ય ઉચ્ચા

રવાથી, વર્ષોનો મીઠો સંબંધ તૂટી જાય છે, ત્યારે એક સુવાક્ય ઉચ્ચારવાથી અપરિચીત માણુસને પણ હંમેશનો મિત્ર બનાવી શકાય છે. પૈસાથી જે કામ ન થાય તે મિઠાશથી થઈ શકે છે. જીભ ઝેર વરસાવી શકે છે અને અમૃત પણ વરસાવી શકે છે. વાણીથી નરક પણ ઉત્પન્ન થઇ શકે છે અને વાણીથી સ્વર્ગ પણ સર્જી શકાય છે.

### વગર પૂછયું બોલવું

નકામુ બોલવું કે પૂછયા વગર કોઇ સલાહ આપવી, એ પણ વાણીનો દોષ છે નકામુ બોલવાથી શરીર શક્તિ ક્ષીણ થાય છે. પૂછયા વગર કોઈને સલાહ આપવાથી, બીજાને આપણા પ્રતિ અનાદર ઉપજે છે, બે માણુસો વાત કરતા હોય, તેમની વચ્ચે બોલવુ તે પણ વાણીનો દોષ છે. શાસ્ત્રમા ફરમાવેલ છે કે–

अपुच्छिओ न भासेज्जा, भास माणस्स अंतए ।
पिट्ठिमंसं न खाएज्जा; मायामोसं विविज्जिए ॥

પૂછયા વગર બોલવું નહિ; સામી વ્યક્તિનુ બોલવુ પુરું ન થાય ત્યા સુધી બોલવુ નહિ; પીઠ પાછળ કોઇની નિંદા કરવી નહિ; કપટવાળી ભાષા તેમજ અસત્ય ભાષા પણ બોલવી નહિ.

### અસત્ય બોલવું

અસત્ય બોલવું એ તો વાણીનો મોટામા મોટો દોષ છે; અસત્ય બોલવાના શાસ્ત્રકારોએ ચાર કારણો દર્શાવ્યા છે: ક્રોધથી, લોભથી, ભયથી અને હાસી મશ્કરીથી આ ચાર કારણો પૈકી કોઈ પણ કારણે અસત્ય બોલવું ન જોઇએ

જુઠું બોલવાથી જીવ એકેન્દ્રિયપણું પ્રાપ્ત કરે છે; મનુષ્ય થાય તો પણ તે મુંગો થાય છે, મોઢાના રોગો થાય છે અગર તો મુખમાથી દુર્ગંધ નીકળે છે. અસત્ય બોલનાર પર કોઈ વિશ્વાસ

કરતું નથી; સત્ય બોલનારના જીવનનો પ્રભાવ બીજા પર પડે છે અને સત્ય બોલનાર બીજાનુ જીવન સુધારી શકે છે, જ્યારે અસત્ય બોલનારનું વજન પડતું નથી.

## સત્ય વચનનો પ્રભાવ

આપણા ધર્મમાં સત્યનું પાલન કરનાર ઘણા પુરુષો થયા છે અને સત્ય વડે તેમણે પોતાના તથા પરના જીવનનો ઉદ્ધાર કર્યો છે. આપણા દેશના અન્ય ધર્મોમા પણ સત્યનું પાલન કરનારા ઘણા પુરુષો થઈ ગયા છે.

આશરે દોઢસો વર્ષ પહેલાં બંગાલમાં શેઠ મલ્લિક નામના પ્રસિદ્ધ વ્યાપારી થઈ ગયા, તે બંગાળમાં ધર્મિષ્ટ અને સત્યવાદી તરીકે પ્રસિદ્ધ હતા, તેમનો કાપડનો વ્યાપાર હતો પરદેશના બજારોમાં પણ મલ્લિક શેઠ પ્રખ્યાત હતા, લાખો રૂપિયાનો વ્યાપાર તેમને પરદેશ સાથે હતો. તેમણે પોતાની ઢાકાની પેઢીએથી મલમલ વિલાયત મોકલેલ, તેની કિંમતના આવેલા ચાર લાખ રૂપિયા લઇને, તે કલકત્તાથી પોતાને ઘેર રાણાઘાટ જતા હતા. રસ્તામાં નદી ઓળંગવાની હતી, ચાર સઢવાળી નૌકામાં તે કલકત્તાથી નીકળ્યા, ખારવો, ખલાસી, શેઠ અને તેમના ચાર નોકર સિવાય તે નૌકામાં બીજું કોઈ ન હતું; તે નદીનો રસ્તો ભયગ્રસ્ત હતો; ઘણીવાર ચાંચીઆઓ હોડીમા બેસી, નૌકાના મુસાફરોને લૂટી લેતા. શેઠની નૌકાને ત્યાંથી નીકળતાં રાત થઈ ગઈ હતી; અંધારી રાત્રિનો લાભ લઇને, ચાંચીઆઓએ શેઠની નૌકા પર હલ્લો કર્યો. શેઠે જોયું કે પોતાના થોડા માણસો હોવાથી, ચાંચીઆઓનો સામનો થઇ શકશે નહિ; તેથી શેઠે ચાંચીઆઓના સરદારને કહ્યું કે, 'તમારે જે જોઇએ તે લઈ લો અને અમને જવા દો.' ચાંચીઆઓના નાયકે કહ્યું કે, 'જે મિલ્કત હોય તે અમને આપી દો અને નૌકા-

માંથી ઉતરીને, કિનારે ચાલ્યા જાઓ.' શેઠે ચાર લાખ રૂપિયા આપી દીધા. ચાંચીઆઓના આગેવાને પૂછ્યું, 'શેઠ ! હવે બીજું કંઇ નથી ને ?' શેઠે કહ્યું, 'ના, હવે કાંઈ નથી.' ચાંચીઆઓ એ સાંભળીને જતા રહ્યા. આગળ ચાલતાં શેઠની નજર પોતાની આંગળીની દશ હજારના હીરાની વીંટી પર પડી. શેઠને થયું કે, 'મેં કહ્યું કે મારી પાસે હવે કંઇ રહ્યું નથી, અને આ કિંમતી વીંટી તો મારી પાસે છે ! આ તો અસત્ય ભાષણ કહેવાય.' શેઠે ચાંચીઆઓને બૂમો પાડીને પાછા બોલાવ્યા અને તેમના નાયકને હીરાની વીંટી આપતા કહ્યુ, 'મારી ભૂલ થઈ, વીંટી તો આપને આપવી રહી ગઈ હતી.' આ સાંભળીને નાયક તો સ્તબ્ધ જ થઇ ગયો. શેઠના સત્યવાદીપણા પર તે મુગ્ધ થયો અને સાથે સાથે પોતાના જીવનની અધમતા પર ખેદ પણ થયો. તેણે પોતાના સાથીઓને કહ્યું, 'શેઠની બધી મિલ્કત પાછી આપી દો. આવા સત્યવાદી શેઠની સંપત્તિ આપણને પચે નહિ, તે તો કાચા પારાની માફક ફૂટી નીકળે.' ચાચીઆઓએ બધી મિલ્કત શેઠને પાછી આપી દીધી.

શેઠના સત્ય પાલનનો પ્રભાવ એટલો બધો પડયો કે તેઓએ કદી ચોરી ન કરવાની પ્રતિજ્ઞા લીધી. શેઠ આથી બહુ પ્રસન્ન થયા અને ચાચીઆઓના નાયકને પેલી દશ હજારની વીંટી બહુ જ આગ્રહ કરીને પ્રેમપૂર્વક ભેટ આપી. આ રીતે સત્ય વચન પોતાના ઉદ્ધારની સાથે બીજાના જીવનમા પણ પરિવર્તન કરાવી શકે છે. સત્કથપણાના આ ગુણની અંદર સત્યવાદીતા એ મુખ્ય વસ્તુ છે.

## સત્યનો પ્રચાર કરો

કુટુમ્બમાં તથા ઘરના નોકર-ચાકર સાથે સત્ય બોલવાની ટેવ પાડવી જોઈએ, આ ગુણના પાલન કરનારને ત્યાં 'સત્ય બોલો '

એવા પાટીઆ લાગેલા હોય. ધરતી શોભા માટે જેમ રાચરચીલું રાખવામાં આવે છે તેમ કુટુમ્બના સંસ્કારની વૃદ્ધિ માટે આવા સુવાકયોવાળા પાટીઆ પણ લટકાવવા જોઈએ-જેથી તમારા બાળકો, નોકરો તથા બહારથી આવનારા માણસો પર સત્યના સંસ્કારો પડે.

દરરોજ રાત્રે સૌ કોઇએ વિચારવુ જોઇએ કે આજે જુઠું તો બોલાયું નથી ને? બોલવું પડયું હોય તો શા માટે બોલવું પડયું? કોઈ પણ કારણે અસત્ય ન બોલવાનો નિર્ણય કરવો જોઇએ અને સત્યના સસ્કાર દઢ કરવા જોઇએ.

**વધારે પડતુ બોલવું નહિ**

વધારે પડતુ બોલવું એ પણ વાણીનો દોષ છે; ભગવાન મહાવીરે ઉત્તરાધ્યયન સૂત્રના પહેલા અધ્યયનમાં ફરમાવ્યું છે કે, **बहुयं माय आलवे**-વધારે બોલવું નહિ

વધારે બોલવાથી શારીરિક, માનસિક અને આત્મિક શકિતઓ ક્ષીણ થાય છે; સ્મૃતિઓમાં ત્યા સુધી કહ્યુ છે કે, **वचनपातो वीर्यपाताद् गरीयसी**-વીર્યપાત કરતાં વચનપાતમાં વધારે શક્તિનો ક્ષય થાય છે. આજના વૈજ્ઞાનિકો કહે છે કે એક અક્ષર બોલવામાં પાશેર દૂધ પીવાથી જેટલી શક્તિ આવે છે તેટલી શક્તિ નાશ પામે છે, તેથી માણસે બહુ બોલવાના વાણીના દોષને દૂર કરવો જોઇએ. ઘણા માણસોને બહુ બોલવાની ટેવ હોય છે કે રસ્તે ચાલતા માણસનો હાથ પકડીને, તેને પોતાની વાતો સંભળાવવા લાગી જાય છે! સામા માણસને પોતાના કામે જવાની ઉતાવળ છે કે નહિ? તેનો લેશ માત્ર વિચાર પણ આવા માણસો કરતાં નથી. આવા માણસો માટે ચેસ્ટરફીલ્ડ કહે છે કે, Never hold any one by button or the hand in order to be heard out, for if people are unwilling to hear

you, you had better hold your tongue than them—જે માણસ તમને સાંભળવા માગતો ન હોય તેને તમારી વાત સંભળાવવા માટે કદી બટન પકડીને કે હાથ પકડીને રોકી રાખશો નહિ, કેમ કે તમો તેમને પકડો તેના કરતા તમારી જીભને પકડી રાખો તે વધારે સારૂં છે.

## બહુ બોલવાની ટેવથી આવતા દોષો

બીજા એક વિદ્વાન બહુ બોલનાર માટે કહે છે કે, He that can not refrain from much speaking is like a city without walls—જે માણસ બહુ બોલવા પર અંકુશ રાખી શકતો નથી તે માણસ કિલ્લા વગરના શહેર જેવો છે. કિલ્લા વગરના શહેરની અંદર શત્રુઓ સહેલાઇથી પ્રવેશ કરી શકે છે તેમ બહુ બોલા માણસમાં દોષો સહેલાઇથી પ્રવેશ કરી શકે છે. બહુ બોલનારા માણસો બહુ ઓછું વિચારી શકે છે. વળી બહુ બોલનાર માણસની કાર્ય શકિત પણ ઓછી થઇ જાય છે, કેમ કે તેની ઘણી ખરી શકિત બોલવામા વેડફાઇ જાય છે. બહુ બોલવાની ટેવવાળા માણસના મનમા વાત ગુપ્ત રહી શકતી નથી; ન કહેવાની વાત તે ઘણી વાર કહી નાખે છે, તેથી ઘણાઓને નુકશાન પણ થાય છે. એક અનુભવીએ સુંદર કહ્યુ છે કે, Great talkers are like leaky vessels, everything runs out of them—ઘણુ બોલનારા માણસો કાણાવાળા વાસણ જેવા છે; તેમાથી બધી વસ્તુઓ બહાર નીકળી જાય છે. તેથી માણસે સંયમપૂર્વક બોલવાની ટેવ પાડવી જોઇએ.

## ડાહ્યા અને મૂર્ખ વચ્ચેનો તફાવત

ડાહ્યા અને મૂર્ખ વચ્ચે તફાવત બતાવતાં એક તત્ત્વવેત્તા કહે છે કે, A wise man reflects before he speaks, while a fool speaks and then reflects on

what he has uttered-ડાહ્યો માણસ બોલતાં પહેલાં શું બોલવું અને શું ન બોલવું, તે વિચારે છે; પોતાના શબ્દોની શું અસર થશે તે પ્રથમ વિચારે છે અને પછી ડાહ્યો માણસ બોલે છે; જ્યારે મૂર્ખ માણસ બોલ્યા પછી વિચાર કરે છે કે, 'પોતે શું બોલી નાખ્યું અને તેની શું અસર થશે ?' ડાહ્યા અને મૂર્ખ માણસમાં મુખ્યત્વે આ તફાવત રહેલો છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે માણસે બોલતાં પહેલાં ખૂબ વિચારવું જોઈએ. કહ્યું છે કે ડાહ્યો માણસ પોતાના કાન તમામને આપે છે, પણ જીભ કોઈને આપતો નથી. એટલે કે તે બધાનું કહેવું સાંભળે છે અને તે પરથી તેનો સાર કાઢીને નિર્ણય કરે છે, પરન્તુ અગાઉથી પોતાનું વેણ વેડફી દેતો નથી.

ઉપર બતાવેલ વાણીના તમામ દોષોને દૂર કરી બોલવાની કળા શીખવી જોઈએ અને સત્કથ્યપણાનો બારમો ગુણ કેળવવો જોઈએ. આ ગુણ પ્રાપ્ત કરનારની વાણી પ્રભાવશાળી બને છે અને વચન સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. નિર્દોષ વાણીથી માનવી અખંડ શાંતિની પ્રાપ્તિ કરી શકે છે.

## ૧૩. ન્યાય પ્રિયતા

### સદ્‌ગુણોની વૃધ્ધિ કરો

સાધારણ માણસ પાસે હીરો મૂકવામાં આવે; એક દશ હજાર-રની કિંમતનો હોય અને બીજો લાખની કિંમતનો હોય તો માણસને મન તો બંને સમાન લાગે છે; તે બંને વચ્ચેનો તફાવત તે સમજી શકતો નથી, પરન્તુ ઝવેરીઓ તેની અગ્નિ પરીક્ષા કરીને બંનેની કિંમત પારખી લે છે. એક હીરાને અગ્નિમા મૂકવામા આવે તો તે દશ મિનિટમાં જ ગરમ થઇ જાય છે, ત્યારે બીજાને ગમે તેટલો વખત અગ્નિમા રાખવામાં આવે, છતાં તે ઠંડો ને ઠંડો જ રહે છે, એટલું જ નહિ પરન્તુ તેને જરા પણ આંચ આવતી નથી આ બે હીરામાં જે હીરો ગરમ થતો નથી તે હીરો વધારે કિંમતી ગણાય છે.

આવી જ રીતે માણસના ચારિત્રનું માપ પણ અગ્નિ પરીક્ષા વખતે થાય છે, માણસના જીવનનો પાયો એનુ ચારિત્ર છે; એ ચારિત્ર નાનામાં નાના પ્રસંગથી માંડીને મોટામાં મોટા પ્રસંગ સુધી એક સરખા રંગથી પ્રકાશી ઉઠે છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે चरित्तं खलु धम्मो । ચારિત્ર એ જ ધર્મ છે. આ ચારિત્ર એટલે અમૂક સંપ્રદાયની દીક્ષા લેવી એટલું જ નહિ, પરંતુ અશુભમાંથી નિવૃત્ત થઇ, શુભમાં પ્રવૃત્ત થવું, તેનું નામ ચારિત્ર છે.

असुहादो विणीयत्ती, सुहे पवीत्तिय जाण चरित्तं

અર્થાત્ કામ, ક્રોધાદિ દુર્ગુણોમાંથી નિવૃત્ત થવું અને સદ્દગુણોમાં પ્રવૃત્ત થવું એ ચારિત્ર છે. જે માણસમાં અવગુણ હોય છે તેના અવગુણ દિવસે દિવસે વધતા જાય છે અને જેમાં સદ્દગુણો હોય છે તેના સદ્દગુણ દિવસે દિવસે વધતા જાય છે. એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે, He that is good will infallibly become better; he that is bad will certainly become worse; for vice, virtue and time are three things that never stand still–સારો માણસ હંમેશા વધારે સારો થતો જાય છે અને ખરાબ માણસ વધારે ખરાબ થતો જાય છે, સદ્દગુણ, દુર્ગુણ અને સમય એ ત્રણ એવી વસ્તુ છે, જે કદી સ્થિર રહેતી નથી; માટે આપણે જોવું જોઇએ કે, આપણામાં કઇ વસ્તુ વૃદ્ધિ પામી રહેલ છે ?

**શકિતનો સદુપયોગ કે દુરૂપયોગ ?**

પશુઓ હમેશા પ્રકૃતિને આધીન વર્તે છે, પશુઓને પોતાની પ્રકૃતિ સુધારવાની શકિત મળી નથી, ફકત મનુષ્યને જ પ્રકૃતિ સુધારવાની વિશેષ શકિત મળી છે. આ શક્તિનો સદુપયોગ કરવામાં આવે છે કે દુરૂપયોગ ? તે સૌ કોઇએ વિચારવાનું રહે છે.

બાલ્યાવસ્થામા આપણી પ્રકૃતિમા જે નિર્દોષતા, નમ્રતા, સરળતા અને સૌમ્યતા સહજ હોય છે તેમાં આપણે વધારો કર્યો છે કે તે પ્રકૃતિના સ્વાભાવિક ગુણને કુંઠિત કરેલ છે ? આ પ્રશ્નનો જવાબ એ છે કે મોટા ભાગે પ્રકૃતિને સુધારવાને બદલે વિશેષ બગાડી છે. પશુ ભલે પ્રકૃતિને સુધારી શકતા ન હોય, પરંતુ તે પ્રકૃતિને બગાડતા તો નથી જ, આ દષ્ટિએ મનુષ્યના મોટા ભાગે પોતાને મળેલ વિશિષ્ટ શક્તિનો દુરૂપયોગ જ કર્યો છે એમ કહી શકાય.

**વકારોમાંથી મૂકત બનો**

એક સંન્યાસીએ રાજા પાસે માગણી કરી કે, ‘ તારા સમ્રા·

ટોને મારે પગે લગાડ.'

રાજાએ કહ્યું, 'મારા પર કોઇ સમ્રાટ જ નથી; હું તો ચક્રવર્તી સમ્રાટ છું.'

સંન્યાસીએ કહ્યું, 'રાજન્ ! ખોટી વાત છે; રાત્રિ અને દિવસ બે સમ્રાટો તારા પર હુકમ ચલાવી રહ્યા છે તેનો પણ ખ્યાલ નથી! જ્યારે તું વિલાસ ભોગમા રાચી રહેલો હોય છે ત્યારે તારા પર 'કામ' સામ્રાજ્ય ચલાવે છે; જ્યારે તું, તારા સેવકો પર ગુસ્સો કરતો હોય છે, શત્રુઓ સાથે દુશ્મનાવટ કરતો હોય છે ત્યારે 'ક્રોધ' રૂપી સમ્રાટ તારા પર રાજ્ય કરતો હોય છે. આ બે તારા સમ્રાટ છે, પરન્તુ તે મારા ગુલામ છે; તેથી તું ગુલામોનો પણ ગુલામ છે ત્યાં મારે તારી પાસે શું માગવું ?'

કહેવાનું તાત્પર્ય એ છે કે આપણા પર જ્યાં સુધી કામ–ક્રોધનુ સામ્રાજ્ય પ્રવર્તતું હોય ત્યાં સુધી ચારિત્રશીલ બની શકાય નહિ, ચારિત્રશીલ બનવા માટે આ વિકારોમાંથી નિવૃત્ત થવું જોઇએ.

## ચારિત્ર હીરા સમાન છે

ચારિત્ર એ જ માનવ જીવનની વિશેષતા છે. ચારિત્ર વિનાનું જીવન સુવાસ વિનાના પુષ્પ જેવું છે, હિન્દીમા એક કહેવત છે કે 'આદમી આદમી મેં હૈ અંતર, કોઇ હીરા કોઈ કંકર.' આદમી આદમીમાં ઘણો તફાવત રહેલો છે કોઈ હીરા જેવા માણસો હોય છે, ત્યારે કોઈ કાકરા જેવા હોય છે. ચારિત્ર માણસના જીવનને હીરા જેવું મૂલ્યવાન બનાવે છે. રામ પણ મનુષ્ય હતા અને રાવણ પણ મનુષ્ય હતો, પરન્તુ બંનેમાં કેટલું અંતર છે? એક આકારથી મનુષ્ય હતો, ત્યારે બીજો આત્માની દિવ્યતાથી મનુષ્ય હતો.

## ચારિત્રના બે પ્રકાર

ચારિત્રહીન માનવી માંટીના પુતળા સમાન છે. ચારિત્ર ધર્મ બે પ્રકારના ભગવાન મહાવીરે ફરમાવેલ છે. શાસ્ત્રમાં આવે છે કે,

**चरित्त धम्मे दुविहे पन्नते तंजहा । आगार चरित्त धम्मेचेय; अणगार चरित्र धम्मेचेव ।।-स्थानांग सूत्र.**

અણુગાર ધર્મ અને આગાર ધર્મ-એ બે ભેદ ચારિત્ર ધર્મના છે, અત્યારે આપણે આ પૈકી આગાર ધર્મ એટલે ગૃહસ્થના-શ્રાવકના ધર્મ વિષે વિચારી રહ્યા છીએ. શ્રાવકના ૨૧ ગુણો દ્વારા ગૃહસ્થના ચારિત્રનું ઘડતર થાય છે; તેમાં તેરમો ગુણ 'ન્યાય પ્રિયતા'નો છે.

## ન્યાયપ્રિયતા : તેરમો ગુણ

ન્યાય પ્રિયતા અર્થાત્ સુપક્ષપણું તેનો અર્થ એ છે કે શ્રાવક હંમેશા ન્યાયનો પક્ષ કરે છે, બે માણુસની તકરારમા જે માણુસ સાચો હોય તેને અન્યાય ન થાય તે માટે શ્રાવક હમેશા સાચા માણુસનો પક્ષ લે છે અને તેને ન્યાય અપાવે છે.

## ન્યાય પ્રિયતાના ઉજ્જવળ દષ્ટાંતો

એક વિધવા હોય, તેના પર તેના કુટુમ્બીજનો અન્યાય કરતાં હોય, તેને તેનો હિસ્સો ન આપતા હોય તો શ્રાવક અબળાનો પક્ષ લે છે અને તેને ન્યાય અપાવે છે. આ છે સુપક્ષપણું. મજુરો ઉપર કે ખેડુતો ઉપર અન્યાય થતો હોય, જુલ્મ થતો હોય, પુરતી મજુરી તેમને મળતી ન હોય તો તેમનો પક્ષ લેવો અને તેમને યોગ્ય ન્યાય અપાવવો, તેમા જ આ ગુણની ખીલવણી રહેલી છે. કૌરવ અને પાંડવોના બે પક્ષ પડયા, ત્યારે શ્રી કૃષ્ણે પાંડવોનો સાચો પક્ષ લીધો અને તેમને ન્યાય અપાવ્યો. આ છે સુપક્ષપણું. રાજા કોણીકે તેમના ભાઇઓ પર અન્યાય કરી, હાર અને હાથી લઇ લીધા હતા. ત્યારે ચેટક રાજાએ હલ અને વેહલ કુમાર

(જેમની પાસેથી રાજા કોણીકે હાર અને હાથી લઈ લીધા હતા) નો પક્ષ લીધો અને ન્યાયના સંરક્ષણ માટે કોણીક સાથે યુદ્ધ કર્યું. તેવી જ રીતે શ્રાવકે પણ ગમે તે પ્રસંગે હમેશા ન્યાયનો જ પક્ષ લેવો જોઈએ—અન્યાયનો નહિ. પોતાનો જ પુત્ર કાં ન હોય, પરન્તુ જો તે બીજા પર અન્યાય કરતો હોય તો શ્રાવક પોતાના પુત્રનો પક્ષ લેશે નહિ, પરન્તુ જેમને અન્યાય થયો હશે તેનો પક્ષ શ્રાવક લેશે.

આપણે કૃષ્ણ મહારાજ અને ચેટક રાજાના અન્યાયનો પ્રતિકાર કરવાના ઉદાહરણ જોયા; આજના યુગમા મહાત્માજીએ હિન્દની પ્રજાનો પક્ષ લીધો અને અન્યાયનો અહિંસક પ્રતિકાર કરી, પ્રજાને ન્યાય અપાવ્યો આ પ્રમાણે શ્રાવકે પણ અન્યાયનો પ્રતિકાર અહિંસક રીતે કરી, પીડિતોને ન્યાય અપાવવો જોઈએ.

કાશી મહારાજનો એક પ્રસંગ આ વિષયમા જાણવા જેવો છે. એક વાર કાશી મહારાજની રાણી કરુણા પોતાની સો સખીઓને સાથે લઈને વરણા નદીમા ન્હાવા ગઈ. મહા મહિનાનો દિવસ હતો અને પવન સૂ સૂ કરતો વહી રહ્યો હતો. નદી ઘાટ પર કોઈ પણ માનવીને જવાની તે સમયે મના ફરમાવવામાં આવી હતી પાસેના ઝુંપડાઓમાં રહેતા માણસોને બહાર નીકળી જવાની આજ્ઞા કરવામાં આવી હતી. આ કારણે ઝુંપડાઓ નિર્જન પડ્યા હતા. સો સખીઓ સાથે મહારાણી નિર્ભયપણે નાહી રહ્યા હતા. નાહીને બહાર આવ્યા, એટલે રાણીજી ઠંડીથી ધ્રુજવા લાગ્યા. રાણીએ તાપવા માટે દેવતા સળગાવવાની આજ્ઞા કરી. સખીઓ ઝાડની ડાળીઓ તોડવા લાગી, પણ તેમના સુકોમળ હાથથી તે ડાળીઓ તૂટી નહિ! એટલે રાણીએ કહ્યું, 'જુઓ! આ સામે માનના ઝુંપડા ઉભા છે, તેમાથી એક ઝુંપડાને દીવાસળી લગાવો; તેના તાપમાં હું હાથ-પગના તળીઆ તપાવી લઈશ.'

માલતી નામની એક દયાળુ દાસી કરૂણ કંઠે બોલી 'રાણીજી, એ ઝુંપડામાં કોઈ સાધુ સંન્યાસી રહેતા હશે અગર તો કોઇ ગરીબ પરદેશી રહેતા હશે, તેમના ઝુંપડાને સળગાવી કેમ દેવાય ?'

રાણી કરૂણા વિલાસમાં ઉછરેલી એક રાજકન્યા હતી અને વિલાસમાં જીવી રહેલ એક રાજરાણી હતી, તેને દુનિયાના દીન-દુઃખી લોકોનો કશો ખ્યાલ ન હતો. તેને ગરીબના ઝુંપડાની કિંમત શી રીતે સમજાય ?

તેણે માલતીને મશ્કરી કરતાં કહ્યું, 'બહુ મોટી દયાળુ થઇ ગઇ છો તે અમને ખબર છે !'

એમ કહીને તેણે બીજી દાસીઓને હુકમ કર્યો : 'આ દયાળુની દીકરીને અહીંથી દૂર કરો અને આ ઝુપડાને સળગાવી દો. ઠંડીમાં થરથરીને હું તો અહીં જ મરી જઈશ, માટે જલ્દી કરો.'

દાસીઓએ દિવાસળી લગાવી; દિવાસળી તો એક ઝુંપડામાં લાગી, પરન્તુ પવનના સુસવાટાને લીધે તે આગ ફેલાણી અને થોડા સમયમાં બધા ઝુંપડાં બળી ગયા.

રાણીને ઝુંપડાં બળ્યા તેની કશી પડી નહોતી, તેને તો પોતાની ટાઢ ઉડાડવાનું કામ હતું ! શરીરમાં સ્ફૂર્તિ આવી, એટલે રાણી દાસીઓ સાથે રાજમહેલમાં પાછી ફરી.

ઝુંપડાઓ બળી જવાથી, ગૃહહીન બનેલા ગરીબો રાજસભામાં આવ્યા અને રાજા પાસે પોતાના દુઃખની વાત કરી. આ વાત સાંભળીને રાજાની મુખમુદ્રા લાલચોળ થઇ ગઈ; તેઓ તુરત જ અંતઃપુરમાં ગયા અને રાણીને પૂછ્યું, 'રાણીજી, આ ગરીબ લોકોનાં ઘર બાર તમોએ તાપણી કરવા માટે બાળી નખાવ્યા તે તમને શોભાસ્પદ છે ! તેમ કરવામાં તમે રાજધર્મનું ઉલ્લંઘન કર્યું છે તેનો તમને ખ્યાલ છે ?'

રાણીએ બેદરકારીભર્યો જવાબ આપતાં કહ્યું, 'આવા ગંદા ઝુંપડાને તમે ઘરબાર કહો છો ? એ તો ઘાસનો ગંજ કહી શકાય ?'

રાજાના ક્રોધમાં ઉમેરો થયો; પ્રજા પ્રતિની રાણીની આટલી બધી ઉપેક્ષાવૃત્તિ રાજાથી સહન ન થઈ; રાજા ન્યાયપ્રિય હતા, એટલે તે તો આ કિસ્સામાં ગરીબોના પક્ષે જ હતા. રાજાએ રાણીને યથાયોગ્ય ભાન કરાવવા કહ્યું, 'રાણીજી, તમે આ મહેલમાં બેઠા છો, એટલે તમોને ખ્યાલ આવતો નથી કે તે ઝુંપડાં ગરીબોને કેટલા કિંમતી હતા ! તમારે મન મહેલની જેટલી કિંમત છે, તેથી વધુ કિંમત તેમને મન તેમના ઝુંપડાંઓની છે. પરન્તુ મહેલમાં બેઠા તમોને તે ખ્યાલ નહિ આવે, તમે તેવો અનુભવ કરશો ત્યારે જ ગરીબના હૃદયને જાણી શકશો.'

એમ કહી રાજાએ દાસીને બોલાવી અને આદેશ આપ્યો, 'રાણીના અલંકારો અને આ શાહી પોષાક ઉતારી લો અને તેને ભિખારણ જેવા વસ્ત્રો પહેરાવી દો.'

દાસી ઘડીભર વિચારમાં પડી ગઇ, પરન્તુ આ તો રાજાનો હુકમ હતો. રાજાનો ક્રોધાયમાન ચ્હેરો જોઇને, તેણે તુરત જ અમલ કર્યો.

દાસીએ રાણીને ભિખારણ જેવા કપડાં પહેરાવ્યા, એટલે રાજા રાણીનો હાથ પકડીને તેને રાજ માર્ગ પર લઈ ગયા અને ભર મેદની વચ્ચે કહ્યું, 'કાશીના અભિમાની મહારાણી, નગરને બારણે બારણે ભીખ માગતાં ભટકશો, ત્યારે જ ગરીબોના ઝુંપડાં બળી જાય, ત્યારે તેમને કેટલું દુઃખ થતું હશે તેનો ખ્યાલ આવશે. જે ઝુંપડા તમે બાળી નાખ્યા છે તે એક વર્ષમાં તમો બંધાવી આપશો તો જ તમને પાછો ફરવાનો અધિકાર છે, નહિતર નહિ.'

આ હુકમ કરતા રાજાની આંખો આંસુથી છલકાઇ ગઈ;

પરન્તુ વજ્ર જેવું કઠોર હૃદય બનાવીને, તેમણે ન્યાયનો પક્ષ લીધો અને જરા પણ મોહમાં પડયા વિના રાણીને યોગ્ય શિક્ષા આપી. આ જાતનો સુપક્ષપણાનો ગુણ કેળવવા દરેકે પ્રયત્ન કરવો જોઈએ.

આજે આ રીતે ન્યાયનો પક્ષ લેનારા કેટલા ? નબળા પર અત્યાચાર થતો જોઈ, તેનો પ્રતિકાર ન કરવો અને ચુપચાપ બેસી રહેવું એ આ યુગનું એક મહા પાતક છે. મજૂરો, હરિજનો, ખેડુતો, સ્ત્રીઓ, વિધવાઓ, ગરીબો, વગેરે પર રાજકીય, સામાજિક કે ધાર્મિક અત્યાચારો થતા હોય તેને રોકવા, એ ન્યાયપ્રિય શ્રાવકનું કર્તવ્ય છે. કોઇના પર અન્યાય થતો હોય, કોઈના પર જુલમ, અત્યાચાર કે બળાત્કાર થતો હોય તો તેનો અહિંસક પ્રતિકાર કરવો એ દરેક શ્રાવકની ફરજ છે, તેવા કિસ્સાઓમાં અહિંસક પ્રતિકાર કરીને શ્રાવકે ન્યાય-પક્ષપણાના ગુણને ખીલવવો જોઇએ અને સત્ય ધર્મની પ્રાપ્તિ કરવી જોઈએ.

## ૧૪ દીર્ઘદષ્ટિ

### ચૌદમો ગુણ: દીર્ઘદષ્ટિ

વિશ્વમાં સર્વથી શ્રેષ્ટ માનવ છે અને માનવમાં શ્રેષ્ટ વસ્તુ હોય તો તે ચારિત્ર છે, તેથી જ ચારિત્રના ઘડતર માટે શ્રાવકના એકવીસ ગુણ દર્શાવવામા આવેલ છે. આ પૈકી ચૌદમો ગુણ 'દીર્ઘદષ્ટિ'નો છે. કોઈ પણ કાર્યના પરિણામનો દીર્ઘદષ્ટિથી વિચાર કરી, જે કાર્ય ભવિષ્યમા આત્મિક ગુણનો વિકાસ કરનાર, સુખદાયક અને પ્રમાણિક માણસ દ્વારા પ્રશંસનીય હોય તે કાર્ય જ શ્રાવક કરે છે અને નિંદ્ય તેમજ દુઃખદાયક કાર્ય છોડી દે છે. આ રીતે જાગૃતિ સેવનાર સુખી અને યશસ્વી થાય છે, જ્યારે વગર વિચાર્યું કાર્ય કરનારને ભવિષ્યમાં પશ્ચાતાપ કરવો પડે છે.

### ટૂંકી દષ્ટિનું આખરી પરિણામ

ટૂંકી દષ્ટિવાળો માણસ ખાવું, પીવું, હરવું, ફરવું, મોઝ મઝા કરવી અને કામભોગ ભોગવવા તેને જ સર્વસ્વ માને છે; દૂરદર્શિતાને અભાવે આ બધાનું અંતિમ પરિણામ તે વિચારી શકતો નથી. ભગવાને ફરમાવ્યું છે કે **खाणी अनत्थाणउ कामभोगा**–કામભોગ એ અનર્થની ખાણ સમાન છે. બીજે ઠેકાણે પણ ભગવાને ફરમાવ્યું છે કે **सव्वे कामा दुहा वहा**–સર્વ કામભોગ દુઃખ નોતરનારા છે; તેથી દીર્ઘ દષ્ટિવાળો કામભોગોથી દૂર રહે છે અને ધર્મના આચારણ દ્વારા શાશ્વત સુખને મેળવે છે. ટૂંકી દષ્ટિવાળાને દામ અને કામ એ બે વસ્તુનું જ મહત્ત્વ

છે અને તેની પાછળ જ તે પોતાનું જીવન પુરું કરે છે. જન્મવું; થોડો વખત જીવવું; ખાવું-પીવું; લડવું, ઝગડવું, હસવું, રડવું; સાચું ખોટું બોલીને પૈસો મેળવવો; બે ચાર સંતાનો પેદા કરવા; અને પછી મરી જવું; શું આ માટે માનવ જીવન સર્જાયેલ છે? શું આવા જીવનને માનવ જીવન કહી શકાય? આવુ જીવન તો કાગડા અને કુતરા પણ જીવે છે, તેમાં માનવ જીવનની મહત્તા નથી.

**સંસાર સ્વયંવર છે**

સંસારમાં બે વસ્તુ છે: પ્રેય અને શ્રેય. ટુંકી દ્રષ્ટિવાળો માણુસ પ્રેયને પસંદ કરે છે, ત્યારે દીર્ઘદ્રષ્ટિવાળો શ્રેયને પસંદ કરે છે. દીર્ઘદ્રષ્ટિવાળાનું ધ્યેય કામ ને દામ નહિ, પરન્તુ રામ હોય છે.

સ્વયંવર મંડપમાં કોને વરવુ તે કન્યા પોતે જ પસંદ કરે છે; તેમ સંસાર પણ સ્વયંવર મંડપ છે. તેમાં શ્રેયને વરવુ કે પ્રેયને વરવું તે મનુષ્યની પોતાની ઇચ્છા પર આધાર રાખે છે. કઠોપનિષદમાં કહ્યુ છે કે **श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस् तौ सम्परीत्य विविनक्ति धीर । श्रेयो हि धीरो ऽभि प्रेयसो वृणीते प्रेयो मंदो योग क्षेमाद् वृणीते ।** માણુસની સામે શ્રેય અને પ્રેય બને આવે છે. દીર્ઘદ્રષ્ટિવાળો મનુષ્ય શ્રેય અને પ્રેય પરત્વે યથાયોગ્ય વિચાર કરે છે અને શ્રેયને શ્રેષ્ટ સમજી ગ્રહણુ કરે છે, ત્યારે અદૂર દ્રષ્ટિવાળો-મંદબુદ્ધિ પુરુષ શ્રેયનો ત્યાગ કરી, પ્રેય એટલે ભોગને પસંદ કરે છે. પ્રેય એટલે માણુસને પ્રિય લાગનારી વસ્તુઓ : ધન, સ્ત્રી, પુત્ર, રાજ્ય, બાગ, બંગલા વગેરે વસ્તુઓ. શ્રેય એટલે માણુસનું હિત કરનારી વસ્તુઓ સત્ય, બ્રહ્મચર્ય, ન્યાય, નીતિ, સદાચાર, જ્ઞાન, પ્રેમ વગેરે તત્ત્વો શ્રેય છે. આ બંને-શ્રેય અને પ્રેય માનવીને પોતાના તરફ ખેંચી રહેલ છે,

જે શ્રેયને સ્વીકારે છે તે વિકાસ સાધે છે અને જે પ્રેયને સ્વીકારે છે તે અવનતિ તરફ પ્રયાણ કરે છે!

## આજની પરિસ્થિતિ

આજકાલ તમે જોશો તો ઘણા માણસોની આંખે ચશ્મા ચડાવેલા હશે. એનું કારણ એ છે કે આજે લોકોને Short sight–ટુંકી દૃષ્ટિનો રોગ લાગુ પડયો છે! તેથી ઘણાઓને ચશ્મા રાખવા પડે છે. આંખોને જેમ Short sight નો રોગ લાગુ પડયો છે તેમ માણસના હૃદયને પણ 'શોર્ટ સાઇટ' અર્થાત્ ટુંકી દૃષ્ટિનો રોગ લાગુ પડયો છે તેથી તેઓ શ્રેયનો રસ્તો છોડી પ્રેયને પંથે જઇ રહ્યા છે.

## એકમાં છે પરાધીનતા, બીજામાં સ્વાધીનતા

પૌદ્ગલીક સુખ એટલે પ્રેય અને આત્મિક સુખ એટલે શ્રેય પ્રેયની સાધનામા પાચ દોષો રહેલા છે પ્રેમ પરાધીન છે, વિનાશક છે, વિષમ છે, બાધા સહિત છે અને બંધનના હેતુરૂપ છે, ત્યારે શ્રેય સ્વાધીન છે, અવિનાશક છે, અવિષમ છે, નિરાબાધ છે અને મુક્તિના હેતુરૂપ છે. ધન, વૈભવ, ભોગ, ઐશ્વર્ય મેળવવું એ સ્વાધીનતાની વાત નથી, પણ ક્ષમા, શાતિ, પ્રેમ, ઉદારતા વગરે ગુણો મેળવવા એ સ્વાધીનતાના વાત છે. જો ધન વૈભાવાદિ પ્રેય વસ્તુ મેળવવામા પરાધીનતા ન હોત તો તેને ઇચ્છનાર સર્વને તે પ્રાપ્ત થાત, પરન્તુ તેમ થતુ નથી, સર્વ કોઇ 'પ્રેય' ઇચ્છતા હોવા છતા અને તે માટે રાત્રિ દિવસ પુરુષાર્થ કરવા છતાં કેટલાં યે માણસો ધન અને વૈભવ વિનાના જ રહે છે, તેથી સ્પષ્ટ સમજાય છે કે પ્રેય મેળવવુ એ સ્વાધીનતાની વાત નથી. કોઈ માણસ ઇચ્છે કે મારે આજ દસ રૂપીઆ મેળવવા છે, પરન્તુ ઇચ્છા કરવાથી તેને તેટલા રૂપીઆ મળી જતા નથી; તેને તેટલા રૂપીઆ મળે અને ન પણ મળે, પરન્તુ તે ઇચ્છે કે આજે મારે દસ કલાક

ક્ષમા રાખવી છે, તો તે તેમ કરી શકશે. કેમ કે તે તેના હાથની વાત છે. આ રીતે પ્રેયમા પરાધીનતા છે, શ્રેયમાં છે સ્વાધીનતા.

## એક છે વિનાશી, બીજું છે અવિનાશી

પ્રેયમાં બીજો દોષ વિનાશીપણાનો રહેલો છે. ધન, વૈભવ વગેરે પ્રેય વસ્તુઓનું બાહ્ય સુખ વિનાશી છે, ત્યારે પ્રેમ, મૈત્રી, પ્રમોદ, કરૂણા વગેરે શ્રેય વસ્તુઓનું આત્મિક સુખ અવિનાશી છે. પ્રેયનું સુખ વસ્તુનિષ્ટ છે, ત્યારે શ્રેયનું સુખ આત્મનિષ્ટ છે. વસ્તુઓ વિનાશી છે, તેથી વસ્તુમાં માનેલું સુખ પણ વિનાશી છે, વસ્તુના વિનાશ સાથે, તેથી મળતા સુખનો પણ નાશ થાય છે. એક બાળક રડતું હોય અને તમે તેને રમકડું આપો તો તે આનંદથી નાચવા મંડે છે, પણ તે કેટલા વખત માટે! રમકડું ભાંગે કે તુરત જ બાળક પહેલાં કરતાં પણ વધારે રડવા લાગે છે. તેટલા સમયમાં ક્યાં ગયો તેનો આનંદ અને ક્યાં ગયો તેનો નાચ! એ આનંદ અને એ સુખ વસ્તુનિષ્ટ હોવાથી, વસ્તુના નાશની સાથે નાશ પામે છે. રમકડાનો નાશ થતાં જ બાળકે રમકડામા માનેલું સુખ પણ નાશ પામે છે. આ રીતે પ્રેયનું સુખ વસ્તુનિષ્ટ હોવાથી વિનાશી છે, ત્યારે શ્રેયનું સુખ આત્મનિષ્ટ હોવાથી અને આત્મા અવિનાશી હોવાથી, તે સુખ પણ અવિનાશી છે. આમ છતાં ટુંકી દૃષ્ટિવાળા માણસો વસ્તુનિષ્ટ સુખની પાછળ જ પાગલ થઈને ભટકે છે અને પોતાનાં સમય અને શક્તિનો અપવ્યય કરે છે; જ્યારે દીર્ઘદૃષ્ટિવાળો માનવી પ્રેયના સુખને પરાધીન અને વિનાશી સમજીને તેનો ત્યાગ કરે છે અને શ્રેયનું સ્વાધીન તેમજ અવિનાશી સુખ મેળવવા પ્રયાસ કરે છે.

## માં છે ભય, બીજામાં છે નિર્ભયતા

પ્રેયનું સુખ બાધા સહિત છે, ત્યારે શ્રેયનું સુખ નિરાબાધ પ્રેયના સુખને વિષ મિશ્રીત મોદકની ઉપમા આપવામાં આવી

છે. માણસ વધારે પડતું ખાય તો તેને અપચાનો ભય રહે છે; વધારે પડતાં નાટક-સિનેમાદિ જુએ તો નેત્ર રોગનો ભય રહે છે. ભર્તૃહરિએ ઠીક જ કહ્યું છે કે ભોગે રોગ ભયં-ભોગમાં રોગનો ભય છે, એટલે પ્રેયનું સુખ બાધા સહિત છે, ત્યારે શ્રેયના સુખમાં બાધા નથી. અહિંસા, સત્ય, આદિ નિરાબાધ છે!

## એકમાં છે બંધન, બીજામાં છે મુક્તિ

પ્રેયનું સુખ વિષમ છે. ધન, વૈભવ, સત્તા, ઐશ્વર્ય, આદિ પ્રેય વસ્તુઓ મેળવવા માટે બીજાના હક ઉપર તરાપ મારવી પડે છે; તેથી તેમાં વિષમતા રહેલી છે, ત્યારે મૈત્રી, પ્રમોદ, કરુણાદિની સાધના કરનાર શ્રેય પથીને કોઈ પાસેથી કશું છિનવી લેવાનું હોતું નથી, તેથી શ્રેય અવિષમ છે. પ્રેયની પ્રાપ્તિ બંધનો હેતુ છે, ત્યારે શ્રેયની પ્રાપ્તિ મુક્તિનો હેતુ બને છે. પ્રેયપથી દિવસે ને દિવસે બંધથી વધારે ને વધારે જકડાતો જાય છે, ત્યારે શ્રેયપંથી દિવસે ને દિવસે મુક્તિના માર્ગમાં પ્રગતિ સાધતો જાય છે.

## એક છે આત્મગુણ નાશક, બીજું છે વર્ધક

પ્રેય સાધકના તમામ આત્મગુણો નાશ પામે છે, ત્યારે શ્રેયને માર્ગે તેનો વિકાસ થાય છે એક અનુભવી તત્ત્વજ્ઞ કહે છે કે, Pleasure's couch is virtue's grave-પ્રેય એ શ્રેયની કબર સમાન છે, તેથી શ્રેય સાધકે તેના રસ્તામાં ક્યાંય પણ પ્રેય આવી જાય તો તેને ખોટો સમજીને ફગાવી દેવું જોઈએ

## એક છે શાપરૂપ, બીજું છે આશીર્વાદરૂપ

પ્રેય સાધકો સંસારમાં અશાંતિ ઉત્પન્ન કરે છે, ત્યારે શ્રેય સાધકો વિશ્વમાં શાન્તિનું સામ્રાજ્ય સ્થાપે છે. પ્રેય સાધકો જગત માટે શાપરૂપ મનાય છે, ત્યારે શ્રેય સાધકો જગત માટે આશીર્વાદ

રૂપ બને છે. પ્રેયની સાધના એટલે અર્થ અને કામની સાધના. શ્રેયની સાધના એટલે મોક્ષ અને ધર્મની સાધના. દીર્ઘ દષ્ટિવાળો પુરુષ ધર્મ અને મોક્ષની સાધના રૂપ શ્રેયને જ પસંદ કરે છે.

## શ્રેયની પસંદગીમાં જ ખરી સમજણ છે

કઠોપનિષદમાં યમ અને નચિકેતાનો સંવાદ આવે છે; નચિકેતાનો પિતા યજ્ઞ કરે છે અને યજ્ઞ પહેલાં દાન આપે છે. નચિકેતા પિતાને કહે છે, 'પિતા, પ્રિય વસ્તુનું દાન એ સાચું દાન છે; હું તમને અત્યંત પ્રિય છું; માટે તમારે બધી વસ્તુઓની સાથે મને પણ દાનમાં આપવો જોઈએ. કહો પિતા, તમે મને કોને દાનમાં આપશો ?'

પુત્રનો આ પ્રશ્ન પિતાને ગમ્યો નહિ; તેથી તે મૌન રહ્યા.

પુત્રે બીજી વાર તે પ્રશ્ન પૂછ્યો, પરન્તુ પિતાએ મૌન જ સેવ્યું.

નચિકેતાએ જ્યારે ત્રીજી વાર આ સવાલ પૂછયો ત્યારે પિતાએ ગુસ્સે થઈને કહ્યું, 'જા, હું તને યમને આપું છું.'

નચિકેતા આ સાંભળીને, યમને ત્યાં ગયો; યમરાજ ઘેર ન હતા; નચિકેતા ત્રણ દિવસ યમરાજાને બારણે ભૂખ્યો તરસ્યો બેસી રહ્યો. ત્રીજે દિવસે યમરાજ આવ્યા, ત્યારે નચિકેતાની વાત સાંભળીને ખુશી થયા અને તેને વરદાન માગવાનું કહ્યું

નચિકેતાએ પહેલું વરદાન માગ્યું કે, 'મારા પિતાને મારા પર ગુસ્સો આવ્યો છે તે ઉતરી જાય'

બીજું વરદાન માગતાં કહ્યું, 'યજ્ઞની અંદર મારા પિતાએ વસ્તુઓનું દાન કર્યું, પરન્તુ પ્રિય વસ્તુનું દાન ન કર્યું અને તેમને જે દોષ લાગ્યા હોય તે મિથ્યા થાય.'

યમે નચિકેતાને ત્રીજું વરદાન માગવાનું કહ્યું નચિકેતાએ

## એકમાં છે અંતે દુઃખ, બીજામાં છે સુખ

બે માણસ મુસાફરીએ નીકળ્યા; બન્ને જુદે જુદે રસ્તે ગયા. બન્ને મુસાફર દશ જોજન ચાલ્યા ત્યારે પહેલા મુસાફરે દશ જોજનને અંતે સુંદર બગીચામાં પ્રવેશ કર્યો. ત્યાં તેને સુંદર રાજણુ વનમાં આરામ કરવાનું મળ્યું. ત્યારે બીજો દશ જોજનને અંતે આવતા મહાન રણમાં દાખલ થયો! બન્ને સરખું ચાલ્યા; બન્નેને સમાન કષ્ટ પડયું; છતાં એક રસ્તે આરામ મળ્યો, સુખ મળ્યું; અને બીજે માર્ગે દુઃખ પ્રાપ્ત થયું!

આ બે માર્ગો છે શ્રેયના અને પ્રેયના. કષ્ટ બન્નેમાં છે, પરન્તુ શ્રેય સાધક કષ્ટો સહન કરીને કંઈક મેળવે છે, ત્યારે પ્રેય સાધક સહન કરીને ગુમાવે છે; તેથી દીર્ઘદષ્ટિવાળો પુરુષ પ્રેયનો ત્યાગ કરે છે અને શ્રેયને ગ્રહણ કરે છે.

## એકમાં છે પસ્તાવો, બીજામાં છે સંતોષ

આ બે માર્ગની પસંદગી પ્રથમથી જ કરવાની રહે છે. જે યથાયોગ્ય પસંદગી નથી કરતો અને ઉતાવળથી પ્રેયને પસંદ કરે છે તેને આખરે પસ્તાવું પડે છે. એક વિદ્વાને કહ્યું છે કે, **If a man take no thought about what is distant, he will find sorrow near at hand-** જે માણસ દૂરનો વિચાર નથી કરતો તેને હાથવેંતમાં જ દુઃખનો ભેટો થાય છે. દીર્ઘદષ્ટિવાળો માણસ જ ફતેહમંદ થાય છે. એક બીજા વિદ્વાને કહ્યું કે, **In life as in chess, fore-thought wins.**

શેતરંજની રમતમાં જેમ આગળથી વિચાર કરનારો જીતે છે તેમ જીવનની રમતમાં પણ દીર્ઘદષ્ટિવાળો જ વિજયવંત બને છે.

માટે શ્રાવકે દીર્ઘદષ્ટિ વાપરી શ્રેયનો માર્ગ પસંદ કરવો જોઈએ અને તે માર્ગે જઈ, આત્માનું શ્રેય સાધવું જોઈએ.

## ૧૫. દાન

### હીરાકણી રૂપ ધર્મ

કૂકડો ઉકરડા પર ચરવા જાય છે; ત્યાં એઠવાડમાંથી દાળ કે ચોખાના દાણા તે વીણીને ખાય છે; તેમાંથી જો તેના મોઢામાં હીરાકણી આવી જાય તો તે ચગળીને ફેંકી દે છે. હીરાકણીનું મૂલ્ય તેને સમજાતું નથી. એઠવાડના દાણા તેને પસંદ છે, પરન્તુ હીરાકણીને નકામી સમજીને તે ફેંકી દે છે. એક હીરાકણીની અંદર હજારોના કોઠારો અનાજ ભરેલું છે, પણ તેનું તેને જ્ઞાન નથી એટલે તે તેને ફેંકી દે છે.

અજ્ઞાની માનવીની કૂકડા જેવી જ સ્થિતિ છે; હીરાકણી જેવા ધર્મને તે ફેંકી દે છે અને ધનાદિ વૈભવના એઠવાડને તે સહર્ષ ગ્રહણ કરે છે. જે ધન વૈભવને અનેક માનવો ભોગવી ગયા છે, જે [illegible] માતાઓને અને જે ધરતીને સેંકડો રાજાઓ ભોગવી ગયા તેને મેળવવા અને ભોગવવા માટે તે તલપાપડ થઈ રહેલ છે, એઠવાડ મેળવીને તે રાજી થાય છે, પરન્તુ ધર્મરૂપ હીરાકણીને નકામી સમજીને, તે ફેંકી દે છે.

શ્રદ્ધા અને વિવેકી પુરુષો હીરાકણી સમાન ધર્મની કિંમત જાણે છે અને ધર્મ મેળવવા ખાતર એઠવાડ સમ ધન વૈભવને લાત મારે છે.

હીરાકણી સમ ધર્મ આગારધર્મ અને અણગાર ધર્મના બે ભેદ છે. આગાર ધર્મ એટલે શ્રાવક ધર્મ. [illegible] ધર્મના [illegible]

ગુણો ફરમાવવામાં આવેલ છે—તેમાં દાન પંદરમો ગુણ છે.

**પંદરમો ગુણ : દાન**

સૂર્ય વિશ્વના તિમિરને હરણ કરે છે અને વિશ્વમાં પ્રકાશ ફેલાવે છે. એ જ પ્રમાણે જ્ઞાની પુરુષો કહે છે કે દાનથી આત્માના તિમિરનો નાશ થાય છે, આત્મામાં સત્યનો પ્રકાશ ફેલાય છે. અંતર તિમિરને હરણ કરવા માટે દાન સૂર્ય સમાન છે. કલિયુગનો મહાન ધર્મ દાન જ છે. ભોગનું પરિણામ વિનાશ છે, ત્યારે દાનનુ પરિણામ અમરત્વ છે. ખેડુત ધાન્ય વાવે છે; વ્યાપારી વ્યાપારમાં ધન રોકે છે. આ બંને ધાન્ય કે ધનનો ત્યાગ કરે છે, પરન્તુ તે ત્યાગમા તેમનો સ્વાર્થ રહેલો છે; તે ત્યાગમાં વધારે મેળવવાની આશા રહેલી છે; દાનમાં પણ એક રીતે જોઇએ તો સ્વાર્થ તો રહેલો જ છે; તેમાં કરોડો ગણુ મેળવવાની ખાત્રી રહેલી છે.

**શ્રેષ્ઠ રોકાણ દાનમા છે**

ખેડુત ખેતરમાં ધાન્ય વાવે તેને તમે ડાહ્યો ગણતા હો, વ્યાપારી વ્યાપારમાં મૂડી રોકે તેને તમો દીર્ઘ દષ્ટિ ભરેલ ગણતા હો તો જે પોતાની સંપત્તિ દાનમા વાપરે તેને સૌથી વધારે ડાહ્યો અને દીર્ઘ દષ્ટિવાળો તમારે કહેવો જોઇશે; કેમ કે ખેતરમાં ધાન્ય વાવવાથી અમુક ગણુ વધારે ધાન્ય પ્રાપ્ત થાય છે, વ્યાપારમા ધન રોકવાથી પણ તેમાં વધારો થાય છે, પરન્તુ દાનમાં ધન વાપરવાથી તેનો અનેક ગણો બદલો મળે છે, તો પછી એવો કયો મૂર્ખ માણસ હોય-જે પોતાની સંપત્તિનો પરોપકારના કામમાં સદુપયોગ ન કરે? દાનમાં આપેલી સંપત્તિ સ્વર્ગના ખજાનામાં જમા થાય છે અને કરોડો ગણી વધારે થઇ પાછી મળે છે.

શાલીભદ્રનું જીવન તો આપ જાણતા હશો; તેમની પાસે અખૂટ ન રાશી હતી; તેમના ધન વૈભવથી રાજા મહારાજા પણ અંજાઇ

જતા હતા; તેમનો વૈભવ જોવા રાજા શ્રેણીક પણ તેમના મહેલે ગયા હતા. આટલો ધન વૈભવ તેમને કયે કારણે મળ્યો હતો! પૂર્વ જન્મમાં તેમણે મુનિરાજને ખીરનું દાન આપ્યું હતું અને તેના ફળસ્વરૂપે જ તેમને રાજા-મહારાજાને પણ આંજી નાખે તેવી ઋદ્ધિની પ્રાપ્તિ થઈ હતી. એક થાળી જેટલી ખીરનું દાન કરવાથી, તેમને કરોડ ગણી સમૃદ્ધિ મળી! આ દૃષ્ટિએ દાન કરવામાં ગુમાવવાનું નથી, પણ અનેક ગણું મેળવવાનું જ છે.

## સર્વ ગુણો ઉદારતા પર અવલંબે છે

સર્વ સદ્ગુણોની શરૂઆત દાનથી જ થાય છે: જે મનુષ્યમાં ઉદારતાનો ગુણ નથી તો તે મનુષ્યમાં બીજો કોઈ ગુણ ખીલી શકતો નથી. સંકુચિત મનમાં અન્ય ગુણો પણ સંકોચાય છે. દાન એ અન્ય સદ્ગુણોનો વિકાસ કરવાની કમગત છે. જેનામાં તે ગુણ નથી તે માનવનું જીવન કીડા જેવું ક્ષુદ્ર અને તુચ્છ છે. અન્ય ગુણો જેમનામાં હોય તે માનવીનું જ કલ્યાણ કરે છે, પણ દાનનો ગુણ તો સ્વ તેમજ પર બંનેને હિતકારી છે. તીર્થંકર ભગવાનના હૃદયમાં જ્યારે આત્મકલ્યાણની ભાવના જાગે છે, ત્યારે તેઓ સંસારને માર્ગદર્શન કરવા માટે સર્વ પ્રથમ દાન ધર્મનો પ્રારંભ કરે છે. આ રીતે દાન આત્મકલ્યાણ માટેનો પ્રથમ મર્મ છે.

## વહેણમાં પવિત્રતા છે, બંધમાં દુર્ગંધ

ગૃહસ્થ પાસે જે કંઈ સાધન સામગ્રી હોય તેનો ઉપયોગ બીજા માટે ખુલ્લો હોવો જોઈએ. તન, મન અને ધન બીજા માટે અર્પવું તેને દાન કહે છે. તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે, अनुग्रहार्थं स्वस्यातिसर्गो दानम् । બીજા પર અનુગ્રહ કરવા માટે, પોતાની કોઈ વસ્તુનો ત્યાગ કરવો તે દાન છે. શરીરથી કોઈની સેવા કરવી, બુદ્ધિથી કોઈને માર્ગદર્શન કરવું કે કોઈને [illegible] કરવી તે સર્વ પ્રકારો દાનમાં આવે છે. [illegible]

ગુણો ફરમાવવામા આવેલ છે—તેમાં દાન પંદરમો ગુણ છે.

**પંદરમો ગુણ : દાન**

સૂર્ય વિશ્વના તિમિરને હરણુ કરે છે અને વિશ્વમા પ્રકાશ ફેલાવે છે. એ જ પ્રમાણે જ્ઞાની પુરુષો કહે છે કે દાનથી આત્માના તિમિરનો નાશ થાય છે, આત્મામાં સત્યનો પ્રકાશ ફેલાય છે. અતર તિમિરને હરણુ કરવા માટે દાન સૂર્ય સમાન છે. કલિયુગનો મહાન ધર્મ દાન જ છે. ભોગનું પરિણામ વિનાશ છે, ત્યારે દાનનું પરિણામ અમરત્વ છે. ખેડુત ધાય વાવે છે; વ્યાપારી વ્યાપારમા ધન રોકે છે. આ બંને ધાન્ય કે ધનનો ત્યાગ કરે છે, પરન્તુ તે ત્યાગમાં તેમનો સ્વાર્થ રહેલો છે; તે ત્યાગમા વધારે મેળવવાની આશા રહેલી છે; દાનમાં પણ એક રીતે જોઇએ તો સ્વાર્થ તો રહેલો જ છે; તેમા કરોડો ગણુ મેળવવાની ખાત્રી રહેલી છે.

**શ્રેષ્ટ રોકાણ દાનમા છે**

ખેડુત ખેતરમાં ધાન્ય વાવે તેને તમે ડાહ્યો ગણુતા હો, વ્યાપારી વ્યાપારમાં મૂડી રોકે તેને તમો દીર્ઘ દૃષ્ટિ ભરેલુ ગણુતા હો તો જે પોતાની સંપત્તિ દાનમા વાપરે તેને સૌથી વધારે ડાહ્યો અને દીર્ઘ દૃષ્ટિવાળો તમારે કહેવો જોઇશે; કેમ કે ખેતરમાં ધાન્ય વાવવાથી અમુક ગણુ વધારે ધાન્ય પ્રાપ્ત થાય છે; વ્યાપારમાં ધન રોકવાથી પણ તેમાં વધારો થાય છે, પરન્તુ દાનમાં ધન વાપરવાથી તેનો અનેક ગણો બદલો મળે છે, તો પછી એવો કયો મૂર્ખ માણુસ હોય-જે પોતાની સપત્તિનો પરોપકારના કામમાં સદુપયોગ ન કરે? દાનમાં આપેલી સંપત્તિ સ્વર્ગના ખજાનામાં જમા થાય છે અને કરોડો ગણી વધારે થઇ પાછી મળે છે.

શાલીભદ્રનું જીવન તો આપ જાણુતા હશો; તેમની પાસે અખૂટ ધન રાશી હતી; તેમના ધન વૈભવથી રાજા મહારાજા પણુ અંજાઇ

જતા હતા; તેમનો વૈભવ જોવા રાજા શ્રેણીક પણ તેમના મહેલે ગયા હતા. આટલો ધન વૈભવ તેમને કયે કારણે મળ્યો હતો? પૂર્વ જન્મમાં તેમણે મુનિરાજને ખીરનું દાન આપ્યું હતું અને તેના ફળસ્વરૂપે જ તેમને રાજા-મહારાજાને પણ આંજી નાખે તેવી ઋદ્ધિની પ્રાપ્તિ થઇ હતી. એક થાળી જેટલી ખીરનું દાન કરવાથી, તેમને કરોડ ગણી સમૃદ્ધિ મળી! આ દષ્ટિયે દાન કરવામાં ગુમાવવાનું નથી, પણ અનેક ગણું મેળવવાનું જ છે.

## સર્વ ગુણો ઉદારતા પર અવલંબે છે

સર્વ સદ્ગુણોની શરૂઆત દાનથી જ થાય છે; જે મનુષ્યમાં ઉદારતાનો ગુણ નથી હોતો તે મનુષ્યમાં બીજો કોઇ ગુણ ખીલી શકતો નથી. સંકુચીત મનમાં અન્ય ગુણો પણ સંકોચાય છે. દાન એ અન્ય સદ્ગુણોનો વિકાસ કરવાની કસરત છે. જેનામાં તે ગુણ નથી તે માનવનું જીવન કીડા જેવું ક્ષુદ્ર અને તુચ્છ છે. અન્ય ગુણો જેમનામાં હોય તે માનવીનું જ કલ્યાણ કરે છે, પણ દાનનો ગુણ તો સ્વ તેમજ પર બંનેને હિતકારી છે. તીર્થંકર ભગવાનના હૃદયમાં જ્યારે આત્મકલ્યાણની ભાવના જાગે છે, ત્યારે તેઓ સંસારને માર્ગદર્શન કરવા માટે સર્વ પ્રથમ દાન ધર્મનો પ્રારંભ કરે છે. આ રીતે દાન આત્મકલ્યાણ માટેનો પ્રથમ ધર્મ છે.

## વહેણમાં પવિત્રતા છે, બંધમાં દુર્ગંધ

ગૃહસ્થ પાસે જે કંઇ સાધન સામગ્રી હોય તેનો ઉપયોગ બીજા માટે ખુલ્લો હોવો જોઇએ. તન, મન અને ધન બીજા માટે ખર્ચવું તેને દાન કહે છે. તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે, **अनुग्रहार्थं स्वस्याति-सर्गो दानं।** બીજા પર અનુગ્રહ કરવા માટે, પોતાની કોઇ વસ્તુનો ત્યાગ કરવો તે દાન છે. શરીરથી કોઇની સેવા કરવી, બુદ્ધિથી કોઇને માર્ગદર્શન કરવું યા કોઇને ધનથી મદદ કરવી તે સર્વ પ્રકારો દાનમાં આવે છે. 'અમારૂં

ઓછું થઈ જશે' એવી ભ્રમણાથી ઘણા કૃપણ માણસો કોઇને કશું આપતા નથી, પણ ખરું જોતાં આપવાથી કશું ઓછું થતું નથી.

એક કવિએ કલ્પના કરી છે કે એક વાર એક નદી વહી જતી હતી. વહેતી નદીની પાસે જરા દૂર એક ખાબોચીયું હતું. ખાબોચીયાએ નદીને કહ્યું, 'અરે, તું કેટલી મૂર્ખ છે! તારૂં આટલુ બધું પાણી તું સમુદ્રમાં ઠાલવે છે અને સમુદ્રને તો તેની કાંઇ કિંમત નથી! માટે તું પાણી સાચવી રાખીશ, તો તને ભવિષ્યમાં ઉપયોગી થશે.'

નદીએ સ્મિત કર્યું અને પોતાને રસ્તે ચાલતી થઇ. ખાબોચીયાએ પોતાનું ડહાપણ વાપર્યું અને એક ટીપું પણ વહેવા દીધું નહિ. પરિણામ એ આવ્યું કે નદી હમેશા આપ્યા કરતી હતી તેથી તેનું પાણી સ્વચ્છ રહ્યું અને ખાબોચીયાએ એક ટીપું પણ વહેવા દીધું નહિ, તેથી તેનું પાણી દુર્ગંધ મારવા લાગ્યું, એટલુ જ નહિ પરન્તુ નદીની જલરાશી અખૂટ રહી અને ખાબોચીયાનું પાણી તો વરાળ થઇને અદ્ધર જતું રહ્યું!

નદી અને ખાબોચીયા પરથી અમૂલ્ય બોધ મળે છે. નદીની જેમ હંમેશા જે આપ્યા જ કરે છે તેની ધનરાશી અખૂટ રહે છે અને તે આત્મિક ગુણના ખજાનામાં વૃદ્ધિ કરે છે, પણ જે કૃપણ ધનને સાચવી રાખે છે તેનું ધન ખાબોચીયાના પાણીની જેમ નાશ પામે છે.

## દાન આપવાથી ઘટતું નથી, વધે છે

દાન આપવાથી વસ્તુ ઘટતી નથી, પણ વધવા પામે છે. કુવામાંથી પાણી ગમે તેટલું કાઢો તો પણ તેની જગ્યાએ નવું પાણી આવે છે, તેવી જ રીતે સંપત્તિનો સદુપયોગ કરવાથી,

તે પુનઃ પ્રાપ્ત થાય છે. કુવાનું પાણી કાઢવામાં ન આવે તો નવુ પાણી આવતું નથી અને જુનું પાણી સડવા માંડે છે; તેવી જ રીતે સંપત્તિનો સદ્‌વ્યય ન થાય તો નવી લક્ષ્મી પ્રાપ્ત થતી નથી અને જુની પણ ઘટતી જાય છે.

ગાયને દોહીને દૂધ કાઢવામા ન આવે તો ગાય દૂધ આપતી બંધ થઇ જાય છે. છોડ ઉપરથી પુષ્પ ઉતારવામાં ન આવે તો નવા પુષ્પો ઉગી શકતાં નથી; તેવી જ રીતે જુનું વાપર્યા વિના નવીનતાની પ્રાપ્તિ થતી નથી.

## વપરાય છે તે જ ઉપયોગી થવાનું છે

જમીનમા દાટેલું ધન જમીનમા જ રહી જવાનું છે અને તિજોરી કે બેંકમાં મૂકેલાં ધનની પણ તે જ સ્થિતિ થશે, પણ દાનમાં વાપરેલું ધન જ સાથે આવશે એક ગામમા બે શ્રીમન્ત ભાઇઓ રહેતા હતા; તેમા મોટો ભાઇ ઉદાર દિલનો હતો અને નાનો ભાઇ કંજુસ હતો. મોટો ભાઇ હમેશા પોતાના ધનનો સદ્‌વ્યય કરતો હતો. ગરીબો, નિરાધારો, વિધવાઓ, વિદ્યાર્થીઓ અને મુંગા પશુઓ માટે તે પોતાના ધનનો ઉપયોગ કરતો હતો. નાનો ભાઇ સારા કામમાં કદી એક દમડી પણ ખર્ચતો નહિ. એક વખતે મોટો ભાઈ બહુ બિમાર પડયો, તેની બચવાની જરા પણ આશા રહી નહિ. તેણે સર્વના હિસાબનો ચોખ કરવા માંડયો. નાના ભાઇને પણ તેણે કહ્યુ કે, 'મારી પાસે કંઈ લેણું હોય તો બોલજે.'

નાનાભાઇએ કહ્યું કે, 'ભાઇ, તમારી પાસે હું કંઇ માગતો નથી, પણ તમારા આઠ આના મારી પાસે લેણા છે; તે હું હમણાં આપી જાઉં છું.'

મોટા ભાઇએ જવાબ આપ્યો, 'ભાઈ, હું તો હવે જાઉં છું એ આઠ આના તો તુ સ્વર્ગમાં આવ ત્યારે લેતો આવજે.'

નાના ભાઇએ કહ્યું, 'એ કેમ બને ?'

મોટા ભાઇએ નાના ભાઇને વ્યંગમાં કહ્યું, 'અરે! તારા લાખો રૂપીઆ તું સાથે લઈ જવાનો છે, તો શું મારા આઠ આના સાથે નહિ લાવી શકે! એમાં તને શું ભાર લાગી જવાનો છે!!'

નાના ભાઈએ ખરી વસ્તુ સમજતાં કહ્યુ : 'ભાઈ, ત્યાં આ કાંઈ થોડુ સાથે લઈ શકાય છે?'

મોટા ભાઇએ નાના ભાઇને શિખામણ આપતા કહ્યું, 'જો ભાઈ, અહી તો આપણે થોડો વખત રહેવાનુ છે, જ્યારે ત્યાં તો લાંબો વખત રહેવાનું છે. આટલા ટૂંકા જીવન માટે આપણે આટલી બધી તૈયારી અને આટલો બધો સંગ્રહ કરીએ છીએ, તો જ્યાં લાંબો સમય રહેવાનુ છે તે માટે કેટલી બધી તૈયારી કરવી જોઈએ? તે માટે કેટલી તૈયારી કરી છે તે સૌએ વિચારવું જોઇએ. જે પૈસો અહી દાનમા ખર્ચ્યો છે તે પૈસો જ ત્યાં ઉપયોગી થવાનો છે અને જે તિજોરીમા પડેલો છે તે ત્યાં જ પડી રહેવાનો છે.'

નાનો ભાઈ મોટા ભાઇની વાત સમજી ગયો અને તે દિવસથી તે ઉદાર બની ગયો; પોતાના પૈસાનો તેણે પરમાર્થમાં ઉપયોગ કરવા માંડયો.

ઉપરના દાખલા પરથી સમજી શકાશે કે માણસ જે સાચવી રાખે છે તે તેનુ નથી, પણ જે આપ્યું તે જ તેનું છે. સોલન નામનો તત્ત્વજ્ઞાની કહે છે કે, જે ગરીબોને આપે છે તે પ્રભુને ધીરે છે. આમ દાન આપવું એ સદ્ધર બેંકમાં મુકવા જેવું છે.

એક વિદ્વાને કહ્યું છે કે, 'They who scatter with one hand gather with two Nothing multiplies

so much as kindness. વિશ્વમા દાન જેટલી બીજી કોઈ વસ્તુનો ગુણાકાર થતો નથી. દાનનું ફળ અનેક ગણું થઇને પ્રાપ્ત થાય છે.

શ્રાવક ઉદાર દિલનો હોવો જોઈએ. તેને આગણે આવેલો કદી કોઇ ખાલી હાથે જાય નહિ.

## કંજુસને બાવળની ઉપમા

દાનીનું નામ લોકો સવારે ઉઠીને યાદ કરે છે, પરન્તુ કંજુસનું નામ ભૂલેચૂકે લેવાઈ જાય તો લોકોને તે દિવસ સારી રીતે પસાર થવાની દહેશત રહે છે. કંજુસ બાવળના ઝાડ જેવો છે. બાવળન ફળ, ફૂલ કે પાંદડાં કાંઈ પણ ઉપયોગમાં આવતા નથી, એટલું જ નહિ પણ તેની છાયા પણ કામમાં આવતી નથી; કેમ કે તેની છાયા નીચે બેસનારને શૂળો ભોંકાય છે. કંજુસનુ પણ આવુ છે. તેના ધન, ધાન્ય, વસ્ત્ર, મકાન, આદિ કાંઈ પણ સાધન સામગ્રી કોઈના કામમાં આવી શકતા નથી અને તેનો આશ્રય લેવા જનારને પણ તેના કર્કશ શબ્દો રૂપી તીક્ષ્ણ કાટાઓ વાગે છે ! તેથી શ્રાવકે કજુસાઇ ત્યાગવી જોઇએ અને ઉદારતાના ગુણુને ખીલવવો જોઇએ.

## કંજુસને અન્ય ઉપમા

કંજુસને ઉનાળાના વાદળાની ઉપમા આપવામાં આવી છે. ઉનાળાના વાદળા પાણીથી ભરેલાં હોય છે, પરન્તુ તેમાંથી એક છાટો પણ તેઓ વરસાવતા નથી અને ગરમીમાં વધારો કરે છે.

તેમ કૃપણ માણુસ પણુ પોતાની પાસે લક્ષ્મી હોવા છતા તેમાંથી એક કોડી પણ વાપરી શકતો નથી અને દ્રવ્યના સરંક્ષણુની ચિંતામાં મુંઝાયા કરે છે તથા સમાજમા તંગીની વૃદ્ધિ કરે છે.

ઉદાર દિલના માણસો ચોમાસાના વાદળા જેવા લેખાય છે.

ચોમાસાનાં વાદળા બધું પાણી વરસાવી દે છે તેમ ઉદાર માણસો પણ પોતાની બધી સંપત્તિ બીજાને સમર્પિત કરી દે છે. શ્રાવકે પણ આવા ઉદાર દિલના બનીને દાનનો ગુણ ખીલવવાનો છે.

શ્રાવકની લક્ષ્મી તિજોરીમાં પુરાયેલી ન રહે પણ વિદ્યાલય, અનાથાલય, ઔષધાલય, વગેરે માનવ રાહતના કાર્યમાં ફરતી હોય. આ સર્વ પ્રકારનું દાન માનવ સમાજનું કલ્યાણ કરવાની કામનાથી થશે તો જ ફલીભૂત થઈ શકશે. જો મનુષ્ય કીર્તિ-કામનાથી દાન કરતો હશે તો તે બળેલું બીજ વાવવા સમાન નિરર્થક નિવડશે

**દ્રવ્ય સંગ્રહ બિનજરૂરી છે**

ઘણા માણસો વિચારે છે કે દ્રવ્ય સંગ્રહવાની જરૂર છે, કે જેથી તે ભવિષ્યમાં ઉપયોગી થાય; પરન્તુ આ માન્યતા બરાબર નથી. ખરી વાત તો એ છે કે શાતાનો ઉદય હોય તો ગમે ત્યાંથી અનુકૂળ સંયોગો મળી આવે છે અને અશાતાનો ઉદય હોય તો ગમે તેટલા પ્રમાણમા અનુકૂળતા કરી રાખી હોય તો પણ તેને સ્થાને પ્રતિકૂળતાઓ આવીને ઊભી રહે છે.

એક રાજા બહુ જ દાનવીર હતો. દાન દેવામાં તે પાછું વાળીને જોતો નહિ. 'Give without a thought'-કંઈપણ વિચાર કર્યા વગર આપ્યે રાખો, એ સૂત્રને અનુસરનારો તે હતો. પ્રધાનને થયું કે જો રાજા આમ ને આમ દાન આપ્યા કરશે તો ખજાનો ખાલી થઈ જશે, એટલે તેણે રાજાના શયનગૃહમાં લખ્યું કે, **आपदार्थं धनं रक्षेत् ।** રાજાએ આ વાકય વાંચ્યું, એટલે તેણે તેની નીચે લખ્યું કે, **भाग्यवंतः क्वचापदः ।** અર્થાત્ ભાગ્યવાનને આપત્તિ આવતી નથી.

પ્રધાને તે વાકય વાંચ્યું અને તેણે ફરીથી લખ્યું, **कदापि**

કુપિતો દૈવઃ। અર્થાત્ કદાચિત ભાગ્ય ફરી જાય ત્યારે દ્રવ્ય, સાચવી રાખ્યું હોય તો કામ આવે.

રાજાએ તે વાક્ય નીચે લખ્યું, 'સંચિતોપિ વિનશ્યતિ'। અર્થાત્ ધન એકઠું કરી રાખ્યું હોય પણ ભાગ્ય ફરે ત્યારે સંચિત દ્રવ્ય પણ નાશ પામે છે; તો પછી દ્રવ્યનો સંચય શા માટે કરવો જોઇએ? 'ભવિષ્યમાં કામ લાગશે' એમ ધારીને સારા કામમાં પણ પૈસાનો ઉપયોગ ન કરનારે રાજાની વિચાર સરણી અપનાવવા જેવી છે.

દાન દેવા માટે કોઈ વિશેષ પરિસ્થિતિની રાહ ન જોવી જોઈએ, પરન્તુ ચાલુ પરિસ્થિતિમાં જ શક્ય તેટલું આપતા રહેવું જોઈએ.

## દાન અને સંચયવૃત્તિનાં પરિણામ

સાચું સુખ સંગ્રહ કરવામાં નથી, પણ બધું વિખેરી નાખવામા છે. માણસ જંગલમાંથી પસાર થાય છે, ત્યારે લીલાછમ હરિયાળા ખેતરો તેની નજરે ચઢે છે. તે જોઇને માણસની આંખો બે ઘડી ઠરી જાય છે. ખેડુત લીલાછમ ખેતરોને જોઇને પુલકિત થાય છે, પરન્તુ આ બધું રળિયામણું કેવી રીતે બન્યું તે તમો જાણો છે?

ખેડુને પોતાની પાસે જે અનાજ હતું તે ખેતરમાં વિખેરી દીધું તેથી ખેતર રળિયામણું બન્યું, જો તેણે તેમ ન કર્યું હોત અને કોઠીમાં અનાજ ભરી રાખ્યું હોત તો તે સડી જાત અને તેમાં કીડા પેદા થાત, તે દુર્ગંધ મારવા લાગત અને ઘણાઓને અનાજના અભાવે ભૂખે મરવું પડત!

આવું જ દાન અને સંચયવૃત્તિનું પરિણામ આવે છે; દાનથી સમાજ ખીલી નીકળે છે, ત્યારે સંચયવૃત્તિથી કીડા અને દુર્ગંધ ઉત્પન્ન થાય છે. અનાજના સંગ્રહથી જે કીડા અનાજમાં પેદા

થાય છે તે તો અનાજને જ ખાઈ જાય છે, પણ ધનના સંચયથી પેદા થતા કીડા માત્ર ધનને જ નહિ, પરન્તુ ધનવાનને પણ ખાઈ જાય છે. ધનના સંચયથી થતા કીડા ધનવાનને, તેના શરીરને, તેના મગજને, તેની બુદ્ધિને, તેની નીતિને, તેના ધર્મને અને છેવટે આખા સમાજને ખાઇ જાય છે. અસત્ય, અનીતિ, અન્યાય, અપ્રમાણિકતા, લોભ, તૃષ્ણા, દ્વેષ, ઈર્ષા, અહંતાના કીડાઓ આવું અનિષ્ટ પરિણામ લાવે છે, તેથી શ્રાવકે સંગ્રહવૃત્તિનો ત્યાગ કરીને, દાન અને ઉદારતાના ગુણને ખીલવવો જોઇએ.

**સાચો ધનવાન**

સંત તુકારામના શબ્દોમાં કહીએ તો જેનું ધન અને ધાન્ય લોકોના ઘર ઘરમાં ભરેલું હોય, જેને તેની આસપાસની જનતા ચાહતી હોય તે જ સાચો ધનવાન છે; જેને લોકો ચાહતા નથી તે તો ભિખારી છે.

કબીરજીએ કહ્યું છે કે,

**પાની બાઢો નાવમેં, ઘર મેં બાઢો દામ;**
**દોનોં હાથ ઉલીચિએ, યહી સયાનો કામ.**

નાવમાં પાણી ભરાઈ જાય તો માણુસ તેને એક હાથથી નથી કાઢતો, પણ બંને હાથથી બહાર ફેંકે છે; તેમ ઘરમાં વધેલા ધનને પણ બંને હાથથી બહાર ફેંકી ઘરને બચાવી લેવું જોઇએ. જો લેનાર કોઈ મળે તો તેનો ઉપકાર માનવો જોઇએ.

ફુટબોલની જેમ ધનની રમત થવી જોઇએ. ફુટબોલ કોઈ પોતાની પાસે નથી રાખતું પણ તે જેની પાસે જાય છે તે તેને ફેંકી દે છે. પૈસાને પણ મનુષ્યે આ રીતે ફેંકતા રહેવું જોઇએ. સમાજની અંદર પૈસો વહેતો રહેશે તો જ સમાજ રૂપી શરીરનું આરોગ્ય ટકી શકશે.

સંસ્કૃતમાં પૈસાને દ્રવ્ય કહેવામાં આવે છે. દ્રવ્ય એટલે વહેવું.

જો ધન સ્થિર રહે તો સ્થિર પાણીની જેમ ગધાય છે, માટે દાનમાં તેનો હમેશા સદુપયોગ કરતાં રહેવું જોઇએ.

**દાનનો સરળ માર્ગ**

ગરીબોને મદદ કરવી એ શ્રીમન્તો માટે રમત છે. હાથી મણભર ખાય છે; તેમાથી એક કોળીઓ નીચે પડી જાય તો તે કોળીઆમાંથી હજારો કીડીઓ પેટ ભરે છે, પરન્તુ તે કોળીઓ પડી જવાથી હાથીનું કંઇ ઓછું થતું નથી, તેમ શ્રીમન્તો પણ પોતાનું નકામું–બિનજરૂરી ખર્ચ ઓછું કરે અને તે રકમ ગરીબોને દાનમા આપે તો તેથી શ્રીમન્તોને કંઈ જણાશે નહિ અને ગરીબોને ઘણી રાહત મળશે. લગ્નાદિ પ્રસંગોના આડબરી ખર્ચ, નાટક–સિનેમા, ચ્હા–બીડીના નકામા ખર્ચો બચાવીને શ્રીમન્તો ગરીબોને મદદ કરે તો શ્રીમન્તોને જણાય નહિ અને ગરીબોને તે મદદ બહુ જ ઉપયોગી નીવડે.

**શ્રેષ્ઠ આભૂષણ દાન**

બ્હેનો ઘરેણાંનો ત્યાગ કરે અને સાદગી સ્વીકારે તો ઘરેણાંની રકમમાંથી ઘણા શુભ કાર્યો થઈ શકે. ઘરેણાના ઘડામણમાં જ અનહદ ખર્ચ થાય છે. બ્હેનો જીવનને સાદું બનાવે તો તે ખર્ચ પણ બચી જાય ભર્તૃહરી કવિએ યથાર્થ કહ્યું છે કે **दानेन पाणिर्न तु कंकणेन** દાનથી જ હાથની સારી શોભા છે. હીરા મોતીની બંગડીઓથી, સોનાની પોંચીઓથી કે કાંડા ઘડીઆળોથી હાથની શોભા વધતી નથી, ખરી શોભા તો દાનના આભૂપણથી જ વધે છે.

**દાનનું મહત્ત્વ**

અંગ્રેજીમાં એક સુદર કહેવત છે કે The hand that gives, gathers–જે માણસ પોતાના હાથથી દાન આપે છે તે

થાય છે તે તો અનાજને જ ખાઈ જાય છે, પણ ધનના સંચયથી પેદા થતા કીડા માત્ર ધનને જ નહિ, પરન્તુ ધનવાનને પણ ખાઈ જાય છે. ધનના સંચયથી થતા કીડા ધનવાનને, તેના શરીરને, તેના મગજને, તેની બુદ્ધિને, તેની નીતિને, તેના ધર્મને અને છેવટે આખા સમાજને ખાઇ જાય છે. અસત્ય, અનીતિ, અન્યાય, અપ્રમાણિકતા, લોભ, તૃષ્ણા, દ્વેષ, ઈર્ષા, અહંતાના કીડાઓ આવું અનિષ્ટ પરિણામ લાવે છે; તેથી શ્રાવકે સંગ્રહવૃત્તિનો ત્યાગ કરીને, દાન અને ઉદારતાના ગુણને ખીલવવો જોઇએ.

**સાચો ધનવાન**

સંત તુકારામના શબ્દોમાં કહીએ તો જેનું ધન અને ધાન્ય લોકોના ઘર ઘરમાં ભરેલું હોય, જેને તેની આસપાસની જનતા ચાહતી હોય તે જ સાચો ધનવાન છે; જેને લોકો ચાહતા નથી તે તો ભિખારી છે.

કબીરજીએ કહ્યું છે કે,

**પાની બાઢો નાવમેં, ઘર મેં બાઢો દામ;**
**દોનોં હાથ ઉલીચિએ, યહી સયાનો કામ.**

નાવમાં પાણી ભરાઈ જાય તો માણસ તેને એક હાથથી નથી કાઢતો, પણ બંને હાથથી બહાર ફેંકે છે; તેમ ઘરમાં વધેલા ધનને પણ બંને હાથથી બહાર ફેંકી ઘરને બચાવી લેવું જોઇએ. જો લેનાર કોઈ મળે તો તેનો ઉપકાર માનવો જોઇએ.

ફુટબોલની જેમ ધનની રમત થવી જોઇએ. ફુટબોલ કોઈ પોતાની પાસે નથી રાખતું પણ તે જેની પાસે જાય છે તે તેને ફેંકી દે છે. પૈસાને પણ મનુષ્યે આ રીતે ફેંકતા રહેવું જોઇએ. સમાજની અંદર પૈસો વહેતો રહેશે તો જ સમાજ રૂપી શરીરનું આરોગ્ય ટકી શકશે.

સંસ્કૃતમાં પૈસાને દ્રવ્ય કહેવામાં આવે છે. દ્રવ્ય એટલે વહેવું.

જો ધન સ્થિર રહે તો સ્થિર પાણીની જેમ ગધાય છે, માટે દાનમાં તેનો હંમેશા સદુપયોગ કરતાં રહેવું જોઇએ.

**દાનનો સરળ માર્ગ**

ગરીબોને મદદ કરવી એ શ્રીમન્તો માટે રમત છે. હાથી મણભર ખાય છે; તેમાથી એક કોળીઓ નીચે પડી જાય તો તે કોળીઆમાથી હજારો કીડીઓ પેટ ભરે છે, પરન્તુ તે કોળીઓ પડી જવાથી હાથીનું કંઇ ઓછું થતું નથી; તેમ શ્રીમન્તો પણ પોતાનું નકામું-બિનજરૂરી ખર્ચ ઓછું કરે અને તે રકમ ગરીબોને દાનમા આપે તો તેથી શ્રીમન્તોને કંઈ જણાશે નહિ અને ગરીબોને ઘણી રાહત મળશે. લગ્નાદિ પ્રસંગોના આડબરી ખર્ચ, નાટક-સિનેમા, ચ્હા-બીડીના નકામા ખર્ચો બચાવીને શ્રીમન્તો ગરીબોને મદદ કરે તો શ્રીમન્તોને જણાય નહિ અને ગરીબોને તે મદદ બહુ જ ઉપયોગી નીવડે.

**શ્રેષ્ઠ આભૂષણ દાન**

બ્હેનો ઘરેણાંનો ત્યાગ કરે અને સાદગી સ્વીકારે તો ઘરેણાંની રકમમાંથી ઘણા શુભ કાર્યો થઈ શકે. ઘરેણાંના ઘડામણમાં જ અનહદ ખર્ચ થાય છે. બ્હેનો જીવનને સાદુ બનાવે તો તે ખર્ચ પણ બચી જાય ભર્તૃહરી કવિએ યથાર્થ કહ્યું છે કે **दानेन पाणिर्न तु कंकणेन** દાનથી જ હાથની સાચી શોભા છે. હીરા મોતીની બંગડીઓથી, સોનાની પોંચીઓથી કે કાંડા ઘડીઆળોથી હાથની શોભા વધતી નથી, ખરી શોભા તો દાનના આભૂષણથી જ વધે છે.

**દાનનું મહત્વ**

અંગ્રેજીમાં એક સુંદર કહેવત છે કે The hand that gives, gathers-જે માણસ પોતાના હાથથી દાન આપે છે તે

આપતો નથી, પણ પોતાના હાથે ભેગું કરે છે બીજે ઠેકાણે કહ્યું છે કે One hand opened in charity is worth a hundred folded in prayer-પ્રાર્થના મંદિરમાં જઈને પ્રાર્થના માટે સો વાર હાથ જોડવા કરતાં દાન દેવા માટે એક વાર હાથ ઉઘાડવો એ વધારે મહત્ત્વનું છે. જે માણસ આખી જીંદગી સુધી કંઈ ભલાઈનું કામ નથી કરતો તે મનુષ્યની જેમ નહિ, પરન્તુ પશુની જેમ મરે છે. વિશ્વમાં 'આપવા' જેવો આનંદ બીજા કશામાં નથી.

**યાદ રાખવા જેવી બાબતો**

દાન આપવાની સાથે તમારે એક વાત યાદ રાખવાની જરૂર છે અને તે એ છે કે દાન આપેલું કદી યાદ ન રાખવું જોઇએ. તમારા દાનની વાત બીજો કોઇ પણ ન જાણી જાય તેની કાળજી રાખવી જોઇએ. કવિઓના શબ્દોમાં કહીએ તો, જમણા હાથે આપેલું દાન ડાબો હાથ પણ ન જાણે-તે રીતે દાન આપવું જોઇએ . દાન આપવાની તે જ સાચી રીત છે. એટલા માટે જ આપણા આર્ય ધર્મ ગ્રંથોમાં ગુપ્તદાનનું મહત્ત્વ વર્ણવવામાં આવ્યું છે.

બીજી વાત એ યાદ રાખવાની જરૂર છે કે દાન કરવું સરળ છે, પરન્તુ દાનથી મળતા માનનું દાન કરવું મુશ્કેલ છે શ્રાવકે દાનથી મળતા માનનો પણ ત્યાગ કરવો જોઇએ શ્રાવકે વિચારવું જોઇએ કે દાન આપીને પોતે કોઈ ઉપર ઉપકાર નથી કરતો, પરન્તુ પોતે પોતાની જાત પર જ ઉપકાર કરી રહેલ છે. દાન લેનાર તો દાન આપનારની સંપત્તિને પરલોકમાં પહોંચાડનાર ભાર-વાહક સેવક છે.

આ રીતે ગુપ્ત દાન આપવાનો ગુણ ખીલવવાથી અને દાનથી મળતા માનનો ત્યાગ કરવાથી શાશ્વત સુખ અને શાંતિની પ્રાપ્તિ થાય છે.

## ૧૬. નગ્નેલા

### મનુષ્યભવ : મોક્ષદ્વીપ

સમુદ્રને અનુભવી મનુષ્ય રત્નનો નિધિ સમજે છે, ત્યારે અજ્ઞાની મનુષ્ય દાળશાકમાં નાખવાના મીઠાના નિધિ તરીકે ઓળખે છે, તેવી જ રીતે જ્ઞાની માનવ-ભવને મોક્ષના સાધન રૂપ માને છે, ત્યારે અજ્ઞાની વિષય-કષાયની વૃદ્ધિના સાધન તરીકે તેનો ઉપયોગ કરે છે. મનુષ્યનું અંતિમ ધ્યેય મોક્ષ મેળવવાનું છે; આપણે આ મનુષ્ય જન્મમાંથી મોક્ષનું રત્ન ગ્રહણ કરીએ છીએ કે મીઠાની ગાંગડી સમાન વિષય-ભોગને ગ્રહણ કરીએ છીએ? આ પ્રશ્ન સૌ કોઈએ પોતની જાતને પૂછી લેવો ઘટે છે. આ મનુષ્ય દ્વીપ મોક્ષ દ્વીપ પણ બની શકે છે અને સંસાર દ્વીપ પણ બની શકે છે; તમે મનુષ્ય ભવનો કેવી રીતે ઉપયોગ કરો છો તેના પર તે નિર્ભર છે.

### જીવન મૂક્ત બનવાનો માર્ગ

આઠ કર્મથી આત્મા બંધાયેલો છે; તેમાથી ચાર કર્મ ક્ષય કરવાથી અહીં જ જીવન મૂકત અર્હન્ત બની શકાય છે અને મનુષ્ય દ્વીપને મોક્ષદ્વીપ બનાવી શકાય છે. આઠ કર્મની અંદર ચાર કર્મ ઘન ઘાતી કહેવાય છે અને ચાર કર્મ અઘાતી કહેવાય છે. અઘાતી કર્મનો નાશ તીર્થંકર પણ કરી શકે નહિ; તે કર્મ તો ભોગવવાથી જ નાશ પામે છે, પણ બીજા ચાર કર્મ-ઘાતી કર્મ તો માનવી ધારે તે ક્ષણે જ તોડી શકે છે. એ ચાર કર્મ તોડવાથી જ અર્હન્ત

એટલે જીવન મૂક્ત બનાય છે. સદેહે જીવવા છતાં એ મૂક્ત હોય છે. આ રીતે જીવન મૂક્ત બનવું, એ માનવ જીવનનો ધ્યેય છે-ધ્યેય હોવો જોઈએ.

જ્ઞાનાવરણીય કર્મ આત્માના અનંત જ્ઞાનગુણ ઉપર આવરણ કરે છે, દર્શનાવરણીય કર્મ આત્માના અનંત દર્શન ગુણ ઉપર આવરણ કરે છે. શાતા-અશાતાનો જે અનુભવ થાય છે તે વેદનીય કર્મને કારણે છે. સુખનો અનુભવ તે શાતા વેદનીય અને દુઃખનો અનુભવ તે અશાતા-વેદનીય. મિથ્યાત્વ અને ક્રોધાદિ કષાયોનો ઉદય તે મોહનીય કર્મ છે ક્રોધ ન કરવો જોઈએ તેમ સૌ કોઈ જાણે છે ક્રોધથી શરીરને હાનિ થાય છે; ક્રોધથી મન અશાંત બને છે, એમ જાણવા છતાં ક્રોધ થઇ જાય છે એ મોહનીય કર્મના ઉદયને કારણે છે. જેને કારણે આપણે જીવીએ છીએ તે આયુષ્ય કર્મ છે, જયા સુધી આયુષ્ય કર્મ બાકી હોય ત્યાં સુધી કોઇ કોઈને મારી શકતું નથી. મહાત્માજીની પ્રાર્થના સભામાં એક વખતે બોમ્બ પડયો હતો, છતા તેમને કંઈ ઈજા થઈ નહિ તે તેમની આયુષ્ય કર્મની પ્રબળતાને લીધે જ એક વાર મહાત્માજી મુંબઇથી જઈ રહ્યા હતા. કઈ ગાડીમાં જવાના છે તે અગાઉથી જાહેર થયું હતું, કેટલાક માણસોએ એ ગાડી ઉથલાવી પાડવાની દૃષ્ટિયે ગાડી નીકળતા પહેલાં પાટા પર પત્થરની શીલાઓ મૂકી રાખી હતી, પરન્તુ કોઈ કારણસર મહાત્માજી એક ગાડી વ્હેલા નીકળી ગયા અને તેમને કાંઈ ઈજા આવી નહિ. એટલે જ્યાં સુધી આયુષ્ય કર્મ પ્રબળ હોય છે ત્યા સુધી અકસ્માતોમાથી પણ માનવી બચી જાય છે.

નામ કર્મના બે પ્રકાર છે; એક શુભ નામ કર્મ અને બીજું અશુભ નામ કર્મ. કેટલાક માણસોની ખ્યાતિ ખૂબ વિસ્તરે છે, તે તેના શુભનામ કર્મનો ઉદય છે. ઈન્દ્ર તેની લોકપ્રિયતામાં

અંતરાય નાખવા ઈચ્છે તો પણ તે તેની લોકપ્રિયતામાં ઘટાડો કરી શકે નહિ. અશુભ નામ કર્મના ઉદયથી માણસ અપ્રિય બને છે. સર્વત્ર તેનો તિરસ્કાર થાય છે. કોઈ તેના માટે સારું બોલતું નથી. ગોત્ર કર્મના પણ બે પ્રકાર છે: ઉંચ ગોત્ર અને નીચ ગોત્ર. ઉંચ ગોત્રથી માણસને સંસ્કારી કુળમાં જન્મ મળે છે અને નીચ ગોત્રથી માણસ અસંસ્કારી કુળમાં જન્મે છે. કોઈ કામ કરવાની ઈચ્છા થાય, છતાં તે ન બની શકે તો અંતરાય કર્મનો ઉદય છે એમ સમજવું. દાન આપવાની ભાવના છતાં દાન ન આપી શકાય, અમુક વસ્તુ મેળવવાની ઈચ્છા છતા તે ન મેળવી શકાય, તે બધું અંતરાય કર્મને આભારી છે.

## ઘનઘાતી કર્મ અને અઘાતી કર્મ

આ પૈકી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય, એ ચાર ઘન ઘાતી કર્મ છે માણસ ધારે તો આ ચાર કર્મનો નાશ કરી શકે છે. આ ચાર કર્મોને હટાવવા એ તેના હાથની વાત છે, પણ બીજા ચાર કર્મ–અઘાતી કર્મને તે દૂર કરી શકતો નથી. કોઇ માણસ ધારે તો અમુક ગાથા કંઠસ્થ કરી શકે છે અર્થાત્ જ્ઞાનાવરણીય કર્મને હટાવી તે અમુક ગાથા મોઢે કરી શકે છે, પણ જો તે ધારે તો દશ રૂપીઆ મેળવી જ શકે તેવું નથી, કેમકે દશ રૂપીઆ મેળવવા તેના હાથની વાત નથી. કોઇ માણસ ધારે તો પાંચ કલાક સમભાવ રાખી શકે છે, કેમ કે તે તેનાં હાથની વાત છે; પરન્તુ તે ધારે કે આજે મારે માથું દુઃખવા નથી દેવું તો તે તેમ કરી શકશે નહિ, કેમકે તે તેના હાથની વાત નથી. કોઇ માણસ ધારે તો માંદા માણસની સેવા કરી શકે છે, પરન્તુ તે ધારે તો લોકપ્રિય બની શકે તેવું નથી, કેમ કે અશુભ નામ કર્મને ટાળવાની તાકાત તેની પાસે નથી. આ રીતે ચાર ઘાતી કર્મ ટાળી શકાય તેવા નથી, ત્યારે શેષ

ચાર કર્મને માનવ પુરુષાર્થ દ્વારા હટાવી શકે છે અને જીવન મૂક્ત બની, આ મનુષ્ય દ્વીપને મોક્ષ દ્વીપ બનાવી શકે છે.

## સોળમો ગુણ : વિનય

આ માનવ જીવન મહાસાગર જેવું છે. તેનો વિષય કષાય રૂપી મીઠાની પ્રાપ્તિ માટે ઉપયોગ ન કરતા, આત્મગુણો રૂપ રત્નો મેળવવા માટે તેનો ઉપયોગ કરવો જોઈએ. મનુષ્ય દ્વીપને મોક્ષ દ્વીપ બનાવવા માટે ક્રમે ક્રમે આગળ વધવાનું છે; તેમાં પ્રથમ શ્રાવકના ગુણોની પ્રાપ્તિ કરવાની છે. શ્રાવકનો સોળમો ગુણ 'વિનીતપણા'નો છે. વિનય સર્વ સદ્‌ગુણોના પાયા સમાન છે. દશ વૈકાલિક સૂત્રમાં ફરમાવ્યું છે કે, **विणओ जिणसासणे मूलो**–જૈન શાસનમાં ધર્મનું મૂળ વિનય છે. માતા, પિતા, વડીલ, ગુરુ, આદિનો યથાયોગ્ય વિનય કરવો અને બધાની સાથે નમ્રભાવે વર્તવું એ શ્રાવકનું લક્ષણ છે.

## વિનય એટલે વશીકરણ મંત્ર

નમ્રતા જેવું વિશ્વમાં બીજું કોઈ વશીકરણ નથી. વિનયથી આખા વિશ્વને વશ કરી શકાય છે. તમારા ઘરમાં એક વહુ આવે; તે ભલે કોડાધિપતિની પુત્રી હોય. ઉંચ-ખાનદાન કુટુંબની કહેવાતી હોય; બી. એ. ની ઉપાધિ મેળવેલ હોય; અત્યંત ખૂબસુરત હોય; મધુર સંગીતની જાણકાર હોય; પરંતુ જો તે અભિમાન અને ઉદ્ધત હશે, મોટેરાંઓનું કહ્યું માનતી ન હોય, તોછડાઈભર્યું તેનું વર્તન હશે તો કોઇને તેના ઉપર વ્હાલ ઉપજશે ખરૂં ?

હવે બીજી બાજુ જોઇએ; તમારે ઘેર ગરીબની દીકરી આવે; તે અભણ હોય; બહુ સ્વરૂપવાન ન હોય. પણ જો તે તમારૂં કહ્યું માનતી હોય, તમારૂં પડયું વેણ ઉપાડી લેતી હોય, તમારી

સેવામાં રાત-દિન તત્પર રહેતી હોય તો તેના પર દરેકને વ્હાલ ઉપજ્યા વિના રહેશે? તે વહુ કુટુંબમાં પ્રિય થઇ પડશે.

કહેવાનું તાત્પર્ય એ છે કે નમ્રતાથી સર્વનો પ્રેમ સંપાદન કરી શકાય છે. તેથી જ ભગવાને મહાવીરે ઉત્તરાધ્યયન સૂત્રનું પહેલું અધ્યયન 'વિનય શ્રુત' નામનું ફરમાવ્યું છે.

**સર્વત્ર નમ્રતાની જરૂર છે**

કુવામાંથી પાણી કાઢવું હોય તો પાણીમાં પડેલા ઘડાને વાંકુ વળવું પડે છે; કાઢનારને પણ નમવું પડે છે; તો જ તે પાણી મેળવી શકે છે; જમીન પર પડેલી કોઈ પણ ચીજ લેવી હોય તો પણ વાંકુ વળવું પડે છે; છાણુ જેવી તુચ્છ વસ્તુ લેવા માટે પણ નમવું પડે છે, તો બીજાનો પ્રેમ સંપાદન કરવા માટે નમ્રતાની જરૂર રહે તે સ્વાભાવિક છે. શાક લેવા જાઓ તો છાબડું નમેલું હોય તો તમને ગમે છે; તેમ નમ્રતા સર્વને પ્રિય લાગે છે.

**નમ્રતા વિનાશમાંથી ઉગારે છે**

નમ્ર માણસને કદી કોઇ હાનિ પહોંચાડી શકતું નથી. એક કવિએ કલ્પના કરી છે કે એક ઉછળતી નદી સાગરને ભેટી. સાગરના દિલમાં થયું કે, 'લાવ તો જરા નદીના પ્રેમની પરીક્ષા કરી જોઉં.' એમ વિચારી તેણે નદીને કહ્યું, 'મારા માટે થોડું નેતર લેતા આવજો ને?' નદીએ કહ્યું, 'તમારે ચરણે તો અનેક વસ્તુઓ ધરું છું; નેતર જોઇતું હશે તો નેતર પણ લાવી આપીશ.' સાગરે કહ્યું, 'સારું.'

એક વાર નદીમાં ભયંકર ઘોડાપૂર આવ્યું; જે હોય તે તેમાં તણાવા માંડ્યું. નદીના કાંઠે ઉગેલા નેતરને ઉખેડવા માટે પૂરે ધોધમાર ધસ્યું, પણ તે જોઇને નેતરની બધી સળીઓ નમી ગઈ. પૂર ઉપરથી ચાલ્યું ગયું અને નેતરની એક પણ સળી ઉખડી નહિ. નદી સાગર પાસે પૂર વેગમાં પહોંચી પણ નેતર ન હોવાથી

ભોંઠી પડી.

સાગરે કહ્યું, 'પત્થરનો ચુરો કરવો સહેલો છે, પરંતુ નેતરની સળીને ઉખેડી લાવવી મુશ્કેલ છે, કેમકે પત્થર અક્કડ છે, ત્યારે નેતરમાં નમ્રતા છે.'

## નમો તો સૌ નમશે

જેનામાં સહેજ નમ્રતા હોય છે તે બધાને નમતો હોવા છતા આખું વિશ્વ તેને નમે છે; જેના દિલમાં ગર્વ છે તેને સૌ કોઈ તિરસ્કારે છે. દુનિયાનો આ ક્રમ છે. જે નાનામાં નાનો બને છે તે જ મહાનમાં મહાન બની શકે છે અને દુનિયા તેની પાસે જ મસ્તક ઝુકાવે છે. એક કવિએ કહ્યું છે કે,

લઘુતાસે પ્રભુતા મિલે, પ્રભુતાસે પ્રભુ દૂર;
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચન્દ્ર અરૂ સુર.'

નમ્રતાથી પ્રભુતા પ્રાપ્ત થાય છે, જ્યારે અભિમાનથી પ્રભુતા ઘણી દૂર રહે છે. રાહુ ચન્દ્ર અને સૂર્યને ગ્રહણ કરે છે, પણ તારાઓને તેની અસર થતી નથી.

## વિકાસની સાથે નમ્રતામાં વૃદ્ધિ કરો

વૃક્ષને ફળો આવતાં જ વૃક્ષો નમી પડે છે તેમ માણસને ધન-વૈભવ કે જ્ઞાન-વૈભવ પ્રાપ્ત થાય તેમ તેણે વધારે નમ્ર બનવું જોઈએ. માણસ જેમ જેમ ધર્મને વધારે પ્રાપ્ત કરતો જાય છે તેમ તેમ તે વધારે નમ્ર બનતો જાય છે. ધર્મ સમજવા છતાં કોઇ નમ્ર બનવાને બદલે અભિમાની બને તો સમજવું જોઇએ કે તેણે ખરી રીતે ધર્મને જાણ્યો જ નથી. એક મકાન જેટલું ઉંચુ બાંધવુ હોય તેટલો તેનો પાયો ઉંડો ખોદવો જોઈએ તેમ જીવનને જેટલું ઉન્નત બનાવવું હોય તેટલું જ નમ્ર બનાવવું જોઇએ.

### વડીલોનો વિનય કરો

માતા-પિતા અને ઘરના અન્ય વડીલો સાથે શ્રાવકે વિનયભર્યું વર્તન દાખવવું જોઇએ. ઉપનિષદોમાં આવે છે કે માતૃદેવો ભવ ।। પિતૃદેવો ભવઃ।। આચાર્યો દેવો ભવઃ।। માતા, પિતા અને આચાર્ય દેવ તુલ્ય છે; તેમને દેવ સમજીને માન આપવું જોઇએ. આ સર્વને સુખી બનાવવા માટે માણસે સર્વસ્વ અર્પણ કરવું જોઇએ.

એક વૃદ્ધાને ત્રણ પુત્રો હતા; તે અત્યંત ગરીબ હતી અને દુઃખી પણ હતી. તે ગામમાં ચોરીઓ બહુ થતી; ચોરને પકડી લાવનારને સરકાર ઇનામ આપતી. નાના ભાઇએ મોટા ભાઇને કહ્યુ, 'તમે મને ચોર તરીકે પકડી જાઓ તો તમને ઇનામ મળશે અને આપણી માતાનું દુઃખ દૂર થઈ શકશે.' મોટો ભાઈ નાના ભાઇને લઇને ન્યાયાધિશ પાસે ગયો અને જજે તેને ઇનામ આપ્યું. તે લેતાં બંનેના હૃદય ભરાઈ આવ્યા અને આંખમાંથી આંસુ સરી પડયા.

ન્યાયાધિશને આથી આશ્ચર્ય થયું. તેણે જ્યારે આ બંને ભાઇઓ તરફથી આ વાતનું રહસ્ય જાણ્યુ, ત્યારે નાના ભાઈની માતૃભક્તિ જોઇને ન્યાયાધિશે નાના ભાઇને છોડી મૂકયો અને સારૂ ઇનામ આપ્યું.

### નમ્રતા વડે બુદ્ધિ દિપી ઉઠે છે

એક વિદ્વાને કહ્યું છે કે, Sense shines with double lusture, when it is set in humility-હીરો જુદો પડયો હોય તો બહુ શોભા દેતો નથી, પણ જ્યારે તે સોનામાં જડવામાં આવે છે ત્યારે ઝળકી ઉઠે છે. તેવી જ રીતે જ્યારે બુદ્ધિને નમ્રતા સાથે જડવામાં આવે છે ત્યારે તે બેવડા પ્રકાશથી ચમકી ઉઠે છે. બીજા એક વિદ્વાને કહ્યું છે કે, Humility is mother, nurse, root and foundation of all virt-

૫૦૪-નમ્રતા એ સર્વ સદ્ગુણોની માતા, પોષક, મૂળ અને પાયો છે.

નમ્ર મનુષ્ય પોતાના વખાણ કોઈ દિવસ પોતાના મોઢે કરતો નથી; આત્મ શ્લાઘાને તે ભયંકર પાપ સમજે છે. આત્મ શ્લાઘા માણસનું પતન કરે છે; તેથી નમ્રતા પોતાની ભૂલો અને ઉણપો જોવાનું જ શીખવે છે, અને તે સુધારવાનો પ્રયત્ન કરવા માટે નમ્ર માણસ સદા પ્રયત્નશીલ રહે છે.

**વિનયના ચાર પ્રકાર**

તત્ત્વાર્થ સૂત્રમાં વિનયના ચાર ભેદ દર્શાવવામાં આવ્યા છે. **જ્ઞાન, દર્શન, ચારિત્રોપચારાઃ** અર્થાત્ જ્ઞાન વિનય, દર્શન વિનય, ચારિત્ર વિનય અને ઉપચાર વિનય-એ ચાર પ્રકારના વિનય છે.

જ્ઞાન મેળવવું, તેનો અભ્યાસ ચાલુ રાખવો અને તેને ભૂલવું નહિ-એ જ્ઞાનનો ખરો વિનય છે. તત્ત્વના યથાર્થ પ્રતીતિરૂપ સમ્યગ્ દર્શનથી ચલિત ન થવું, તેમાં આવતી શંકાઓનું સંશોધન કરી નિઃશંકપણું કેળવવું તે દર્શન વિનય છે.

સામાયિક આદિ પૂર્વોક્ત કોઈ પણ ચારિત્રમાં ચિત્તનું સમાધાન રાખવું તે ચારિત્ર વિનય છે.

કોઈ પણ સદ્ગુણની બાબતમાં પોતાનાથી શ્રેષ્ટ હોય તેના પ્રતિ સન્માનભર્યો વ્યવહાર રાખવો તે છે ઉપચાર વિનય; પોતાનાથી શ્રેષ્ટ હોય તેની સામે જવું, તે આવે ત્યારે ઉઠીને ઉભા થવું, આસન આપવું, વંદન કરવું, વગેરેનો ઉપચાર વિનયમાં સમાવેશ થાય છે.

વિનયના આ ચાર પ્રકારનું શ્રાવક યથાયોગ્ય પાલન કરે છે. આ ચારે પ્રકારના વિનયના પાલનથી જ્ઞાન અને ચારિત્રની પ્રાપ્તિ થાય છે. શ્રાવક આ ગુણો કેળવીને અને ક્રમે ક્રમે વિકાસ સાધીને, આત્માના અખૂટ ખજાનાને મેળવી શકે છે.

## ૧૭. પરોપકાર

### ચારિત્ર વિનાનું જીવન મૃતદેહ સમાન

આપણા દેહમા પ્રાણ છે ત્યા સુધી જ દેહની કિંમત છે; દેહમાંથી પ્રાણ નીકળી જાય કે તરત જ આપણા અંગત માણસો આપણને બાળી નાખે છે. માતા જેવી પ્રિય વ્યક્તિ આ દુનિયામા કોઇ નથી, છતા જ્યારે તેનો પ્રાણ નીકળી જાય છે ત્યારે પુત્ર પોતાના હાથે જ તેના દેહને અગ્નિ સસ્કાર કરે છે.

મૃતદેહને જો દહન કરવામાં ન આવે તો તે સડે છે, તેના કીડા પડે છે; તેમાથી દુર્ગંધ નીકળવા માડે છે, મૃતદેહ રોગચાળો ફેલાવે છે, તેથી પ્રાણ નીકળી ગયા પછી મૃતદેહને ઘરમાથી કાઢવાની અગત સ્નેહીઓ ઉતાવળ કરે છે, કેમ કે પ્રાણ વિનાના દેહની કશી કિંમત નથી એટલું જ નહિ પરન્તુ તેને ઘડીભર ઘરમાં રહેવા દેવો એ પણ નુકશાનકારક છે

તેવું જ ચારિત્ર વિનાના દેહનું છે. ચારિત્ર વિનાના જીવનમાથી પાપ દ્વેષ, કષાયાગ્નિની દુર્ગંધ ફેલાય છે અને તેમાં વિષય-કષાયના કીડા ખદબદે છે. આવું ચારિત્ર વિનાનું જીવન જીવવા કરતા મરણ જ શ્રેયસ્કર છે.

નેમી જયારે ચારિત્રમાથી વિચલિત થાય છે, ત્યારે રાજેમતી કહે છે કે, શ્રેયં તે મરણં ભવે-આ ચારિત્રહીન જીવનર કરતા મરણ જ શ્રેયસ્કર છે.

મુનિ રહે છે, તેમનું નામ છે દધિચી મુનિ. મનથી પણ તેમણે પાપની કલ્પના કદી કરી નથી તેમના હાડકામાથી આયુધ કરવામા આવે તો વૃત્રાસુર તેની પાસે એક પળ પણ ટકી શકે નહિ.'

ઈન્દ્રે કહ્યુ, 'આવી યાચના કરવાથી મુનિ મારા પર ગુસ્સે તો નહિ થાય ને?'

મુનિએ કહ્યુ, 'એ મહાત્મા સૃષ્ટિના કલ્યાણ અર્થે જ જીવે છે અને સૃષ્ટિના કલ્યાણાર્થે મૃત્યુ વાન્છે છે. તમો સત્વર જાઓ; તો તેવા મૃત્યુની વાટ જોઈને બેઠા છે.'

ઇન્દ્રે મુનિ પાસે જઈને, બધી હકીકત કહી અને તેમના પાસે તેમનાં હાડકાંની યાચના કરી દધિચી મુનિ બોલ્યા, 'આ દેહનો આથી વધુ સારો ઉપયોગ બીજો કયો હોઈ શકે? સૃષ્ટિમાંથી દાનવતાનો-અસુરતાનો લોપ થતો હોય તો હું એક વાર તો શું, પણ દશ હજાર વાર મરવાને તૈયાર છું.'

દધિચી મુનિએ દેહ છોડયો અને ઈન્દ્રે તેમના હાડકામાથી આયુધ બનાવ્યું. તે આયુધના પ્રથમ પ્રહારે જ વૃત્રાસુર ધરણી પર ઢળી પડયો. તેજ વિના અંધકારને કોણ હણી શકે? વિશુદ્ધ પુણ્ય સિવાય પાપના બળોને કોણ વિદારી શકે? પરોપકાર માટે જ સંતો અને મહાત્માઓની વિભૂતિઓ જીવતી હોય છે તેનુ 'દધિચીમુનિ' ઉજ્જ્વળ દષ્ટાંત છે.

જ્યારે વેદ ધર્મમા સમર્પણના આવા દષ્ટાંતો આવે છે, ત્યારે જૈન ધર્મને અનુસરનારાઓમાં તો સમર્પણની તેથી યે વધુ ઉચ્ચ ભાવના હોવી જોઈએ.

### અઢાર પુરાણોનો સાર

વ્યાસ મુનિએ અઢાર પુરાણ રચ્યાં છે, દરેક માણસ એટલું

બધું વાંચી ન શકે એટલા માટે વ્યાસજીએ એક જ શ્લોકમા અઢારે પુરાણોનો સાર કહી દીધો છે. તે શ્લોક આ મુજબ છેઃ

**अष्टादश पुराणेषु व्यासस्य वचन द्वयम् ।**
**परोपकार: ही पुण्याय पापाय पर पीडनम् ॥**

અઢાર પુરાણોનો સાર એ છે કે, પરોપકારથી પુણ્ય ઉપાર્જન થાય છે અને પરને પીડા દેવાથી પાપ બધાય છે માણસ આ બે વાત યાદ રાખે તો પણ બસ છે બીજાને કદી પીડા આપવી નહિ અને શક્ય પ્રમાણમા પરોપકાર કરવો–એ અઢાર પુરાણનો સાર છે.

**પરોપકારના પ્રકારો**

પરોપકાર તન મન અને ધનથી થઇ શકે છે, સારા કામમાં ધન વાપરવુ; ગરીબોને મદદ કરવી; અન્ન, વસ્ત્ર અને ઔષધિ આદિ આપવા, કોઈને ભણવા માટે મદદ કરવી, ધનથી આ રીતે પરોપકાર થઈ શકે છે.

શરીરથી કોઈની સેવા કરવી, કોઇ અશક્ત યા વૃદ્ધના કામમાં મદદ કરવી તે તનથી પરોપકાર છે,

પોતાની બુદ્ધિ વડે બીજાનું ભલું કરવું; કોઇને સારી સલાહ આપવી; બે ભાઇઓ લડતા હોય, કોર્ટે ચડવાની તૈયારી હોય; તેમાં લાખો રૂપીઆનુ પાણી થાય તેવા સંયોગો હોય; તેવા પ્રસંગોમાં તેમને સાચી સલાહ આપવી અને બંનેની તકરારનું સમાધાન કરવુ, વગેરે પ્રકારે મનથી પરોપકાર થઈ શકે છે. મુંઝાયેલ માણસને માર્ગદર્શન કરવુ, કોઈ દુખી ભાઇ કે બ્હેન મુંઝાઈને અવળે માર્ગે જતા હોય તો તેમને સમજાવવા અને સાચે માર્ગે ચડાવવાં, તે પણ બુદ્ધિનો પરોપકાર છે.

દુઃખી ભાઇ–બ્હેનોને આશ્વાસન આપવુ એ વાણીનો પરોપ-

કાર છે, દુઃખી માણસને માર્ગદર્શન કરવાથી કે આશ્વાસન આપવાથી તેનું અર્ધું દુખ ઓછું થઈ જાય છે, માંદા માણસને આનંદજનક બે શબ્દો કહેવાથી, ઘડીભર તે પોતાની માંદગી ભૂલી જાય છે એ વાણીનો પરોપકાર છે.

આ રીતે અનેક પ્રકારે પરોપકાર કરી શકાય છે.

### પરોપકાર માટે જ શરીર મળેલું છે

સંસ્કૃતમાં એક કવિએ સુંદર કહ્યું છે કે,

परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय फलन्ति गाव परोपकाराय इदं शरीरम् ॥

પરોપકારને માટે વૃક્ષ ફળ આપે છે, પરોપકારને માટે નદીઓ વહે છે, પરોપકારને માટે ગાયો દુઝે છે અને પરોપકારને માટે જ આ શરીર મળેલું છે. આ સંસારમાં જન્મ ધારણ કરીને, જે મૂક્તિ મેળવવાની અભિલાષા ધરાવે છે તેમણે શરીર, મન, બુદ્ધિ અને સર્વ સાંસારિક પદાર્થો પરની આસક્તિ છોડી દઈને, સર્વ કંઈ 'બહુ જનાય હિતાય' જગતને ચરણે ધરી દેવા જોઈએ.

### પરોપકારનો ઉત્તમ મહિમા

પરોપકારથી માણસ આ લોકમાં લોકપ્રિય બને છે અને પરલોકમાં સુખી થાય છે. હાથીએ સસલા પર દયા કરી અને દાવાનલમાંથી તેને બચાવવા માટે ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી હાથી ત્રણ પગે ઉભો રહ્યો. સસલું ચગદાઈ ન જાય તે માટે એક પગ ઉંચો રાખ્યો. આ પરોપકારના ફળ સ્વરૂપે તે હાથી મરીને, શ્રેણિક રાજાને ત્યાં રાજકુંવર તરીકે જન્મ્યો; હાથીમાંથી રાજકુમાર બનાવનાર પરોપકાર જ છે.

મેઘરથ રાજાએ પારેવા પર દયા કરી અને તેને લઈને,

સોળમા તીર્થંકર શાંતિનાથજી બન્યા. પરોપકારનો આવો ઉત્તમ મહિમા છે.

## દયાળુ થવાની કિંમત બેસતી નથી

એક વાર મહાત્માજી પાસે એક ભાઈ હસ્તાક્ષર લેવા આવ્યા; મહાત્માજીએ તેને લખી આપ્યું કે,

'It does not cost to be kind દયાળુ બનવામાં કંઈ કિંમત બેસતી નથી.'

તે ભાઇએ એક વાર કહ્યું હતું કે હું બાપુનું આ લખાણ હમેશા વાંચ્યા કરું છું અને તેમ કરવાથી મારા જીવનમાં ઘણુ પરિવર્તન થયુ છે; તમે પણ બાપુના આ વાક્યને યાદ રાખશો તો શ્રાવકનો સત્તરમો ગુણ સહેલાઈથી પ્રાપ્ત કરી શકશો.

## પરોપકાર : શરીરનું આભૂષણ

મહાકવિ ભર્તૃહરિએ એક વાર કહ્યું હતુ કે, श्रोत्रं श्रुतैनैव न कुंडलेना दानेन पार्णिर्न तु कंकणेन । विभाति कायः करुणा पराणां परोपकारैर्न तु चदनेन ॥

કાન શાસ્ત્રનું શ્રવણ કરવાથી શોભે છે, નહિ કે કુંડળ પહેરવાથી; હાથ દાન આપવાથી શોભે છે, નહિ કે કંકણથી; દયાળુ પુરુષોનું શરીર પરોપકારથી શોભે છે, નહિ કે ચંદનનો લેપ કરવાથી. પરોપકાર એ જ શરીરનું આભૂષણ છે.

જે માણસ પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને પણ પારકાનું હિત કરે છે તે ઉત્તમ પુરૂષો છે; જેઓ પોતાના સ્વાર્થમાં વાંધો ન આવે એવી રીતે પારકાનું હિત કરે છે તે મધ્યમ પુરુષ છે; જે પોતાના સ્વાર્થ માટે બીજાનું બગાડે છે તે અધમ પુરુષ છે, પણ જે કશા જ હેતુ વિના બીજાનું બગાડે છે તે તો અધમાધમ છે;

તમે બધે તમારા સ્વાર્થનો ત્યાગ કરીને પરહિત કરનાર ઉત્તમ પુરુષની કોટીમાં ન આવી શકો, પરન્તુ તમારા સ્વાર્થનો કશો ત્યાગ કરવો પડતો ન હોય અને બીજાનું હિત થઈ શકતું હોય તેવાં કામો કરવા તમારે હંમેશા તત્પર રહેવું જોઇએ.

## પરોપકારનું આદર્શ દૃષ્ટાંત

એક સમયે વિલાયતમા એક આગબોટનું તળીયું ફાટી જવાથી, આગબોટ સમુદ્રમાં ડુબી જવાનો પ્રસંગ આવ્યો. આગબોટના કપ્તાને સભ્યતાના નિયમ મુજબ પહેલાં સ્ત્રીઓ અને બાળકોને અને પછી કેટલાક પુરુષ મુસાફરોને ખલાસી સાથે હોડકામા બેસાડીને કિનારે મોકલવાની વ્યવસ્થા કરી. ત્યાર બાદ બાકી રહેલા ખલાસીઓને, જીંદગી બચાવવાને માટે એક એક પટ્ટો પહેરાવીને કહ્યું, 'તમે આને આધારે તરીને પહોંચો.' કેપ્ટન જાતે પણ એવો એક પટ્ટો પહેરીને આગબોટમાંથી દરિયામાં કુદકો મારવાની તૈયારીમાં હતો; તેવામા એકાએક તેની નજર આગબોટમાંના એક છોકરા ઉપર પડી. તેણે વિસ્મય પામીને તે બાળકને પૂછ્યું, 'તું કોણ છે? આટલી વાર સુધી મછવામાં બેસીને કિનારે કેમ ન ગયો?' બાળકે કહ્યું, 'મારું ગજુ ભાડું આપવાનું ન હતું, એટલે હું છાનોમાનો આગબોટમા ચડી બેઠો હતો અને એને પકડાઇ જવાના એ બીકથી આટલી વાર સુધી એક ખુણામાં છુપાઇને બેઠો હતો.' કેપ્ટન પાસે હવે જીંદગી બચાવવાનો એકેય પટ્ટો ન હતો. તેણે વિચાર્યું, 'મારી પાસે જે પટ્ટો છે તે આ છોકરાને આપી દઉં તો પછી મારા બાળ-બચ્ચાનું કોણ? તેમની શી દશા થાય?' બીજી જ ક્ષણે તેને પોતાની ફરજનું ભાન થયું. તેણે વિચાર્યું, 'કેપ્ટન તરીકે આ વહાણ ઉપરના દરેકે દરેક જીવને બનતા પ્રયત્ને બચાવવાની મારી ફરજ છે, માટે મેરાં છોકરાંઓની ચિંતા ઇશ્વરના હાથમાં સોંપીને મારે મારું કર્તવ્ય બજાવવું જોઇએ.' કપ્તાને

તુરત જ પોતાની કમરેથી પટ્ટો ઉતારીને એ બાળકને પહેરાવ્યો અને તેને પાણીમાં તરતો મૂકયો. કર્તવ્યનિષ્ઠ એ કપ્તાન આખરે આગ-બોટ સહિત થોડી જ વારમાં જળમાં ડૂબી ગયો અને મરણ પામ્યો.

આ રીતે પોતાનો પ્રાણ સમર્પીને પણ તેણે પરોપકાર કર્યો. ડૉ. લેજ્યર, કિંસંજર અને મોરેન—એ ત્રણેએ અમેરિકાના કયુબા ટાપુમાંથી પીળા તાવનો નાશ કરવા માટે પોતાના શરીર પર પ્રયોગો કરાવી, પોતાના જીવન સમર્પ્યાં હતા; તેને પરિણામે લાખો માણસો પીળા તાવના ભોગ થતાં બચી ગયા. આ રીતે 'પરહિત કર્તા'નો શ્રાવકનો સત્તરમો ગુણ અપનાવી, શ્રાવકે જીવનને ધન્ય બનાવવું જોઈએ.

**પરોપકાર એ જ મનુષ્યત્વ**

સંત તુલસીદાસજીએ કહ્યું છે કે,

પરહિત બસ જિનકે મનમાંહી
તિન કહે જગ દુર્લભ કુછ નાંહિ.

જેમનામાં પરહિત વસેલું છે તેને ત્રણ લોકમાં કંઈ દુર્લભ નથી.

શીબી રાજાએ એક વાર કહ્યું હતું કે, **नत्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवं कामये दुःखतप्तानां प्राणिना मार्ति नाशनम्**—મને રાજ્ય કે સ્વર્ગ નથી જોઈતું, પણ મારા હાથે પીડિતોના દુઃખ દૂર થાય એ જ મારી કામના છે. માણસમાં ભોગ અને ઐશ્વર્ય એ બે વાસના પ્રબળ હોય છે. આ શ્લોકમાં સ્વર્ગ શબ્દથી ભોગ અને રાજ્ય શબ્દથી ઐશ્વર્યનો ત્યાગ કરવામાં આવેલ છે અને પરહિત કામના સેવામાં આવી છે.

એક અંગ્રેજે કહ્યું છે કે, When a man is down in the world, an ounce of help is better than

a pound of preaching. માણસ જ્યારે આપત્તિમાં હોય ત્યારે તેને એક પાઉન્ડ જેટલો ઉપદેશ આપવા કરતાં, એક ઔંસ જેટલી મદદ કરવી વધારે સારૂં છે. સંસ્કૃત કવિઓએ તો કહ્યું છે કે, 'परोपकारो मनुष्यत्वम्'-પરોપકાર એ જ મનુષ્ય છે. જો માણસમા પરોપકારની વૃત્તિ ન હોય તો તે મનુષ્ય કહેવડાવવાને લાયક જ નથી.

## પરોપકારમાં સ્વ ઉપકાર સમાયેલ છે

પરોપકાર જેવો બીજો કોઇ આનંદ નથી; એક અનુભવી કહે છે કે, The luxury of doing good surpasses every other personal enjoyment–બીજાનું ભલું કરવામાં માણસને જે સુખ અને આનંદ ઉપજે છે તે આનંદ, વ્યકિતગત ભોગોપભોગમાંથી મળતા તમામ આનંદો કરતાં ચઢીઆતો અને શુદ્ધ આનંદ છે.

બીજાનું ભલું કરવું તેમાં પોતાનું ભલું પણ રહેલું છે. કહ્યું છે કે, 'He that does good to another does good also to himself.

## કુદરત પરોપકાર કરવાનું શીખવે છે

માણસ કુદરત તરફ નજર કરશે તો તેને લાગશે કે આખી કુદરત વિશ્વની સેવા બજાવવામાં જ રોકાયેલ છે. પુષ્પો સુવાસ આપે છે, સૂર્ય પ્રકાશ અને ગરમી આપે છે અને અંધકાર તથા ગંદકીને દૂર કરી, સર્વને નવચેતન આપે છે; ચંદ્ર શીતલતા અને પ્રકાશ આપે છે, વૃક્ષો ફળ, ફૂલ અને છાયા આપે છે, આમ આખી સૃષ્ટિ સમર્પણનો પાઠ શીખવે છે. મનુષ્યે પણ કુદરતનું અનુકરણ કરવું જોઇએ અને સમર્પણ કરતાં રહેવું જોઇએ.

કુદરત પાસેથી બીજો વધારાનો બોધપાઠ એ મળે છે કે તેનું

બગાડનાર પ્રતિ પણ કુદરત ભલાઈનો જ વ્યવહાર રાખે છે. કોઇ પશુ નદીનું પાણી પીતા પીતાં ડહોળું કરી નાખે અને ફરી તે જ પશુ પાણી પીવા માટે આવે તો નદી તેને કદી ના પાડતી નથી, તે તેટલા જ પ્રેમથી બીજી વખત પણ તેની તૃષાને શાંત કરે છે; વૃક્ષ પર પત્થર ફેંકનારને પણ વૃક્ષ તો મીઠા ફળ જ આપે છે, પુષ્પ તોડનારને પણ પુષ્પ સુવાસ જ આપે છે; વૃક્ષની ડાળી કાપ નારને પણ વૃક્ષ તો છાયા જ આપે છે.

**ધન્ય જીવન**

એક વાર શ્રી કૃષ્ણ અને બળદેવજી જંગલમાં ગાયો ચારવા ગયા હતા; ઉનાળાના દિવસો હતા, બરાબર મધ્યાન્હનો સમય હતો; સૂર્ય અગ્નિ વરસાવી રહ્યો હતો, બને ભાઈઓ તાપથી ગભરાયા અને દૂરના એક વૃક્ષ નીચે જઈને ઉભા રહ્યા; શ્રી કૃષ્ણના મુખમાથી વૃક્ષની શીતલ છાયા જોઇને સહજ બોલાઇ ગયું કે, **अहो पषां वरं जन्म सर्वेषां हित कारणम्**–અહો ! આ વૃક્ષનું જીવન ધન્ય છે-જે પોતે તાપ સહન કરીને પણ બીજાને શીતલતા આપે છે. આ પ્રમાણે કુદરત પણ બીજાનુ ભલું કરવાનુ શીખવે છે.

જ્યારે વૃક્ષો, નદીઓ વગેરે આટલી ભલાઈ કરી રહેલ છે ત્યારે મનુષ્યોએ તો કેટલા વધુ પ્રમાણમાં ભલાઇના કામો કરવા જોઈએ ! મનુષ્યમા પણ શ્રાવકની કોટિ ઉંચી ગણાય છે; શ્રાવક પ્રગતીશીલ ગણાય છે એટલે તેમણે તો આ ગુણ વિશેષ પ્રમાણમાં અને વિશિષ્ટ રીતે ખીલવવો જોઇએ.

જે શ્રાવક આ ગુણ પૂરતા પ્રમાણુમાં ખીલવી, સ્વ અને પરનું કલ્યાણ સાધવાની જાગૃતિ સેવે છે તે આદર્શ શ્રાવક બની શકે છે.



## ૧૮. કૃતજ્ઞતા

### સ્વર્ગ કે નરક હાથની વાત છે

નાના છોકરાને પુસ્તક અને પાટી-પેન લઈને પસાર થતાં તમે જુઓ, એટલે તરત નિશાળ યાદ આવે છે, વકીલ અને બૅરિસ્ટર જોતાં કોર્ટ યાદ આવે છે; કસાઈને જોતા કતલખાનું યાદ આવે છે અને દાક્તરને જોતા દવાખાનું યાદ આવે છે; ચોરને જોઈને કેદખાનું યાદ આવે છે, તેમ વિષય-કષાયમાં રત થયેલા અજ્ઞાની માણસોને જોઈ, જ્ઞાની પુરુષોને નરક યાદ આવે છે.

વિષય-કષાયને સેવનારો માનવ મરીને નરકે જાય છે, એટલું જ નહિ પરન્તુ જીવતા પણ તે પોતાના હૃદયમાં નરક ઊભું કરે છે. જેના હૃદયમાં ક્રોધ, છલ, પ્રપંચ વગેરે કષાયો ભરેલા છે તેનું હૃદય જીવતું નરક છે! ક્રોધી માણસ પોતાની અને બીજાની શાન્તિનો ભંગ કરે છે આ ક્રોધાદિ ભાવ નરક છે અને જે અહીંઆ પોતાના હૃદયમાં ભાવ નરક ઊભી કરે છે તે મરીને, નરકમાં જાય છે.

### સ્વર્ગની ચાવી: સદ્ગુણોનો વિકાસ

નરકમાં જવું કે સ્વર્ગમાં જવું, એ માણસના પોતાના હાથની વાત છે, માણસની એક મુઠ્ઠીમાં સ્વર્ગ છે અને બીજીમાં નરક છે; માણસ ધારે તો મુઠ્ઠી ઉઘાડી શકે છે અને ઇચ્છિત વસ્તુ માંગી શકે છે. હૃદયમાં સદ્ગુણોને વસાવવા એ ખરું સ્વર્ગ છે.

સંયમ, શીલ, સંતોષ વગેરે દિવ્ય ગુણો ખીલવવાથી, સ્વર્ગ આપણામા આવે છે. જીવતાં સ્વર્ગનો અનુભવ કરવા માટે આપણે આપણા હૃદયમાં વિવિધ ગુણોના પુષ્પોને ખીલવવા જોઈએ.

**અઢારમો ગુણ : કૃતજ્ઞતા**

હૃદયમાં સ્વર્ગ સર્જવા માટે ભગવાન મહાવીરે શ્રાવકના એક-વીસ ગુણો ફરમાવ્યા છે. તેમાં અઢારમો ગુણ કૃતજ્ઞતા છે. કોઈએ આપણા ઉપર યત્ કિંચિત ઉપકાર કર્યો હોય તો તેનો મહાન ઉપકાર માની, ઋણ મૂકત થવા પ્રયત્ન કરવો, તેનું નામ છે કૃતજ્ઞતા. કરેલા ઉપકારને ભૂલી જવું, તેનું નામ છે કૃતઘ્નતા. કૃતઘ્ની મનુષ્ય પૃથ્વી પર ભારરૂપ ગણાય છે.

**કૃતઘ્ની થવું, એ મહા પાપ છે**

જે માણસો ભલાઈના બદલામાં પણ બુરાઈ કરે છે, ઉપકાર પર અપકાર કરે છે તે કૃતઘ્ની કહેવાય છે. આવા માણસ અંગે સંસ્કૃતમાં એક શ્લોક છે; તેમાં કહ્યું છે કે, **नमे के पर्वता भारा, नमे भाराः सुसागराः। कृतघ्नास्तु महाभारा, भारा विश्वा-सघातकाः ॥** પૃથ્વી કહે છે કે મને પર્વતોનો કે સમુદ્રોનો ભાર લાગતો નથી, પણ કૃતઘ્ની અને વિશ્વાસઘાતી મનુષ્યોનો મને ઘણો ભાર લાગે છે. આવું કૃતઘ્ની થવું એ મહા પાપ છે. શ્રાવકે કૃતજ્ઞી થવું જોઈએ. ઉપકારનો બદલો ઉપરકારથી જ વાળવો જોઈએ. આ શ્રાવકનો અઢારમો ગુણ છે. આ ગુણને જે પ્રાપ્ત કરે છે તે સાચા સુખને મેળવી શકે છે.

**ઋણ મૂકત થવાનો ખરો માર્ગ**

શ્રી ઠાણાંગ સૂત્રમાં ફરમાવ્યા પ્રમાણે ત્રણ જણનાં ગુણનો બદલો વાળવો મુશ્કેલ છે : ગર્ભ ધારણ કર્યો ત્યારથી યોગ્ય વય થતાં સુધી અનેક કષ્ટો સહન કરી, સતત જાગૃતિપૂર્વક રક્ષણ કરનાર

માતા અને પિતાનો બદલો વાળવો મુશ્કેલ છે. કોઇ પુત્ર સ્વયં માત-પિતાને સ્નાનાદિ કરાવે, વસ્ત્રાભૂષણથી અલંકૃત કરે, ઇચ્છિત ભોજન આપે અને આજ્ઞાનુસાર વર્તન કરી, તેમને સંતુષ્ટ રાખે; અને તેમને કાંધ પર બેસાડીને ફેરવે તો પણ તે માત-પિતાના ઋણમાંથી મૂક્ત થઈ શકે નહિ; પરન્તુ પુત્ર પોતાના માત-પિતાને વિતરાગ પ્રણીત ધર્મ અંગીકાર કરાવે અને સમાધિ મરણ કરાવે તો તે ઋણ મૂક્ત થઇ શકે.

કોઇ શેઠ દરિદ્રને દ્રવ્યાદિની મદદ આપી ધંધે ચડાવે અને શ્રીમન્ત બનાવે; કર્મયોગે તે શેઠ દરિદ્ર બની જાય; તે વખતે તે ગુમાસ્તો પોતાના અસલના શેઠને બધી લક્ષ્મી અર્પણ કરી દે, એટલું જ નહિ પણ આખી જીંદગી દાસ થઇને સેવા કરે તો પણ તે ઋણ મૂકત થઈ શકે નહિ; પરન્તુ વિતરાગ પ્રરૂપીત ધર્મમાં તેમને સ્થિર કરી, સમાધિ મરણ કરાવે તો તે ઋણ મૂક્ત થઇ શકે.

કોઈ ધર્માચાર્યના ધર્મોપદેશથી ધર્મ પામી, ધર્મારાધનાના પરિણામે કોઈ દેવગતિ પામે, તે દેવ તે આચાર્યની યથોચિત ભક્તિ કરે; પરિષહ, ઉપસર્ગ, દુર્ભિક્ષ, દુષ્કાલાદિથી તેમનું સંરક્ષણ કરે; આ મુજબ વૈયાવૃત કરવા છતા, તે ઋણ મૂક્ત થઈ શકે નહિ; પરન્તુ કર્મયોગે આચાર્ય મહારાજના પરિણામ સંયમ માર્ગથી ચલિત થઇ જાય; તે સમયે તે તેમને યથોચિત ઉપાયો વડે ધર્મ માર્ગમાં સ્થિર કરી દે તો તે ઋણ મૂકત થઇ શકે.

## સ્ત્રીની સેવા પ્રતિ ઉપેક્ષા ન થઈ શકે

તમારે તમારી પત્નિની ઉપયોગિતા તરફ પણ બેદરકાર રહેવું ન જોઇએ. તેના ગુણને અને તેના કાર્યને પણ જાણવા જોઇએ; તેની લાગણીની પણ કદર કરવી જોઇએ. ઘણા પુરુષો એવા કૃતધ્ની હોય છે કે તેઓ સ્ત્રીઓની લાગણી અને તેના કામની

જરા પણ કિંમત આંકતા નથી.

સ્ત્રીઓની કેટલી બધી ઉપયોગિતા છે તે વિષે યુરોપનો એક કિસ્સો જાણવા જેવો છે. મિનેસોટાના એક ખેડુત જોનગેસ્ટરે ત્રીસ વર્ષના પરિણીત જીવન પછી પોતાની પત્નિ મેરીને કહ્યું કે, મારે વીસ વર્ષની ઉમરની એક કન્યા સાથે લગ્ન કરવાના હોવાથી, હું તારી સાથે છુટાછેડા કરવા માગું છું. મેરીએ શાંતિથી જવાબ આપ્યો કે તમે મને મારી લ્હેણી રકમ આપી દો, પછી છુટાછેડા ખુશીથી લઇ શકો છો. જોને તેની લ્હેણી રકમની વિગત માગી, ત્યારે તેની પત્નિએ કહ્યુ કે,

૩૦ વર્ષનો પગાર ૩૬,૦૦૦ ડોલર,

ખેતી સાચવવાના ૧૫,૦૦૦ ડોલર;

બાળકોની આયા, નોકરડી અને રસોયણ તરીકેનો પગાર ૨૪,૦૦૦ ડોલર.

આ રીતે કુલ ૭૫,૦૦૦ ડોલર થાય; તેમાંથી રહેવાના, જમવાના તથા કપડાના ૧૫,૦૦૦ ડોલર બાદ કરતાં આપને ૬૦,૦૦૦ ડોલર આપવાના રહે.

આ ઉપરાંત મેરીએ પોતે કેટલી વખત રસોઇ કરી આપી હતી, ધોવામાં કેટલા કલાક ગાળ્યા હતા, પગરખા કેટલી વખત સાફ કરી આપ્યાં હતાં, મોજામા કેટલી વાર થીગડાં મારી આપ્યા હતા તેની પણ વિગત આપી.

આગળ ચાલતાં મેરીએ જણાવ્યું કે, 'બીજા ખેડુતોની પત્નિઓ કરતાં વિશેષ કાર્ય કર્યાનો દાવો હું નથી કરતી, આમ છતાં જે ફરજનું પૈસામાં મૂલ્ય ન થઇ શકે તેને મેં આ હિસાબમાં પડતી મૂકી છે; જો તમારે તે સેવાના પૈસા આપવા પડયા હોત તો તેનું તમને કેટલું ખર્ચ લાગત, તે ગણવાની મારામાં શક્તિ નથી.

તમે જ્યારે મારો ત્યાગ કરવા માગો છો અને ભેગી કરેલી મૂડીમાં મારે સ્થાને એક બીજી સ્ત્રીને ભાગીદાર બનાવવા ઇચ્છો છો, ત્યારે ભાગીદાર તરીકે મારા લ્હેણા નીકળતા પૈસા ચુકવ્યા સિવાય, ભાગીદારી છુટી પાડી શકાય નહિ. આ વાત સાથે તમે પણ સહમત થશો.'

મેરીએ આ આંકડાઓ આપ્યા, ત્યારે જોનને પોતાની સ્ત્રીની કિંમત સમજાણી અને તેણે છુટાછેડા લેવાનું તેમજ બીજી સ્ત્રી પરણવાનું માંડી વાળ્યું! આ ઉપરથી સમજી શકાશે કે હજારો રૂપીઆ ખર્ચવા છતા જે ગૃહકાર્ય ન થઇ શકે તે કાર્ય સુંદર રીતે અને લાગણીપૂર્વક સ્ત્રી કરે છે, તેથી સ્ત્રી પ્રતિ પણ કૃતજ્ઞતાની દષ્ટિ રાખવી જોઇએ.

## માત-પિતાના સ્નેહાળ હૃદયનું દૃષ્ટાંત

માત-પિતાનો સંતાન પર અનહદ ઉપકાર હોય છે; તેનો બદલો વાળવા હંમેશા કૃતજ્ઞી રહેવું જોઇએ તે વાત અગાઉ કહી છે. માતાનું હૃદય લાગણીઓથી કેટલું બધુ ભરપૂર હોય છે તે ફ્રેન્ચ લેખક આલેખેલ એક વાર્તા પરથી સમજાશે. એક વિધવા માતાનો પુત્ર ખરાબ સોબતને લીધે ચારિત્રહીન બન્યો અને તે વેશ્યાને ત્યા આવ જા કરવા લાગ્યો; તે વેશ્યાના મોહમાં એટલો મગ્ન બન્યો હતો કે ગણિકાની સર્વ ઇચ્છાઓ તે પૂર્ણ કરવા લાગ્યો. એક વાર ગણિકાએ યુવકને કહ્યુ, 'જો તમને મારા પર સાચો પ્રેમ હોય તો આપણા પ્રેમમા અંતરાયભૂત થની તમારી માતાનું હૃદય મને લાવી આપો' પ્રેમાંધ બનેલ યુવકે તે માગણી સ્વીકારી; તે ઘેર ગયો અને માતાના કાળજાને કાઢીને, થાળીમાં મૂકી, વેશ્યાને આપવા તે ઉતાવળે ઉતાવળે જવા લાગ્યો. રસ્તામાં તેને પત્થરની ઠોકર લાગી, ત્યારે માતાનુ કાળજું બોલી ઉઠયું– 'ખમ્મા મારા વીરાને!' ફ્રેન્ચ લેખકની આ કથા કાલ્પનિક છે,

પણ આ કથા દ્વારા તેણે માતાની લાગણીનું બરાબર આલેખન કર્યું છે. ઉન્માર્ગે ચડેલ પોતાના સ્વચ્છંદી અને કાળજુ કાઢી લેનાર પુત્રને ઠોકર લાગે છે, ત્યારે પણ માતા તેટલા જ સ્નેહથી કહે છે કે, 'મારા પુત્રનું રક્ષણ હજો.' માતાનું હૃદય કેટલું સ્નેહાળ હોય છે, તેનો ખ્યાલ યુવકને આવે છે અને તે પોતાની ભૂલ પણ સુધારે છે. આ કથા ભલે કાલ્પનિક હોય, પરન્તુ માતાનુ હૃદય તો ખરેખર આવું જ સ્નેહાળ હોય છે; તેથી માત-પિતાની સેવા કરવી, એ સંતાનોની પવિત્ર ફરજ છે.

## કૃતજ્ઞતાનો સાચો અર્થ

કૃતજ્ઞતાનો સાચો અર્થ બતાવતાં એક વિદ્વાન કહે છે કે, Gratitude is not only the memory, but the homage of the heart-કૃતજ્ઞતા એ ફક્ત કરેલા ઉપકારને યાદ રાખવો એટલું જ નહિ, પરન્તુ હૃદયપૂર્વક તેનો સત્કાર કરવામા કૃતજ્ઞતા રહેલી છે. ઉપકાર કરનારે 'મેં ઉપકાર કર્યો છે' તેમ યાદ ન રાખવું જોઈએ, પણ જેના ઉપર ઉપકાર કરવામાં આવેલ છે તેણે તો કદી ઉપકાર ભૂલવો ન જોઈએ.

## ઋણ મૂક્ત થવા જાગૃતિ સેવો

આવી રીતે આ બધા ઉપકારીઓ તરફ કૃતજ્ઞતા બતાવવી, એ શ્રાવકનો અઢારમો ગુણ છે. કોઇએ નાનો સરખો ઉપકાર કર્યો હોય, તો પણ તે યાદ રાખવો જોઈએ, એટલું જ નહિ પરન્તુ જે માણસ મુશ્કેલીમા ઉપયોગી બને તેને જરૂરી સમયે ઉપયોગી બનવા માટે તમારે પણ જાગૃતિ સેવવી જોઈએ.

## બદલો આપવાના ત્રણ પ્રકાર

એક અગ્રેજ વિદ્વાને કહ્યું છે કે, To return evil for good is devilish, to return good for good is

human, but to return good for evil is divine. અર્થાત્ ભલાઈનો બદલો બુરાઇથી આપવો એ રાક્ષસીપણું છે, ભલાઇનો બદલો ભલાઈથી આપવો તેમાં માનવતા રહેલી છે, પરન્તુ બુરાઇનો બદલો પણ ભલાઈથી વાળવો તે દિવ્યતા છે.

### કૃતજ્ઞતાનું આદર્શ દષ્ટાંત

જૈન આચાર્યોમાં હરિભદ્રસૂરિનું નામ પણ ગણાય છે. તે એક મહાન વિદ્વાન હતા; તેમણે વિદ્વતાપૂર્ણ અનેક દાર્શનિક ગ્રંથો લખ્યા છે, તે ગૃહસ્થાશ્રમમાં મેવાડના મહારાણાના રાજપુરોહિત હતા, તે દાર્શનિક મોટા વિદ્વાન પણ હતા અને તેમને પોતાના જ્ઞાન માટે એટલો આત્મ સંતોષ હતો કે 'હું ન સમજું તેવું જ્ઞાન હવે છે જ નહિ' તેમણે એક વખત કહેલું કે, જો કોઈના જ્ઞાનને હું ન સમજી શકું અને મને તે સમજાવે તો હું તેનો શિષ્ય બનું.'

એક વાર તે જૈન ઉપાશ્રય પાસે થઇને પસાર થતા હતા; ઉપાશ્રયમાં વૃદ્ધ સાધ્વી 'યાકીની મહત્તરા' એક ગાથા બોલી રહ્યા હતા. તેનો અર્થ તે કંઇ સમજી શક્યા નહિ, તેથી તેમનું અભિમાન ઓગળી ગયું અને સાધ્વી પાસે જઇને તેમણે તે ગાથાનો અર્થ સમજાવવા વિનતિ કરી. સાધ્વીજીએ ગાથાનો અર્થ સમજાવ્યો; ગાથાનો અર્થ સમજીને તે ખૂબ સંતોષ પામ્યા અને પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે હરિભદ્ર તેમના શિષ્ય થવા તૈયાર થયા.

સાધ્વીજીએ કહ્યું, 'ભાઈ! અમારા જિન શાસનમાં કોઇ પુરુષ સાધ્વી પાસે દિક્ષિત થઇ શકે નહિ, માટે તમે અમારા આચાર્ય પાસે દીક્ષા અંગીકાર કરો.' તેમણે તે પ્રમાણે કર્યું અને તે જૈન ધર્મના એક મહાન જ્યોતિર્ધર આચાર્ય બન્યા, અને અનેક તાત્ત્વિક ગ્રંથો રચ્યા. આ મહાન આચાર્યની અંદર પણ કૃતજ્ઞતાનો ભાવ ભરપૂર હતો. તેમણે પોતાની દરેક કૃતિમાં પોતાના

નામને બદલે 'યાકીની મહત્તરા સુનુ' [યાકીની મહત્તરાનો પુત્ર] નામ લખેલ છે અને એ રીતે તે સાધ્વીજીનું નામ અમર બનાવ્યુ છે. સાધ્વીજી પ્રતિની પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરવા માટે તેમણે પોતાનું સર્વસ્વ જ્ઞાન તેમના ચરણે ધરી દીધું !

કૃતજ્ઞતાનું આ આદર્શ દષ્ટાંત નોંધપાત્ર છે.

**ઋણ મૂકત થવાથી શાંતિ મળે છે**

જે થોડા ઉપકારને પણ ઘણો કરીને માને છે તેનું મન હંમેશા શાંતિમાં રહે છે. એક વિદ્વાને કહ્યું છે કે,

He enjoys much who is thankful for little, a greatful mind is both a great and a happy mind.

જે થોડા ઉપકારને પણ ઘણો માને છે તે ઘણો આનંદ અનુભવી શકે છે. કૃતજ્ઞ મન એ વિશાળ અને આનંદી મન છે.

**કૃતજ્ઞતા દૈવી ગુણ છે.**

કૃતજ્ઞતા માટે એક વિદ્વાન તો એટલે સુધી કહે છે કે, God has two dwellings-one in heaven and the other in a meek and thankful heart-ઈશ્વરના બે નિવાસ-સ્થાનો છે: એક સ્વર્ગમાં અને બીજું નિવાસસ્થાનં શાન્ત અને કૃતજ્ઞ હૃદયમાં. કૃતજ્ઞતાનો ગુણ આટલો દૈવી ગુણ છે. જે માનવ આ ગુણને અપનાવે છે તે આ લોકમાં અને પર લોકમાં સુખી થાય છે.

## ૧૯. વૃદ્ધાનુગામી

### મનુષ્યભવ-રત્નજડીત સુવર્ણનો થાળ

કોઈ માણસ રત્નજડીત સુવર્ણના થાળમાં કચરો ભરી રહ્યો હોય તો તમે તેને મૂર્ખ કહેશો, પણ આજે તો માનવ માત્ર આવી મૂર્ખાઈ કરી રહ્યો હોય તેમ જણાય છે. મનુષ્ય જન્મ એ સુવર્ણના થાળ જેવો છે, તેમાં માણસ આજે વિષય-કષાયનો કચરો ભરી રહ્યો છે. સોનાના કળશમાં દારૂ ભરનાર મૂર્ખ ગણાય છે તેમ સુવર્ણ કળશ સમાન માનવ દેહમાં રાગ-દ્વેષનો દારૂ ભરનાર પણ અજ્ઞાની જ કહેવાય છે. સોનાની થાળીમાં કચરો ભરનાર પ્રતિ સૌ કોઇ હસે છે તેમ વિષય-કષાયમાં આસક્ત પુરુષોને જોઇને જ્ઞાનીઓ હસે છે. એમ કહેવાય છે કે અમૃતનું એક બિંદુ નવજીવન આપે છે, કોઇ માણસને એવા અમૂલ્ય અમૃતનો આખો ઘડો મળ્યો હોય અને તે, તે વડે પગ ધોવા લાગે તો મૂર્ખ ગણાશે; જ્યારે તેને અમૃતની કિંમતની જાણ થશે ત્યારે તેના પસ્તાવાનો પાર નહિ રહે, તેવી જ રીતે મનુષ્ય જન્મ પણ અમૃતના કુંભ જેવો છે, તેની એક સેકન્ડ પણ નિરર્થક જશે, તો પસ્તાવાનું રહેશે, માટે તેના એકેક બિંદુનો સદુપયોગ કરવો જોઇએ.

### મનુષ્યભવ-કલ્પવૃક્ષ

જ્ઞાની પુરૂષો મનુષ્ય જન્મને કલ્પવૃક્ષની ઉપમા પણ આ વૃક્ષની નીચે બેઠેલો માનવી જે ઇચ્છા કરે તે તેને મળે છે; વ

ખોરાક, વગેરે જે કંઈ વસ્તુ ઇચ્છે તે કલ્પવૃક્ષ નીચે બેસીને પ્રાપ્ત કરી શકાય છે મનુષ્ય ભવ પણ કલ્પવૃક્ષની જેમ ઇચ્છિત ફળ આપે છે, મનુષ્યભવમાં માણસ ઇચ્છે તો તે સ્વર્ગ મેળવી શકે છે અને ગાફેલ રહે તો નરક પણ પ્રાપ્ત કરે છે. મોક્ષ માટે પુરુષાર્થ કરવામાં આવે તો તે પણ મેળવી શકાય છે. આમ મનુષ્ય જન્મ કલ્પવૃક્ષની જેમ ઇચ્છિત વસ્તુ આપે છે; મનુષ્યભવ પ્રાપ્ત કરીને, કઈ દિશામાં પુરુષાર્થ કરવો, તે જ સૌએ વિચારવાનું રહે છે.

## માનવદેહનો ઉપયોગ

એક વાર એક રાજા જંગલમાં ફરવા માટે ગયેલો, પણ રસ્તામા તે પોનાના સાથીઓથી છૂટો પડી ગયો; મધ્યાન્હનો સમય હતો; રાજાને અત્યંત તૃષા લાગી હતી; આમ તેમ રાજાએ જોયુ, પણ પાણી ક્યાંય દેખાયું નહિ, એટલામાં એક જંગલી ભીલ રાજાને મળ્યો, તેની પાસે થોડું પાણી હતું; તે તેણે રાજાને આપ્યું; જો રાજાને પાણી ન મળ્યું હોત તો રાજા, પાણીના અભાવે તૃષાથી વ્યાકુળ બની મરી જાત, પાણી મળવાથી તેને જીવત દાન મળ્યું.

ભીલે રાજાને નગરાનો રસ્તો પણ બતાવ્યો; આ ઉપકારમાંથી ઋણ મૂક્ત થવા માટે, રાજાએ ભીલને એક ચંદનનો બગીચો ઇનામમાં આપ્યો, પણ તે જગલી ભીલ ચંદનને ઓળખી શક્યો નહિ. ચંદનના લાકડાં કાપી, તેના કોલસા બનાવી, ભીલે વેચવા માંડયા ! છેવટે એક વૃક્ષ બાકી રહ્યું ! એક સમયે રાજા ફરીથી તે રસ્તે નીકળ્યો, બગીચાની આવી સ્થિતિ જોઈ, તેને બહુ દુઃખ થયું; ભીલને પાસે બોલાવી, રાજાએ બાકી રહેલા એક વૃક્ષની એક નાની ડાળી તોડી અને ભીલના હાથમાં મૂકી કહ્યું, 'જો, શહેરમાં જઇ કોઇ ગાંધીની દુકાને આ વેચી આવ.' ભીલ ગાંધીને ત્યાં ગયો. ગાંધી ઘણો પ્રમાણિક હતો; તેણે ચંદનના લાકડાની

યોગ્ય કિંમત આપી; તે જોઇને ભીલ નવાઇ પામ્યો: ભીલ ચંદન વેચીને પાછો આવ્યો, ત્યારે રાજાએ કહ્યું, 'જો ભાઈ, આ તો કિંમતી લાકડા છે, એકેક વેંત લાકડાના આટલા રૂપીઆ ઉપજે છે તો આખા બગીચાના કેટલા રૂપીઆ ઉપજત? ચંદનના બગીચાની આટલી કિંમત જાણ્યા પછી ભીલના પશ્ચાતાપનો પાર ન રહ્યો.

પ્રશ્ન એ છે કે ભીલની જેમ આપણે પણ પશ્ચાતાપ કરવો પડે તેવું તો આપણે કરતા નથી ને? આ પ્રશ્ન સૌ કોઇએ પોતાની જાતને પૂછવો ઘટે છે. ચંદન સમાન કિંમતી આ માનવ દેહ છે; તેવા અમૂલ્ય માનવ દેહને રાગ-દ્વેષ અને વિષય-કષાયની અગ્નિમાં બાળીને, તેનો કોલસો તો નથી કરતા ને? જો એમ કરતા હોઇશું, તો પેલા ભીલની જેમ આખરે પસ્તાવું પડશે.

## ઓગણીસમો ગુણ : વૃદ્ધાનુગામી

માનવજીવન સફળ બનાવી શકાય અને પસ્તાવાનો સમય આવે નહિ તે માટે ભગવાન મહાવીરે આગાર ધર્મ અને અણગાર ધર્મ નામના બે પ્રકારના ધર્મ બતાવ્યા છે, આગાર ધર્મમા અર્થાત્ શ્રાવક ધર્મમાં બાર વ્રતનું પાલન અને એકવીસ ગુણોની પ્રાપ્તિ કરવાનું ભગવાને ફરમાવ્યું છે, તે પૈકી શ્રાવકનો ઓગણીસમો ગુણ 'વૃદ્ધાનુગામી'નો છે. વૃદ્ધાનુગામીનો અર્થ છે વૃદ્ધજનોનું સન્માન સાચવવું અને ગુણવૃદ્ધોની આજ્ઞામાં રહેવું. વૃદ્ધજનોના ઉત્તમ ગુણોનો સ્વીકાર કરવો, તેમના જેવા સદાચારી બનવાનો શક્ય પ્રયત્ન કરવો, તેમની યથોચિત ભક્તિ કરવી, અને વૃદ્ધજનોના જ્ઞાનાદિ ગુણોનું અનુકરણ કરવું-આ છે વૃદ્ધાનુગામીપણું. શ્રાવકે આ ગુણ યથા યોગ્ય રીતે ખીલવવો જોઇએ.

### વૃદ્ધ એટલે જ્ઞાનવૃદ્ધ

વૃદ્ધનો અર્થ અત્રે સ્પષ્ટ કરવાની જરૂર છે. ઉમરમાં જે

મોટો હોય તે જ વૃદ્ધ છે એમ નહિ, ગુણમા મહાન હોય, પછી ભલે ને તે ઉમરમાં નાનો હોય તો તે પણ ગુણવૃદ્ધ કહેવાય અને તેનું અનુકરણ પણ કરવું જોઈએ.

કોઈ ઉમરમાં તમારા કરતાં નાનો હોય, પરન્તુ તેને તમારા કરતાં વિશેષ જ્ઞાન હોય તો તે જ્ઞાનવૃદ્ધ ગણાય અને એના સમ્યક્ જ્ઞાનને અનુસરવું, એ તમારૂ કર્તવ્ય છે. સસ્કૃતમા એક શ્લોકમા કહ્યું છે કે–

तप श्रुतं धृति ध्यानं, विवेको यमः संयमो ।।
ये वृद्धास्तेषु ते वृद्धाः न पुन. पलितांकुरा ।।

અર્થાત્ જે તપમાં, જ્ઞાનમાં, ધૈર્યમાં, ધ્યાનમાં, વિવેકમા, યમમાં, સયમમાં, ઇત્યાદિ ગુણોમાં વૃદ્ધ છે તે જ ખરો વૃદ્ધ છે. એકલા સફેદ વાળ થવાથી, તે વૃદ્ધ કહેવાતો નથી.

આવા ગુણો વડે જે વૃદ્ધ છે તેની તન, મન, ધનથી ભક્તિ કરવી, તે શ્રાવકનું કર્તવ્ય છે ગુરૂની આજ્ઞાનું પાલન કરવાથી ઘણા જડબુદ્ધિવાળા પણ જ્ઞાની થઈ જાય છે.

### વૃધ્ધોને અનુસરવામાં સલામતી છે

અનુભવી, જ્ઞાની અને સમાજહિતેચ્છુ વૃદ્ધ પુરુષને ન અનુસરનારને પશ્ચાતાપ કરવો પડે છે. સ્વતંત્રરીતે વિચાર કરવાની અને હિતાહિત સમજવાની શકિત કોઈ વિરલ પુરુષમાં જ હોય છે. સારાસારનો વિચાર સૌ કોઇ કરી શકતું નથી, તેથી સાધારણ બુદ્ધિવાળા માણસોએ હંમેશા પોતાનાથી વિશેષ અનુભવી, બુદ્ધિશાળી અને સયમી પુરુષને અનુસરવું જોઇએ. સમાજની સેવા કરનારા સાચા સેવકોને અનુસરનાર સમાજ જ પોતાનું ઉત્થાન કરી શકે છે. જે સમાજ કે રાષ્ટ્ર પોતાના સાચા નેતાઓને અનુસરતાં નથી તે સમાજ કે રાષ્ટ્ર વિનાશ તરફ ઘસડાઈ જાય છે.

જેમ સમાજ અને રાષ્ટ્રનું છે તેવું જ કુટુમ્બનું પણ છે. અનુભવી અને હિતચિંતક વડીલને જે કુટુમ્બીજનો અનુસરતા નથી, તેઓ પણ ઉન્માર્ગે દોરાઈ જાય છે.

ભારતની પ્રજા મહાત્મા જેવા નેતાને સ્વતંત્રતાની પ્રાપ્તિ પછી અનુસરી હોત અને સત્ય, ન્યાય, નીતિ, સાદગી, પ્રમાણિકતા અને સંયમનો પાઠ શીખી હોત તો તે વિશ્વ માટે એક આદર્શ પ્રજા બનત અને આજની વિષમ પરિસ્થિતિના અનેક અનર્થો, કષ્ટો અને વિટંબણાઓમાથી બચી શકત; સાથે સાથે સ્વતંત્રતાનો આનંદ પણ લઈ શકત; રામરાજ્યનું તેમનું સ્વપ્નું પણ સિદ્ધ કરી શકત, પરન્તુ મહાત્માજી જેવા નેતાને ન અનુસરવાને કારણે અને સાદગી, ન્યાય, નીતિ પ્રમાણિકતા, સત્ય અને સંયમને ઠોકરે મારવાથી, ભારતની પ્રજા નૈતિક દૃષ્ટિએ નીચે ઉતરતી જાય છે અને બાહ્ય આપત્તિઓમાં ઉમેરો કરતી જાય છે.

આંધળો માણસ પોતાને દોરનારને ન અનુસરે તો તે આપત્તિમા મુકાઈ જાય છે તેમ અલ્પબુદ્ધિ, અલ્પવય અને અલ્પ અનુભવવાળા માણસો પોતાના વડીલો, નેતાઓ, સંરક્ષકો કે જ્ઞાનીઓને પગલે ન ચાલે અને તેમની આજ્ઞાનો અનાદર કરે તો તેમનું જીવન પણ આંધળા માણસની જેમ જોખમમા મુકાવાનો સંભવ છે.

### આજના યુવકોનું માનસ

ઘણા યુવકો અનુભવીઓએ આપેલી હિતશિક્ષાને હસી કાઢે છે, પરન્તુ સમય આવે છે ત્યારે જ તેમની દીર્ઘદૃષ્ટિનો ખરો ખ્યાલ આવે છે, તેથી અનુભવીએ અગર તો ધર્મના વડપુરુષે કહેલી વાત ગળે ન ઉતરે તો પણ તમારે તેનો અનાદર કરવો ન જોઈએ; તેમની વાત પર તમો થોડો વિચાર કરશો, તો તેમની વાત પાછળનું રહસ્ય તમને સમજાશે.

કોઈ વખતે તમોને તેમની વાત બરાબર ન લાગે તો પણ

તેમના બહુમાનની ખાતર તમારે તેમનો જવાબ બહુ જ નમ્રતા પૂર્વક આપવો જોઈએ. આજકાલના યુવકો વૃદ્ધોને અનુસરવાને બદલે, તેમની મશ્કરી ન કરે તો પણ ઘણું સારૂં !! કવિવર રવિન્દ્રનાથ ટાગોરના સાહિત્યમા એક પૌત્રે દાદા પર લખેલા પત્રની હકીકત આવે છે; પૌત્ર દાદાને લખે છે કે, 'જ્યારથી તમારા આગળના બે દાત પડી ગયા છે, ત્યારથી તમારા મોઢામાં કોઇ વાત રોકાતી નથી, તમે ફાવે તેમ બોલો છો. તમારા દાત તો પડી ગયા છે, પણ દાતોની તિક્ષ્ણતા તો તમારી જીભ ઉપર હજુ પણ રહી ગઈ છે. તમારો કઠોર વસ્તુનો ખોરાક તો અટકી ગયો છે, પણ તમારાં કઠોર વચનો હજુ અટક્યાં નથી; તમારૂં દાત વગરનુ હાસ્ય સારૂ લાગે છે, પણ દાત વગરનું કરડવું ગમતું નથી. તમારી નેત્ર શક્તિ ક્ષીણ થઈ ગઈ છે, એટલે ચશ્મા વગર તમો ઓછું જોઇ શકો છો, પણ પૌત્રોના દોષો તો તમને ચશ્મા વિના પણ સાફ દેખાય છે.'

એક પૌત્રે પોતાના દાદા પર લખેલ પત્રમાં આજના યુવકોના માનસનું કવિવરે આબેહૂબ પ્રતિબિંબ પાડયું છે. વૃદ્ધો પ્રતિ ઉદ્ધતાઈ નહિ, પણ નમ્રતાનું વર્તન રાખવુ અને અનુભવી-ત્યાગી પુરુષોને અનુસરવું, તેમાં જ વૃદ્ધાનુગામીપણું છે.

## વૃધ્ધની સલાહની અવગણનાનું પરિણામ

આપણા સંસ્કૃત સાહિત્યમાં પંચતંત્ર નામનો એક નીતિગ્રંથ છે, તેમાં જુદા જુદા પ્રસંગો દ્વારા માણસે કેમ વર્તવું તેવો બોધ આપવામાં આવ્યો છે. પંચતંત્ર જેટલો લોકપ્રિય કોઈ પણ ગ્રંથ વિશ્વમાં બનેલ નથી. જગત ગ્રંથાવલીમાં પહેલું પંચતંત્રનું નામ આવે છે. શ્રી વાલજીભાઇ દેસાઈ પોતાની તંત્રકથા નામની સ્તકાની પ્રસ્તાવનામાં લખે છે કે, 'જેમ આપણામાં દિગ્વિજયી ૫ એક બુદ્ધ જ થયા છે તેમ દિગ્વિજયી ગ્રંથ એક પંચતંત્ર

જ રચાયેલ છે.' વિશ્વની ભિન્ન ભિન્ન ૫૦ જેટલી મુખ્ય ભાષાઓમાં પંચતંત્રનો અનુવાદ થયો છે બાયબલનો પ્રચાર થયો છે, પણ તે પ્રેરીત પ્રચાર છે, ત્યારે પંચતંત્રનો પ્રચાર સ્વયં થયેલ છે. આ રીતે પંચતંત્ર વિશ્વ સાહિત્યની અંદર અદ્વિતિય ગ્રંથ છે. તેમા જુદા જુદા પ્રસંગો દ્વારા માણસે કેમ વર્તવું તેવો બોધ આપવામાં આવ્યો છે; દરેકે પોતાના નેતાને અનુસરવું જોઇએ તેવો બોધ આપવા માટે, તેમાં પક્ષીઓની એક ઘટના મૂકવામાં આવી છે.

એક વાર એક કબુતરનું ટોળું ચણવા જઈ રહ્યુ હતું. આકાશમા ઉડતાં ઉડતાં કબુતરોએ જંગલમાં ચોખા પથરાયેલાં જોયા. કબુતરોએ નીચે ઉતરી, એ ચોખા ચણવાનો વિચાર કર્યો, પણ તેમનામાંના એક આગેવાન વૃદ્ધ કબુતરે કહ્યુ કે, 'ભાઇઓ ! આપણે અહીંઆ વિચાર કરીને ઉતરવુ જોઈએ; કારણ કે આ જંગલ છે, અહીં ચોખા કેવા ! અહીં આસપાસમાં નથી કોઇ ગામ કે નથી કોઇ ખેતર; માટે આમાં કંઇ દગો હોવો જોઈએ. ચોખા ચણવાના પ્રલોભનમાં આપણે મુસ્કેલીઓમાં મુકાઈ જઇએ તેવો મને તો ભય લાગે છે.'

બીજા કબુતરોએ વૃદ્ધની વાત હસી કાઢી અને કહ્યું કે, 'આ બુઢ્ઢાને તો જ્યા ને ત્યાં વહેમ જ દેખાય છે ! માંડ માંડ ખાવાનું મળ્યું છે, ત્યાં આ બુઢ્ઢો ખાવાની ના પાડે છે; જો આપણે તેની વાત માનશું તો ભૂખ્યા મરી જઇશું, માટે આપણે તેની વાત પર ધ્યાન આપવું જોઇએ નહિ. ચાલો આપણે નીચા ઉતરીએ અને ચોખા ચણીએ.'

આમ વિચારી, તેઓ સાથે નીચે ઉતર્યા; જેવા તેઓ ચોખા ખાવા લાગ્યા, તેવા જ પારધીએ જમીન પર પાથરેલી જાળમા ફસાઇ ગયા. તેઓને પોતાના નેતાના શબ્દો યાદ આવ્યા

તેમનું કહ્યું ન માનવા બદલ તેમને પશ્ચાતાપ થવા લાગ્યો.

છેવટે બધા કબુતરોએ સાથે મળીને વૃદ્ધ કબુતરને કહ્યું, 'આપનું ન માન્યું, તેથી આ આપત્તિ આવી પડી, હવે આમાંથી બચવાનો કોઈ ઉપાય બતાવો તો સારું.'

વૃદ્ધ કબુતરે જાળમાંથી મૂક્ત થવાની યુક્તિ બતાવી, તે મુજબ સર્વેએ કર્યું અને તેઓ તેમાંથી મૂક્ત થયા, પચનંત્રના રચયિતા કવિ આ કથા ઉપરથી કહેવા ઇચ્છે છે કે જે માણસો પોતાના વૃદ્ધ-વડીલ પુરુષને કે પોતાના સાચા નેતાને અનુસરતા નથી તેઓ આ રીતે આકસ્મિત આપત્તિમાં મૂકાઈ જાય છે; તેથી જીવનને સુરક્ષિત બનાવવા માટે, વૃદ્ધાનુગામી બનવું જોઇએ.

## આદર્શ ગૃહસ્થનું કર્તવ્ય

આદર્શ ગૃહસ્થ વૃદ્ધોની કદી મશ્કરી કરતો નથી, વૃદ્ધોને તે યથા યોગ્ય માન આપે છે, વૃદ્ધોની વાતોને તે કદી હસી કાઢતો નથી, પણ તેમા જે કાંઈ સત્ય માલૂમ પડે તે ગ્રહણ કરવા તત્પર રહે છે. જ્ઞાની, તપસ્વી ને ત્યાગી પુરુષોને અનુસરવામા જ તે પોતાનું જીવન ધન્ય માને છે.

શ્રાવકના આ ઓગણીસમા ગુણને જે અપનાવે છે તેનું જીવન ક્રમે ક્રમે વિશેષ પ્રગતિશાળી બનતું જાય છે અને અંતે તે શાશ્વત શાંતિ પ્રાપ્ત કરે છે.

## ૨૦. વિશેષજ્ઞપણું

### માનવ જીવન ક્ષણિક છે

રાત્રિને સમયે ઝાકળ પડે છે તે મકાન ઉપર પડે છે તેમ ખેતરોમાં પણ પડે છે; ઘાસના પાંદડા પર પડેલું ઝાકળનું બિંદુ, સવાર પડતાં સૂર્યના કિરણોમાં હીરા માફક ઝળકી ઉઠે છે, પણ સહજ હવાનો ઝપાટો લાગતા જ તે ખરી પડે છે, ધુળમાં મળી જાય છે અને નાશ પામે છે. શાસ્ત્રકારોએ પણ માનવીની જીંદગીને ઝાકળના બિંદુ સાથે સરખાવી છે. ઉત્તરાધ્યયન સૂત્રના દશમા અધ્યયનની બીજી ગાથામાં ભગવાને ગૌતમ સ્વામીને સંબોધીને ફરમાવેલ છે કે-

**कुसग्गे जह ओस बिंदुए, थोवं चिट्ठई लंब माणए।**
**एवं मणुयाण जीवियं, समयं गोयम मा पमायए॥**

અર્થાત્ કુશાગ્ર ઉપર જેમ ઓસ બિંદુ જરા વાર રહે છે અને નાશ પામે છે તેમ માનવીનું જીવન પણ ક્ષણિક છે, માટે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ કર નહિ.

### સતત જાગૃત રહેવાની આવશ્યકતા

ગૌતમ સ્વામી જેવા જ્ઞાની અને તપસ્વી મહા પુરુષને ભગવા આ અધ્યયનમા એક વાર નહિ, પણ છત્રીસ વાર પ્રમાદ ન વાની ચેતવણી આપે છે. આવા જાગૃત પુરુષને, ભગવાન ચેતવણી આપતા હોય, તો આપણા જેવા સાધારણ માનવી

કેટલા બધા પ્રમાણમાં જાગૃતિ સેવવી જોઇએ !

ભરત મહારાજા-જેમના નામ પરથી આપણા દેશનું નામ ભારત પડેલું છે, જેઓ ઋષભદેવ ભગવાનના પુત્ર હતા, છ ખંડ ધરતીના ધણી હતા અને પહેલા ચક્રવર્તી હતા-તેમણે પોતાની પાસે એક સેવક રાખ્યો હતો; આ સેવકને એક જ કામ સોંપવામાં આવ્યું હતું. ભરત મહારાજ ન્હાતા હોય, જમતા હોય રાજદરબારમાં હોય કે અંતઃપુરમાં હોય, દરેક વખતે ચાકર એક જ વાક્ય બોલતો. 'ભરત ! ચેત, ચેત; સંસાર અસાર.' આટલું કહેવા માટે ખાસ નોકર રાખવામાં આવ્યો હતો; આ શબ્દો સાંભળીને, ભરત મહરાજ હંમેશા જાગૃત રહેતા હતા; પાપનો વિચાર મનમાં આવતાં જ, તે જાગૃત બનતા અને આ જીવનની ક્ષણિકતા વિચારી, પાપથી દૂર રહેતા. આપણે પણ પાપથી દૂર રહેવું હોય તો આ રીતે સતત જાગૃતિ સેવવી ઘટે છે.

## માનવ દેહની દુર્લભતા

જો એક વાર આ અમૂલ્ય માનવ દેહ નિરર્થક જતો રહેશે તો ફરી પ્રાપ્ત કરવો દુર્લભ છે; માનવ દેહની દુર્લભતા દર્શાવતી એક કથા છે. એક મોટું નગર હતું; ચોરાસી ગાઉનો તેનો વિસ્તાર હતો; ગામની બહાર નીકળવા માટે ફક્ત એક જ દરવાજો હતો. આંધળો માણસ દરવાજો શોધવા નીકળ્યો અને ઘણું રખડયો પણ દરવાજો તેને જડયો નહિ, તે સમયે રેલ્વેનો વ્યવહાર હતો નહિ અને રસ્તા પણ આજના જેવા સીધા હતા નહિ. આ આંધળો માણસ દરવાજો શોધતો ફરતો હતો, તેવામાં એક દયાળુ માણસનું ધ્યાન ગયું. તે માણસને તેના પર દયા આવી અને તેણે આંધળા માણસને રસ્તો બતાવતાં કહ્યું કે, 'થોડે છેટે ગામનો ફરતો ગઢ છે, તેના પર હાથ મૂકીને જશો તો થોડે છેટે દરવાજો આવશે.' આંધળા માણસને આ સલાહ પસંદ પડી અને તેનો અમલ પણ

શરૂ કર્યો. દિવસના તેણે ચાલવા માંડયું અને રાત પડે ત્યાં બેસી જવાનું અને ભીખ માગવાનું રાખ્યું; આ રીતે થોડા દિવસે તે દરવાજા પાસે આવ્યો, પણ એના દુર્ભાગ્યે દરવાજે આવ્યો ત્યારે જ ખંજવાળ આવી અને ખંજવાળવા તેણે ભીંત પરથી હાથ લઇ લીધો કે તુરત જ દરવાજો પસાર થઇ ગયો! તે આંધળો ફરી ચોરાસી ગાઉના ચક્કરમા પડ્યો! તેણે બરાબર જાગૃતિ ન સેવી અને ખંજવાળવા માટે ભીંત પરથી હાથ લઈ લીધો તો તેની આ દશા થઇ; ફરી ચોરાસી ગાઉનો ચકરાવો તેને ફરવાનો રહ્યો.

## વીસમો ગુણ : વિશેષજ્ઞતા

માનવ દેહ પણ ચોરાસી લક્ષ જીવાયોનીમાંથી નીકળવાનો દરવાજો છે; આવો અમૂલ્ય માનવ દેહ કોઇક વખતે જ પ્રાપ્ત થાય છે, પરન્તુ તે દરવાજો પ્રાપ્ત થતાં માણુસ જો ભોગવિલાસની ખંજવાળમાં પડી જાય તો દરવાજો પસાર થઈ જાય છે અને ફરી ચોરાસીના ફેરામાં ભટકવાનું રહે છે; તેથી મનુષ્ય જીવન સાર્થક કરી લેવાની જરૂર છે. ભગવાને તે માટે શ્રાવકના એકવીસ ગુણો ફરમાવ્યા છે અને 'વિશેષજ્ઞપણું' એ તે પૈકીનો વીસમો ગુણ છે.

## વિશેષજ્ઞતાનો અર્થ

વિશેષજ્ઞતા એટલે સત્ય–અસત્યનો, નીતિ–અનીતિનો, હિત–અહિતનો વિવેક રાખવો તે. માનવ દેહ ધારણ કરવા છતાં ઘણા માણુસો વિવેકહીન જીવન વિતાવે છે. આ વિવેકહીન જીવન પશુ તુલ્ય છે. પશુ પોતાની પીડા જાણે છે, પણ પારકાની પીડા જાણતો નથી તેમ અજ્ઞાની માણુસ પણ પારકાના દુઃખને સમજી શકતો નથી, જ્યારે વિશેષજ્ઞ પોતાની માફક પારકાની પીડાને પણ જાણી શકે છે.

## માનવતા અને પશુતાનો તફાવત

કુતરો ગમે તેને બટકું ભરી લે છે, કેમ કે સામા માણસને કેટલી પીડા થશે તે વિચારવાની તેનામાં શક્તિ નથી; ભેંસ માણસને શીંગડાં ભરાવે છે, ઉંદર કપડાં ફાડી નાખે છે; બિલાડી દુધ ઢોળી નાખે છે; કેમ કે બીજાને પીડા થશે કે નુકશાન થશે તે વિચારવાની તેમનામાં શક્તિ નથી.

આ જ રીતે માણસ બીજાને નુકશાન કરે અને સામાના દુઃખનો કે નુકશાનનો વિચાર ન કરે તે પણ પશુની કોટીમા ગણી શકાય. વિશેષજ્ઞ તો તેને કહી શકાય, જે પારકી પીડાને જાણે છે, બીજાને ઇજા પહોચાડતા અચકાય છે અને અજાણતા નુકશાન થઇ જાય તો તે માટે પસ્તાવો કરે છે.

ચાર જાનવર એક જગ્યાએ બાંધ્યા હશે તેમાંથી તમે ત્રણને ઘાસ નાખશો અને ચોથા જાનવરને ઘાસ નહિ નાખો તો પહેલા ત્રણે સુખેથી ખાશે, પરન્તુ તેને ચોથા જાનવર માટે લાગણી નહિ થાય કે તેને પણ ઘાસ ખાવા દેવાનો વિચાર સરખો યે નહિ આવે. 'બીજા તરફ સહાનુભૂતિ ન બતાવવી' તે પશુતાનું લક્ષણ છે. અજ્ઞાન માણસો પણ બીજા તરફ સહાનુભૂતિ બતાવતા નથી, ત્યારે વિશેષજ્ઞ બીજાની પીડાને જાણનારો હોય છે.

## અજ્ઞાની અને વિશેષજ્ઞનો તફાવત

અજ્ઞાની અને વિશેષજ્ઞ, બંને આકૃતિએ તો માનવ જ છે, પરન્તુ તે બંને વચ્ચે હાથી ઘોડા જેટલો તફાવત હોય છે. સોનુ અને પિત્તળ બંને એક જ રંગના જણાય છે, પણ બન્નેમાં કેટલો તફાવત છે? ગાયનું દૂધ અને આકડાનુ દૂધ–એ બંનેનો રંગ સરખો જ હોય છે, પરન્તુ ગુણમાં કેટલો તફાવત માલુમ પડે છે! આકડાનું દૂધ ઝેર સમાન છે, ત્યારે ગાયનું દૂધ અમૃત તુલ્ય છે. આકડાના દૂધનો છાંટો આંખમાં પડે તો માણુસ આંધળો બની

જાય છે, ત્યારે ગાયના દૂધથી માણસના શરીરને અને મગજને પોષણ મળે છે. આ જ રીતે અજ્ઞાન માણસનું જીવન વિષ તુલ્ય છે, જ્યારે વિશેષજ્ઞનું જીવન અમૃત તુલ્ય છે.

### વિશેષજ્ઞ પુરૂષ સમતા જાળવે છે

વિશેષજ્ઞ એટલે વિવેકી પુરુષ. તે દુઃખમાં ડરી જતો નથી અને સુખમાં છકી જતો નથી, જ્યારે સંપત્તિ ચાલી જાય છે ત્યારે વિવેકી પુરુષ લક્ષ્મીના ચંચળ સ્વભાવનો વિચાર કરે છે અને તેથી દુઃખ પામતો નથી; જ્યારે લક્ષ્મી આવે છે, ત્યારે પણ વિવેકી પુરુષ તેની ચંચળતા નજર સમક્ષ રાખે છે અને તેનો સદુપયોગ કરી લેવા પ્રયત્ન કરે છે. પુત્ર કે અન્ય સ્વજનનો વિયોગ થાય ત્યારે પણ તે શરીરની નાશવંત સ્થિતિનો વિચાર કરે છે અને શોકની લાગણીથી દૂર રહે છે. કોઈ વિવેકી પુરુષની નિંદા કરે તો તેથી તે દુખી થતો નથી અગર સ્તુતિ કરે તો તેથી તે ફુલાઈ જતો નથી.

સુખ અને દુઃખ આવે છે અને જાય છે; પવનની લહેરની માફક તે આવ-જા કર્યા કરે છે. વાદળાં જરા વારમાં આવે છે અને પાછા વિખરાઈ જાય છે; એમ સમજીને વિવેકી મનુષ્ય બંને સ્થિતિમા સમતોલપણું જાળવે છે.

વરસાદ વરસવાનો હોય છે ત્યારે વાદળાંઓ ચઢી આવે છે; એકદમ અંધારું થઈ જાય છે અને ગાજવીજ થવા લાગે છે; તોફાન થાય છે; હવા જોરથી ફુંકાય છે, ગરમી અને ઉકળાટ થાય છે, પરન્તુ થોડી વારમા વરસાદ આવે છે અને વાતાવરણ શાંત તેમજ શીતળ બની જાય છે. કુદરતનું તોફાન શાન્તિમાં પરિવર્તન પામે છે, તેમ આપત્તિઓ પણ ક્ષણભંગુર છે અને ફરી શાંત થઈ જાય છે; તેથી વિવેકી-વિશે- આપત્તિમાં ગભરાતો નથી, સુખમાં ફુલાતો નથી

## માનવતા અને પશુતાનો તફાવત

કુતરો ગમે તેને બટકું ભરી લે છે, કેમ કે સામા માણસને કેટલી પીડા થશે તે વિચારવાની તેનામાં શક્તિ નથી, ભેંસ માણસને શીંગડાં ભરાવે છે; ઉંદર કપડાં ફાડી નાખે છે; બિલાડી દુધ ઢોળી નાખે છે, કેમ કે બીજાને પીડા થશે કે નુકશાન થશે તે વિચારવાની તેમનામાં શક્તિ નથી.

આ જ રીતે માણસ બીજાને નુકશાન કરે અને સામાના દુઃખનો કે નુકશાનનો વિચાર ન કરે તે પણ પશુની કોટીમા ગણી શકાય. વિશેષજ્ઞ તો તેને કહી શકાય, જે પારકી પીડાને જાણે છે, બીજાને ઇજા પહોચાડતા અચકાય છે અને અજાણતાં નુકશાન થઇ જાય તો તે માટે પસ્તાવો કરે છે.

ચાર જાનવર એક જગ્યાએ બાધ્યા હશે તેમાંથી તમે ત્રણને ઘાસ નાખશો અને ચોથા જાનવરને ઘાસ નહિ નાખો તો પહેલાં ત્રણે સુખેથી ખાશે, પરન્તુ તેને ચોથા જાનવર માટે લાગણી નહિ થાય કે તેને પણ ઘાસ ખાવા દેવાનો વિચાર સરખો યે નહિ આવે. 'બીજા તરફ સહાનુભૂતિ ન બતાવવી' તે પશુતાનું લક્ષણ છે. અજ્ઞાન માણસો પણ બીજા તરફ સહાનુભૂતિ બતાવતા નથી, ત્યારે વિશેષજ્ઞ બીજાની પીડાને જાણનારો હોય છે.

## અજ્ઞાની અને વિશેષજ્ઞનો તફાવત

અજ્ઞાની અને વિશેષજ્ઞ, બંને આકૃતિએ તો માનવ જ છે, પરંતુ તે બંને વચ્ચે હાથી ઘોડા જેટલો તફાવત હોય છે. સોનુ અને પિત્તળ બંને એક જ રંગના જણાય છે, પણ બંનેમા કેટલો તફાવત છે? ગાયનું દૂધ અને આકડાનું દૂધ—એ બંનેનો રંગ સરખો જ હોય છે, પરન્તુ ગુણમાં કેટલો તફાવત માલુમ પડે છે: આકડાનું દૂધ ઝેર સમાન છે, ત્યારે ગાયનું દૂધ અમૃત તુલ્ય છે. આકડાના દૂધનો છાંટો આખમાં પડે તો માણુસ આંધળો બની

જાય છે, ત્યારે ગાયના દૂધથી માણસના શરીરને અને મગજને પોષણ મળે છે. આ જ રીતે અજ્ઞાન માણસનું જીવન વિષ તુલ્ય છે, જ્યારે વિશેષજ્ઞનું જીવન અમૃત તુલ્ય છે.

## વિશેષજ્ઞ પુરૂષ સમતા જાળવે છે

વિશેષજ્ઞ એટલે વિવેકી પુરુષ. તે દુઃખમાં ડરી જતો નથી અને સુખમાં છકી જતો નથી; જ્યારે સંપત્તિ ચાલી જાય છે ત્યારે વિવેકી પુરુષ લક્ષ્મીના ચંચળ સ્વભાવનો વિચાર કરે છે અને તેથી દુઃખ પામતો નથી; જ્યારે લક્ષ્મી આવે છે, ત્યારે પણ વિવેકી પુરુષ તેની ચંચળતા નજર સમક્ષ રાખે છે અને તેનો સદુપયોગ કરી લેવા પ્રયત્ન કરે છે. પુત્ર કે અન્ય સ્વજનનો વિયોગ થાય ત્યારે પણ તે શરીરની નાશવંત સ્થિતિનો વિચાર કરે છે અને શોકની લાગણીથી દૂર રહે છે. કોઈ વિવેકી પુરુષની નિંદા કરે તો તેથી તે દુઃખી થતો નથી અગર સ્તુતિ કરે તો તેથી તે ફુલાઈ જતો નથી.

સુખ અને દુઃખ આવે છે અને જાય છે; પવનની લહેરની માફક તે આવ-જા કર્યા કરે છે. વાદળાં જેમ વારમાં આવે છે અને પાછા વિખરાઈ જાય છે; એમ સમજીને વિવેકી મનુષ્ય બંને સ્થિતિમાં સમતોલપણું જાળવે છે.

વરસાદ વરસવાનો હોય છે ત્યારે વાદળાંઓ ચઢી આવે છે; એકદમ અંધારું થઈ જાય છે અને ગાજવીજ થવા લાગે છે; તોફાન થાય છે; હવા જોરથી ફુંકાય છે, ગરમી અને ઉકળાટ થાય છે; પરન્તુ થોડી વારમાં વરસાદ આવે છે અને વાતાવરણ શાંત તેમજ શીતળ બની જાય છે ઘડીભરનું તોફાન શાન્તિમાં પરિવર્તન પામે છે; તેમ આપત્તિઓ પણ આવે છે અને ફરી શાંત થઈ જાય છે; તેથી વિવેકી મનુષ્ય આપત્તિમાં ગભરાતો નથી, સુખમાં ફુલાતો ન

મુંઝાતો નથી.

ગીતાજીમાં સ્થિતપ્રજ્ઞનું વર્ણન કરતા આ જ વાત કહેવામાં આવી છે: दुःखे ष्वनुद्विग्नमनः सुखेषु विगतस्पृहः ।

**ઐહિક સુખની ક્ષણિકતા યાદ રાખો**

એક રાજાને એક સાધુ પુરુષના દર્શન થયાં; સાધુના ઉત્તમ ચારિત્રથી પ્રભાવિત થઇને, રાજા રોજ સંત પુરુષ પાસે ધર્મશ્રવણ કરવા જવા લાગ્યો. સાધુ જવાના હતા, ત્યારે રાજાએ નમ્રતાપૂર્વક કહ્યું, 'મહારાજ ! આપે મને ઘણો ઉપદેશ આપ્યો છે અને મને કૃતકૃત્ય બનાવ્યો છે, પણ મારા જેવો અલ્પજ્ઞ મનુષ્ય આપનો બધો ઉપદેશ યાદ રાખી શકેલ નથી, તેથી મને ટૂંકામા તેનો સાર કહી સંભળાવો તો કૃપા થશે.' સાધુ પુરુષે કહ્યું, 'રાજન્, ગમે તેવી અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ મનની સમતુલા સાચવી રાખવી-એ જ મારા ઉપદેશનો ટૂંકો સાર છે. વૈભવ કે વિપત્તિમાં મનની સમતા અખંડ રહે તે માટે તું તારા રાજભવનમાં 'यह भी दिन जायेगा' વાક્ય કોતરાવી રાખજે-જેથી દરેક સ્થિતિમાં સમતા જાળવવાની તને પ્રેરણા મળે.'

થોડા સમય બાદ, તે રાજા પર બીજો રાજા ચઢી આવ્યો. તેણે આ રાજાને હરાવ્યો, તેનું રાજ્ય કબજે કર્યું, રાજાને જેલમાં નાખ્યો અને પોતે તેના રાજમહેલમા રહેવા લાગ્યો. રાજભુવનમા જતાં જ તેણે પેલુ વાક્ય-यह भी दिन जायेगा-વાંચ્યું અને તેને થયુ મે બહુ ખોટું કામ કર્યું છે. આ રાજ્ય પણ કાયમને માટે થોડુ રહેવાનું છે ? આ વૈભવના દિવસો પણ ક્ષણભંગુર જ છે. તેવા ક્ષણિક વૈભવ માટે મેં રાજાને હેરાન કર્યો એ વ્યાજબી નથી કર્યું.' આમ વિચાર આવતા જ, તેણે કેદમાં પુરેલ રાજાને જેલ મૂક્ત કર્યો અને તેને તેનું રાજ્ય પાછું સોપ્યું. માણસ જો આટલો જ બોધ યાદ રાખે કે સંપત્તિ અને વિપત્તિ

અને ક્ષણિક છે અને એક દિવસે જતી રહેવાની છે તો તે અને પરિસ્થિતિમા મનની સમતુલા સાચવી શકશે. વિશેષજ્ઞ પુરુષ વૈભવ અને વિપત્તિની ક્ષણિકતા બરાબર સમજે છે અને તેથી તે ગમે તે પરિસ્થિતિમા સમભાવ જાળવી શકે છે.

ટૂંકામા હેય, જ્ઞેય અને ઉપાદેયની ત્રિપદીને યથાર્થ રીતે સમજીને જે જીવનમા ઉતારે તે વિશેષજ્ઞ કહેવાય; હેય વસ્તુનો જે ત્યાગ કરે, જ્ઞેય વસ્તુને સમજીને જે મધ્યસ્થ ભાવ સેવે અને ઉપાદેયને અનુસરીને જે કરવા યોગ્ય કાર્યો કરે તે વિશેષજ્ઞ કહેવાય.

અઢાર પાપસ્થાનક, રાગ-દ્વેષ અને વિષય-કષાય હેય વસ્તુઓ છે. રાગ-દ્વેષ જન્મ મરણના મૂળ કારણો છે; વિષય અને કષાયની આસક્તિથી કોઇ જીવ કદી સુખ મેળવી શકતો નથી, તેથી વિશેષજ્ઞ પુરુષ આ હેય તત્ત્વનો ત્યાગ કરે છે; જડ વસ્તુઓના નકામા સંગ્રહને પણ તે હેય સમજીને ત્યજી દે છે, જ્યારે આત્મવિકાસમા સાધક એવી ધર્મ ક્રિયાઓને ઉપાદેય સમજીને તે આચરે છે.

## વિશેષજ્ઞ વિવેક દષ્ટિ વડે જોઇ શકે છે

વિશેષજ્ઞ પુરુષ હૃદય ચક્ષુ વડે જોઇ શકે છે, જ્યારે અજ્ઞાની મનુષ્યના ચર્મચક્ષુ ઉઘાડા હોય છે, પરન્તુ હૃદય ચક્ષુ ઉઘડેલા હોતા નથી; તેથી તે દેખતો હોવા છતા હૃદયથી તે અંધ હોય છે. બહારના અંધાપા કરતાં હૃદયનો અંધાપો અનેકગણો વધારે ભયંકર હોય છે. આખના અંધાપાથી માણસને એક જન્મમા દુઃખ વેઠવું પડે છે, ત્યારે હૃદયના અંધાપાથી તો જીવને અનેક ભવોમા ભટકવું પડે છે. વિશેષજ્ઞ પુરુષના હૃદય ચક્ષુ ઉઘાડા હોવાથી, ભ્રમણ વધે તેવી એક પણ ક્રિયા તે કરતો નથી.

## વિશેષજ્ઞપણું એટલે ત્રિપદીનું જ્ઞાન

આંધળા માણસને જોઇને, આપણને દયા ઉપજે

જ્ઞાની પુરુષોના હૃદયમાં તો હૃદયના અંધાપાવાળાને જોઈને કરુણાનો સ્રોત વહેવા લાગે છે. આજે બહારનો અંધાપો દૂર કરવા માટે અનેક ઉપાયો યોજાય છે, પણ હૃદયનો અંધાપો દૂર કરવા માટે ઉપાય કરવાનું કોઈ વિચારતું નથી. અનંતજ્ઞાની તીર્થંકર પ્રભુએ હૃદયચક્ષુને ખોલવાનો રામબાણ ઉપાય દર્શાવ્યો છે અને તે છે હેય, જ્ઞેય અને ઉપાદેયની ત્રિપદીનું જ્ઞાન હૃદય ચક્ષુને ખોલવાની આ દિવ્ય ઔષધિ છે. આયુર્વેદની માન્યતા છે કે આંખના તમામ દર્દો ત્રિફળાથી દૂર થાય છે. જેમ ત્રિફળા ચર્મ-ચક્ષુના રોગોને દૂર કરે છે અને નેત્રને શુદ્ધ દૃષ્ટિ આપે છે તેમ હેય, જ્ઞેય અને ઉપાદેયની ત્રિપદી હૃદયને દિવ્ય દૃષ્ટિ આપે છે આ વડે માણસે હૃદયના અંધાપાને દૂર કરી, વિશેષજ્ઞ બનવું જોઈએ

## આ ગુણની ખીલવણીમાં વિકાસ છે

ચર્મચક્ષુ નહિ હોય તો ચાલશે, પરંતુ હૃદય ચક્ષુ બંધ હશે તો વધુ નુકશાન થશે. ચર્મચક્ષુ બંધ હશે તો બહુ બહુ તો શરીરને ઈજા થશે, પરન્તુ હૃદય ચક્ષુ બંધ હશે તો આત્માને ઈજા પહોંચશે. આંધળો માણસ ખાડામાં ગબડી પડે છે, ત્યારે અજ્ઞાની માણસ તો પતનની ઊંડી ખાઈમાં ગબડી પડે છે. આંધળો માણસ ટેકરાઓ સાથે અથડાય છે, ત્યારે અજ્ઞાની મનુષ્ય તો મોહ અને પ્રલોભનના તીક્ષ્ણ ટેકરાઓ સાથે અથડાયા કરે છે. વિશેષજ્ઞ પુરુષ આ ખાડા અને ટેકરાઓથી બચી શકે છે. માટે શ્રાવકે આ ગુણને ખીલવીને આત્મોન્નતિ સાધવી જોઈએ અને ઈષ્ટ ધ્યેયે પહોંચવા પ્રયત્ન કરવો જોઈએ.

## ૨૧. ધ્યેયસિદ્ધિ

### ગુણ રત્નો મેળવવાનો માર્ગ

સમુદ્રમાં મોતી અને રત્નો ભરેલાં છે, પણ સપાટી ઉપર ફરનારને તે મળી શકતાં નથી; જે માણસ સમુદ્રમાં ઉંડે ડુબકી મારીને બહારથી ગુમ થઇ જાય છે તે જ સમુદ્રને તળીએ પડેલાં મોતી તથા રત્ન રાશીને મેળવી શકે છે. તેવી જ રીતે આત્મામાં અનેક ગુણો ભરેલા છે પણ તે ગુણો ભૌતિક વસ્તુના મોહમાં ફસાઇ જનારને મળતા નથી; તે ગુણ રત્નો મેળવવા માટે તો બહારની દુનિયાને ભૂલી જઇ, આત્માના સાગરમાં ડુબકી મારવી જોઈએ.

સામાન્ય માનવી ભૌતિક વસ્તુના મોહથી મૂક્ત થઈ શકતો નથી અને તેથી તે આત્મિક ગુણો મેળવી શકતો નથી; ધનાદિની તૃષ્ણાના કીચડમાં તે ફસાઇ જાય છે અને તેમાથી નીકળવું તેને માટે મુશ્કેલ થઇ પડે છે.

### શ્રેયસ્ કે પ્રેયસ્

દરેક મનુષ્યની સામે 'શ્રેય અને પ્રેય'—એ બે વસ્તુઓ છે; તેમાંથી વિવેકી અને દીર્ઘદૃષ્ટિવાળો પુરુષ શ્રેયને પસંદ કરે છે, ત્યારે અવિવેકી પ્રેયને પસંદ કરે છે. પ્રેય એટલે પ્રિય લાગનારી વસ્તુઓ અને શ્રેય એટલે હિત કરનારી-શ્રેયસ્કર વસ્તુઓ. ધન, વૈભવ, સ્ત્રી, પુત્ર, મહેલ, મોટર, આદિ વસ્તુઓ સામાન્ય માનવને પ્રિય હોય છે તેથી તે પ્રેય કહેવાય છે. સત્ય, સંતોષ, ક્ષમા, આદિ ગુણો આત્માનું શ્રેય કર

તે શ્રેય કહેવાય છે. વિવેકી પુરુષે પ્રેયને તજી શ્રેયને પસંદ કરવુ જોઇએ અને આત્માના અનેક ગુણ-રત્નેને પ્રાપ્ત કરવાં જોઈએ.

પ્રેયથી ઉપજતું સુખ ક્ષણિક છે અને આખરે તે દુ:ખરૂપ બને છે, જ્યારે શ્રેય શાશ્વત સુખ આપનારૂ છે; તેથી જ શ્રાવકે પ્રેયથી દૂર રહેવુ ઘટે છે અને શ્રેયને અપનાવવુ ઘટે છે.

## શ્રેયસ્ પ્રાપ્તિનો ગુહ્ય ઉપદેશ

ઉજ્જૈનમાં જ્યારે રાજા વીર વિક્રમ રાજ્ય કરતા હતા, ત્યારે ઉજ્જૈનમા એક વૈભવશાળી શેઠ રહેતા હતા; તેને ચાર પુત્રો હતા. પુત્રો સંસ્કારી ને સુશીલ હતા. તેઓ બધા હળીમળીને સાથે રહેતા હતા. એક વખતે શેઠ માંદા પડયા, ત્યારે શેઠે વિચાર્યું કે, 'હવે હું લાબો વખત જીવીશ નહિ, માટે જતાં જતા પુત્રાને સારી શિખામણ આપતો જાઉં.'

એમ વિચારી શેઠે પુત્રાને બોલાવ્યા અને કહ્યું, 'તમે બધા સુસંસ્કારી છો, એટલે મારે તમને વિશેષ કહેવાની જરૂર નથી; તમો બધા હળીમળીને સાથે રહેશો એવો મને વિશ્વાસ છે, પણ કોઈ વખતે પારકા ઘરની આવેલી સ્ત્રીઓમાં સંપ ન રહે અને તમારે જુદું થવુ પડે તો બધી સંપત્તિ તમે વ્હેંચી લેશો; ચાર ડબ્બા આ પલંગના ચાર પાયા નીચે દાટેલા છે, તે દરેક ડબ્બા પર નામ લખેલું છે, તમારે જુદા થવાનું થાય ત્યારે તે કાઢી લેજો અને સૌ પોત પોતાના નામનો ડબ્બો લઈ લેજો.'

થોડા દિવસ બાદ શેઠનું અવસાન થયું, ઘણો વખત તેઓ સાથે રહ્યા, પરન્તુ આખરે સ્ત્રીઓના ક્લેશને લીધે તેઓ જુદા પડ્યા. ચારે ભાઈઓએ પલંગ નીચેની જમીન ખોદી અને ડાબલા કાઢ્યા. સૌએ પોત પોતાના નામ વાંચીને ડાબલા લઇ લીધા; દરેકના ડબ્બામાં શુ શું ભર્યું છે તે જોવા સૌ આતુર બન્યા.

સૌથી પ્રથમ મોટાભાઈએ પોતાનો ડાબલો ખોલ્યો; તેમાંથી કોલસા નીકળ્યા ! તેને નવાઈ લાગી, પરન્તુ તેણે વિચાર્યું કે, 'પિતાએ તો મારા માટે તેમા ધન ભર્યું હશે, પરન્તુ મારા નશીબમાં નહિ હોય એટલે ધનના કોલસા થઈ ગયા લાગે છે !'

પછી બીજા ભાઇએ ડબ્બો ખોલ્યો, તો તેમાથી માટી નીકળી; સૌને આથી વધારે નવાઈ લાગી, ત્રીજામાંથી હાડકાં નીકળ્યા, ત્યારે સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો. બધાને થયું કે આ ચોથા ડાબલામાં જ બધી કિંમતી વસ્તુઓ ભરેલી હશે. ચોથો ડાબલો ખોલ્યો તો તેમાથી ઘાસના તણુખલાં નીકળ્યાં !

સૌ વિચારવા લાગ્યા કે આવી વસ્તુઓ ડાબલામા ભરવાનું કંઈક રહસ્ય હોવુ જોઈએ. શેઠે પુત્રોને વારસામાં સસ્કાર આપ્યા હતા. તેથી તેઓએ વિચાર્યું કે 'પિતાજીએ આપણને ભૌતિક વસ્તુઓ નહિ પરન્તુ શિખામણ રૂપી મૂડી આ ડાબલામા આપી છે. આ વસ્તુઓમાથી આપણે બોધપાઠ લેવાનો છે :

કોલસાનો અર્થ એ છે કે કોલસાને તમે સાબુથી ગમે તેટલો ધુઓ તો પણ તેની કાળાશ જતી નથી, તેમ ભૌતિક વસ્તુઓમાંથી તમે સુખ મેળવવાનો ગમે તેટલો પ્રયત્ન કરશો તો પણ તેમાંથી સુખ નીકળવાનું નથી; માટે ધનાદિ પાછળ પડીને જીંદગી ગુમાવશો નહિ

માટી સૂચવે છે કે આપણો દેહ માટીનો બનેલો છે આખરે માટીમાં મળી જવાનો છે, માટે તેના લાલન-પાલનમાં સમય વ્યતિત કરશો નહિ; બને તેટલો સમય આત્મ પુરુષાર્થ પાછળ લગાડજો.

હાડકું આપણને બોધપાઠ આપે છે કે આપણું શરીર હાડકાઓનુ બનેલું છે; માટે કોઇ પણ જાત

કરશો નહિ.

તણખલું કહે છે કે આપણી જીંદગી તણખલા જેવી છે; ધન, વૈભવ પણ તણખલા જેવા તુચ્છ છે-ક્ષણિક છે; માટે પ્રેયને છોડીને શ્રેયને રસ્તે જવુ જોઇએ, કેમકે પ્રેયનું સુખ ક્ષણિક છે. શાસ્ત્રકારોએ કહ્યું છે કે,

खणमित्त सुक्खा बहु काल दु:खा।

ક્ષણ માત્રનું સુખ અને બહુ કાળનું દુ ખ પ્રેયમાં રહેલું છે, માટે શ્રેયનો માર્ગ પસંદ કરવો જોઈએ. અંગ્રેજીમાં પણ કહ્યું છે કે, A man of pleasure is a man of pain-ભોગ ભોગવનારો માણસ દુ ખમય બની જાય છે.

પ્લેટોએ પોતાના પુત્રોને મરતી વખતે આવી જ શિખામણ આપી હતી; તેણે પોતાના પુત્રોને કહ્યું હતુ કે, બેટા, ચાર વાતો તમને કહેવાની છે, તેમા બે વાતો ભૂલી જવાની છે અને બે વાતો યાદ રાખવાની છે.

એક તો કોઇએ તમારૂં બગડયું હોય, કોઈએ તમારો વિરોધ કર્યો હોય તો તે ભૂલી જશો.

કોઇના પર તમે ઉપકાર કર્યો હોય તો તે ભૂલી જજો.

મૃત્યુને હંમેશા યાદ રાખજો-જેથી તમારા હાથે ખરાબ કામો ન થાય.

સૌથી છેલ્લી અને અગત્યની વાત એ છે કે, કોઇ કોઇને સુખ કે દુ ખ આપી શકતું નથી, પરન્તુ પોતાના કર્મથી જ દરેકને સુખ કે દુઃખ પ્રાપ્ત થાય છે, માટે તમો કોઇ પર રાગ કે દ્વેષ કરશો નહિ. વળી જેવા કર્મો કરશો તેવું ફળ તમારે ભોગવવાનું હોઈ, અશુભ કર્મોથી દૂર રહેજો.

આ રીતે પ્લેટોએ શ્રેયનો માર્ગ બતાવ્યો છે. ભગવાન મહા-

વીરે શ્રેયની પ્રાપ્તિ અર્થે ચારિત્ર ધર્મ ફરમાવેલ છે. ચારિત્ર ધર્મના બે પ્રકાર છે –શ્રાવકનો ધર્મ અને સાધુનો ધર્મ. શ્રાવક ધર્મમાં બાર વ્રત અને એકવીસ ગુણોનો સમાવેશ થાય છે. તે પૈકીનો છેલ્લો એકવીસમો ગુણ 'ધ્યેયસિદ્ધિ'નો છે.

## શ્રાવકનો એકવીસમો ગુણ : ધ્યેયસિદ્ધિ

લબ્ધ લક્ષ્યપણું એટલે લક્ષ્યને પ્રાપ્ત કરવું અર્થાત સમ્યક દર્શન, સમ્યક જ્ઞાન અને સમ્યક ચારિત્ર પ્રાપ્ત કરવું. શ્રાવકના જીવનનું આ લક્ષ્ય હોવું જોઈએ. આ ધ્યેયને પ્રાપ્ત કરવા પુરુષાર્થ કરવો તે લબ્ધ લક્ષ્યપણું છે.

જેમ લોભી ધનની પાછળ દિવાનો બને છે, રાત્રિ અને દિવસ ધનના જ સ્વપ્ના તેને આવે છે તેવી રીતે શ્રાવકે પોતાના લક્ષ્યની પાછળ પોતાની સર્વ શક્તિ કેન્દ્રિત કરવી જોઈએ જેમ કામી પુરુષ સ્ત્રીની પાછળ પાગલ બને છે તેમ શ્રાવકે મોક્ષ ધ્યેયની સિદ્ધિ પાછળ મગ્ન બનવું જોઈએ. શ્રાવકની દરેક પ્રવૃત્તિ આ ધ્યેયની પૂરક બને ત્યારે જ શ્રાવક લક્ષ્યની પ્રાપ્તિ કરી શકે છે.

## એકાગ્રતાનો આદર્શ

દ્રોણાચાર્ય પાંડવો અને કૌરવોના ગુરુ હતા, તેમની પાસેથી પાંચ પાંડવો તથા દુર્યોધન, કર્ણ વગેરે વિવિધ પ્રકારની શસ્ત્રવિદ્યા શીખતા હતા. એક વખતે દ્રોણાચાર્યને પોતાના શિષ્યોની પરીક્ષા લેવાનું મન થયું, તેમણે એક ઝાડની શાખે લાકડાનું એક [illegible] રંગનું પક્ષી કરાવ્યું [illegible] તેના એક [illegible]
[illegible] ઘણાએ લક્ષ્યવેધ કર્યો તેઓ [illegible]

અરહન બાણુથી વિંધવાની છે.'

દ્રોણાચાર્યે પ્રથમ યુધિષ્ઠિરને કહ્યું, 'હે ધર્મરાજ ! તમે ધનુષ્ય ચઢાવીને તૈયાર થાઓ.' યુધિષ્ઠિર સજ્જ થયા અને નિશાન તાકીને ગુરુની આજ્ઞાની રાહ જોવા લાગ્યા, ત્યારે દ્રોણે તેમને પૂછ્યું, 'તમે આ ઝાડ ઉપરના પક્ષીને દેખો છો ?'

યુધિષ્ઠિરે કહ્યું, 'હા, ગુરુ મહારાજ ! હું તે પક્ષીને બરાબર જોઇ શકું છું.'

'તમે આ વૃક્ષને, મને અને અહીં બેઠેલા સર્વને જોઇ શકો છો ?' ગુરુએ બીજો પ્રશ્ન કર્યો

યુધિષ્ઠિરે કહ્યું, 'હા, હું બધાને જોઇ શકું છું.'

આ સાંભળીને ગુરુએ કહ્યું, 'તમે તમારા સ્થાને પાછા જાઓ; તમો પક્ષીને વીંધી શકશો નહિ.'

દ્રોણગુરુએ દુર્યોધન વગેરે રાજકુમારોને પણ તેવી જ રીતે પૂછ્યું, પરન્તુ કોઇના જવાબ સંતોષકારક મળ્યા નહિ, એટલે દ્રોણે સૌને પોત પોતાના સ્થાને પાછા બેસાડી દીધા.

છેલ્લે દ્રોણે અર્જુનને કહ્યું, 'બેટા, હવે તારો વારો છે. તારા પર બધો આધાર છે. તેં ભક્તિ ભાવપૂર્વક, પ્રેમ અને શ્રદ્ધાથી વિદ્યા શીખી છે, એટલે તું પરીક્ષામાં સફળ થઇશ એવી આશા છે.

ગુરુની આજ્ઞા થતાં, અર્જુન તૈયાર થયો અને નિશાન તાકીને ઊભો.

અર્જુન સજ્જ થયો, એટલે ગુરુએ બધાને પૂછેલો પ્રશ્ન કર્યો: 'બેટા, તું ઝાડને, અહીં બેઠેલાઓને અને મને જોઇ છે ?'

અર્જુને જવાબ આપ્યો, 'હું નથી દેખતો આપને કે અહીં

ડાળીઓને; નથી જોઈ શકતો ઝાડીને કે ડાળીઓને.'

ગુરુએ બીજો પ્રશ્ન પૂછ્યો, ત્યારે પક્ષીને જોઈ શકે છે ખરો?'

'ના ગુરુજી; હું આખું પક્ષી જોઈ શકતો નથી; મને તો ફક્ત તેનું માથું જ દેખાય છે.' અર્જુને કહ્યું.

આ જવાબથી દ્રોણને સંતોષ થયો; દ્રોણે કહ્યું, 'ત્યારે તું નિશાન તાકી શકીશ; માટે બાણ છોડ અને મસ્તક વિંધી નાખ.'

અર્જુને બાણ છોડયું; તે પક્ષીનું મસ્તક છેદાઈ ગયું અને પક્ષી પૃથ્વી પર પડયું.

કહેવાનું તાત્પર્ય એ છે કે અર્જુન જેવી એકાગ્રતા જ ધ્યેયની સિદ્ધિ તરફ લઈ જાય છે, આત્મકે પોતાના લક્ષ્યની પ્રાપ્તિ અર્થે આ જાતની એકાગ્રતા કેળવવી જોઈએ.

પરંતુ આજની પરિસ્થિતિ તો તદ્દન વિપરિત દેખાય છે! આજે તો બધું દેખાય છે, માત્ર લક્ષ્ય જ દેખાતું નથી.

## પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ વચ્ચે તફાવત

આપણે ત્યાં ચાર પુરુષાર્થ કહેવામાં આવ્યા છે: ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. આપણે મોક્ષને સાધ્ય માન્યું છે અને ધર્મને સાધન માન્યું છે. મોક્ષ અને ધર્મ—એ બે પુરુષાર્થને આપણે મુખ્ય માન્યા છે, જ્યારે અર્થ અને કામ—એ બેને ગૌણ માન્યા છે. આ આપણી સંસ્કૃતિ છે. પાશ્ચિમાત્ય સંસ્કૃતિએ કામને સાધ્ય બનાવ્યું છે અને અર્થને સાધન બનાવેલ છે. તે સંસ્કૃતિએ કામ અને અર્થને મુખ્ય સ્થાન આપેલ છે.

પૂર્વની સંસ્કૃતિનું કેન્દ્ર સ્થાન મોક્ષ છે અને ધર્મ તેનું સાધન છે. એટલે આપણે ધર્મશાસ્ત્રો રચ્યાં. પશ્ચિમની સંસ્કૃતિએ કામને કેન્દ્રમાં રાખેલ છે અને અર્થને તેનું સાધન બનાવેલ છે, એટલે તેમણે અર્થશાસ્ત્રો રચ્યાં. પૂર્વની સંસ્કૃતિથી રંગાયેલો માનવી દરેક

પ્રવૃત્તિ વખતે વિચારે છે કે પોતાની પ્રવૃત્તિ ધર્મમય છે કે નહિ? ત્યારે પાશ્ચિમાત્ય સંસ્કૃતિથી રંગાયેલો માનવી કોઇ પણ પ્રવૃત્તિ કરતી વખતે તેમાં કેટલો અર્થ-લાભ છે તે વિચારે છે. આમ બંનેની સંસ્કૃતિમાં ઘણો તફાવત છે.

આપણો ધ્યેય મોક્ષ પ્રાપ્તિનો છે, તે મેળવવાનો પ્રયાસ કરવો તેનું નામ છે લબ્ધ લક્ષ્યપણું. આ શ્રાવકનો એકવીસમો ગુણ છે. આ ગુણો જે પ્રાપ્ત કરે તે આત્મોન્નતિ સાધી શકે છે અને માનવ જન્મ સાર્થક કરી શકે છે.

સંપૂર્ણ

*......તેમની વાણીમા ક્રાન્તિ ગાજે છે તેમનું સંસ્કૃત-અંગ્રેજીનું જ્ઞાન તેમને વિચારોની ઉદાત્તતામા મદદગાર બને છે અને તેમની બહુશ્રુતતા વિષય પ્રતિપાદન માટે દૃષ્ટાંતો પૂરા પાડે છે....તેમના પ્રવચનોનું વાંચન રસિકતા કે ક્રમબદ્ધતાનો ભંગ કર્યા વિના રોચક બને છે. —પ્રજાબંધુ

* વિષયોનું વૈવિધ્ય, રોચક અને પ્રશાંત શૈલી, ગુંગળાવી ન નાખે એવી વિદ્વતા, સમભાવ, તુલનાત્મક જ્ઞાન, પ્રમાણમાં વાચનની અધિકતા, મૌલિક ચિંતન અને વ્યાખ્યાન માટે કરેલ સંપૂર્ણ તૈયારી—આ બધી બાબતોને લીધે પ્રવર્તીજીના વ્યાખ્યાનોએ નવો જ ચીલ્લો પાડયો છે—જે સૌને માટે સદા હિતકર નીવડે એવો છે. એમના વ્યાખ્યાનો સાભળવા લોકોમાં પડાપડી થાય છે એ વાત તો હવે સર્વ વિદિત છે. વ્યાખ્યાનોની ઉત્તમતાની એ પણ એક પારાશીશી છે. —રત્નજ્યોત

* માનવતાના સંસ્કારો અને વિચારોને ઉર્ધ્વગામી બનાવવાનું આ વ્યાખ્યાનોમા સારું બળ છે. દાખલા દલીલોથી પોતાની વાતને પુષ્ટિ આપીને કહેવાની રીત શ્રોતાજનોને પ્રિય થઇ પડે તેવી છે. —જન્મભૂમિ

* આ પુસ્તકમાં મહાસતી શ્રી ઉજ્જવળકુંવરજીના ઓજસ્વી અને ક્રાન્તિકારી પ્રવચનોનું બહુ જ સુંદર સંકલન અને સંપાદન થયેલ છે. સતીજી સ્થાનકવાસી સમાજની એક પરમ વિદુષી અને પ્રૌઢ વિચારશીલ સાધ્વી છે. તેમના પ્રવચનોમાં સ્વાભાવિક વાણીનો પ્રવાહ, સુપ્ત સમાજને પ્રબુદ્ધ કરનાર વિલક્ષણ પ્રવાહ અને ઉચ્ચ વિચાર ધારા વિદ્યમાન છે. જીવનને સમાજોપયોગી, પવિત્ર, ઉન્નત અને સુખી બનાવવા માટે આ પુસ્તક માર્ગદર્શક ભોમિયાનું કાર્ય કરશે.

આ પુસ્તકમાં રાષ્ટ્રીય, ધાર્મિક અને સાંસ્કૃતિક પ્રવચનોનો સંગ્રહ બહુ જ ઉપયોગી રીતે કરવામા આવેલ છે. પ્રવકતા, વ્યાખ્યાન દાતા અને ઉપદેશકો માટે પણ આ પુસ્તક અત્યંત ઉપયોગી